# લલ્લુભાઈ દલપતરામ કવેશ્વર સ્મારક ગ્રંથમાળાનો
# પરિચય

**સ્વર્ગસ્થ** લલ્લુભાઈ દલપતરામ કવેશ્વરનાં પુત્રવધૂ બાઈ શ્રી. નિર્મળા દત્તુભાઈ કવેશ્વર તરફથી રૂ. ૧૦૦૦૦] ની રકમ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને સન ૧૯૨૨ માં મળેલી તે અંગેની સ્મારક ગ્રંથમાળાને લગતી કલમ (૩) નીચે પ્રમાણે છે—

(ङ) વ્યાજમાંથી વધેલા ( કલમ अ, ब, અને क પ્રમાણે ખર્ચાયા બાદ ) બાકી રૂપિયામાંથી સ્વર્ગસ્થ લલ્લુભાઈ દલપતરામ કવેશ્વર સ્મારક ગ્રંથમાળા કાઢવી, તે ગ્રંથો લોકોપયોગી વિષયો પર ઇનામ આપી લખાવી છપાવવા અને યોજનાની બાબત તેમાં યોગ્ય લખાણ કરવું, તેમજ સ્વર્ગસ્થની છબી મૂકવી. તેના બ્લોકનું ખર્ચ ફંડના વ્યાજમાંથી કરવું. પુસ્તકો સ્વતંત્ર રીતે કે અનુવાદ રૂપે પણ કરાવવાં.

તદનુસાર સદરહુ ફંડમાંથી નીચેનાં પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે—

| પુસ્તક | કર્તા | કિંમત |
|---|---|---|
| ૧. અશોકચરિત્ર | શ્રી. ભરતરામ ભાનુસુખરામ મહેતા | ૦–૧૨–૦ |
| ૨. આપણી કવિતાસમૃદ્ધિ | પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર | ૧—૦–૦ |
| ૩. પ્લેટોનું આદર્શ નગર ભા. ૧ | શ્રી. પ્રાણજીવન વિશ્વનાથ પાઠક | ૧—૦–૦ |
| ૪. પ્લેટોનું આદર્શ નગર ભા. ૨ | શ્રી. પ્રાણજીવન વિશ્વનાથ પાઠક | ૧—૦–૦ |
| ૫. ભાલણ, ઉદ્ધવ અને ભીમ | શ્રી. રામલાલ ચુનીલાલ મોદી | ૦–૧૪–૦ |

પ્રસ્તુત પુસ્તક સદરહુ ગ્રંથમાળાનું છઠ્ઠું પ્રકાશન છે

ગુજરાત વિદ્યાસભા
અમદાવાદ.
તા. ૧–૩–૪૮

જેઠાલાલ જીવણલાલ ગાંધી
આસિસ્ટન્ટ સેક્રેટરી

# અનુક્રમણિકા





# ઉપોદ્ઘાત

સદ્ગત દી. બા. કેશવલાલ ધ્રુવે સંપાદિત કરેલ ઈસવી સનના 'પંદરમા શતકનાં પ્રાચીન ગૂર્જર કાવ્ય' ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ ૧૯૨૭માં પ્રસિદ્ધ કર્યાં છે. આવા શતકવાર સંગ્રહો ભાષા, સાહિત્ય અને સંસ્કૃતિના અભ્યાસમાં અનેક રીતે સહાયભૂત થાય છે. આથી જૂના ગુજરાતી સાહિત્યના ઉદ્ધારનું આ કાર્ય આગળ ધપાવવાનું સોસાયટીએ ઠરાવ્યું, અને ઈસવી સનના સોળમા તથા સત્તરમા શતકનાં ગુજરાતી કાવ્યોના સંપાદનનું કાર્ય અભ્યાસીઓને સોંપવામાં આવ્યું. તે અનુસાર વિવિધ વિષયો અને વિવિધ રચનાશૈલીનું પ્રતિનિધિત્વ રજૂ કરતાં સત્તરમા શતકનાં કાવ્યોનો એક સંગ્રહ સંપાદિત કરીને અહીં રજૂ કર્યો છે. નીચેનાં આઠ કાવ્યો એમાં લેવામાં આવ્યાં છે– ગમળાંકતાકૃત 'કપિલમુનિનું આખ્યાન' (સં. ૧૬૬૦ આસપાસ), કૂદકૃત 'પાંડવવિષ્ટિ' (સં. ૧૬૭૭), ગોવિન્દકૃત 'મામેરું' (સં. ૧૬૮૦ આસપાસ), નરહરિકૃત 'હરિલીલામૃત' (સંભવત. સં. ૧૬૭૨ પહેલાં), વિશ્વનાથ જાનીકૃત 'પ્રેમપચીસી' (સં. ૧૭૦૮ આસપાસ), અજ્ઞાત કવિકૃત 'માધવાનલ કથા' (સં. ૧૭૨૭ પૂર્વે), વૈકુંઠદાસકૃત 'રાસલીલા' (સં. ૧૭૪૪ પૂર્વે), અને કેસરવિમલકૃત 'સૂક્તમાલા' (સં. ૧૭૫૪).

આમ આ સંગ્રહ પ્રેમાનંદ પૂર્વે લગભગ અર્ધી સદી દરમ્યાન રચાયેલી તથા પ્રેમાનંદની સમસામયિક એવી કૃતિઓનું પ્રતિનિધિત્વ

રજૂ કરે છે. આ સંગ્રહમાં મુખ્યત્વે અપ્રસિદ્ધ ટૂંકાં કાવ્યો–તેમાંયે અત્યાર સુધીમાં બહાર નહિ આવેલાં અથવા ઓછાં બહાર આવેલા કવિઓની કૃતિઓ લેવાનો સામાન્ય નિયમ રાખ્યો છે. આથી ઈસ્વી સનના સત્તરમા શતકમાં થઈ ગયેલા પ્રેમાનંદના સુપ્રસિદ્ધ પુરોગામીઓ વિષ્ણુદાસ તથા શિવદાસની લાંબીલચક કૃતિઓને અથવા પ્રેમાનંદના વયોવૃદ્ધ સમકાલીન (Senior contemporary) તત્ત્વજ્ઞાની કવિ અખાના કોઈ કાવ્યને અહીં સ્થાન આપી શકાયું નથી. જો કે કેસરવિમલકૃત 'સૂક્તમાલા' જેવી વિશિષ્ટ કૃતિની બાબતમાં આ નિયમ શિથિલ કર્યો છે. અર્થાત્ અગાઉ મુદ્રિત થયેલી હોવા છતાં સાહિત્યના અભ્યાસીઓને લગભગ અજ્ઞાત હોઈ એ કૃતિને અહીં સ્થાન આપ્યું છે. એથી એક જૈન કવિની સુન્દર રચના પણ અહીં સંગૃહીત થાય છે.

જૂનું ગૂજરાતી સાહિત્ય જેટલું પ્રસિદ્ધ થયું છે તે કરતાં અનેકગણું હજી અપ્રસિદ્ધ પડ્યું છે. ગુણદૃષ્ટિએ આપણા જૂના લેખકો કદાચ ઝાઝું ન આપી શક્યા હોય, પરન્તુ તેમનાં સર્વ લખાણોની ભાષાનો, સાહિત્યનો અને પ્રજાનો ઇતિહાસ ઉકેલવાની દૃષ્ટિએ અસાધારણ ઉપયોગિતા છે. ગૂજરાતી ભાષાનો સંપૂર્ણ વ્યુત્પત્તિકોશ તથા વ્યાકરણ પણ ત્યારે જ તૈયાર થઈ શકશે, જ્યારે આ બધી કૃતિઓનો પદ્ધતિસર અભ્યાસ થશે.

## સંપાદનની પદ્ધતિ

ઉપર્યુક્ત કાવ્યોનું સંપાદન મુખ્યત્વે ફાર્બસ ગૂજરાતી સભા તથા ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીના હસ્તલિખિત ગ્રન્થસંગ્રહોમાંની હાથપ્રતો ઉપરથી કરવામાં આવ્યું છે. બનતાં સુધી એવાં કાવ્યો લેવામાં આવ્યાં છે કે જેમની વિશ્વસ્ત જૂની હાથપ્રતો મળતી હોય. એક જ કવિના કોઈ કાવ્યની એક કરતાં વધારે અર્વાચીન હાથપ્રતો મળતી હોય અને તેના જ બીજા કાવ્યની ભલે એક જ—પરન્તુ

વિશ્વાસપાત્ર અને જૂની-હાથપ્રત મળતી હોય તો તે એક જ હાથપ્રતવાળા કાવ્યને પસંદગી આપી છે આમ બનતાં સુધી જૂની હાથપ્રતોને આધારે જ સંપાદન કરવાનો નિયમ રાખ્યો હોવા છતાં બધાંયે કાવ્યોની કવિના સમયની, એ સમયની નજદીકની અથવા એકસરખી જૂની હાથપ્રતો મળે એ અસંભવિત હતું, વળી એક જ સમયની હાથપ્રતો હોય તેમાંયે લહિયો પોતાના મૂળ પ્રતીકને ઓછાવત્તા પ્રમાણમાં વફાદાર રહ્યો હોય તે અનુસાર પણ હાથપ્રતની ભાષા-ભૂમિકા આપણને પ્રાપ્ત થાય છે[1]. આથી સર્વે કાવ્યો ભાષાની દૃષ્ટિએ એક ભૂમિકા રજૂ કરતાં નથી. આ કારણે સત્તરમા શતકની ભાષા વિશે વિગતથી ચર્ચા આ ગ્રન્થમાં કરવાનું મુનાસિબ ધાર્યું નથી.

જે કાવ્યોની એક કરતાં વધારે હાથપ્રતો મળે છે, ત્યાં એક પ્રતના પાઠને મુખ્ય રાખી બીજીના પાઠો ટિપ્પણમાં નોંધ્યા છે. જ્યાં એક જ પ્રત મળતી હોય ત્યાં દેખીતી રીતે જ અશુદ્ધ હોય તેવા પાઠોને ટિપ્પણમાં સ્થાન આપી સુધારેલા પાઠોને મુખ્ય પાઠ તરીકે નોંધ્યા છે. ઉદાહરણ તરીકે 'કપિલ મુનિનું આખ્યાન'ની પંક્તિ ૧૨૦માં 'તથ'ને બદલે સુધારેલો પાઠ 'તપ', પંક્તિ ૧૫૦માં 'અશ્ર'ને બદલે 'અષ્ટ', પંક્તિ ૨૭૩માં 'દશ'ને બદલે 'દ્રષ્ટ' મૂકેલ છે. આ રીતે કેવળ અશુદ્ધિનું પરિશોધન કરવા સિવાય બીજો કોઈપણ ફેરફાર હાથપ્રતોમાં કર્યો નથી. મૂળની જોડણી પણ એમની એમ રાખેલ છે.

હવે, જે તે કવિ અને કાવ્ય વિશે કંઈક વિસ્તારથી જોઈએ.

### ૧. રામભક્તકૃત 'કપિલમુનિનું આખ્યાન'

રામભક્તકૃત 'કપિલમુનિનું આખ્યાન' ફાર્બસ ગૂજરાતી સભાની હાથ-

---

[1] કેટલીક વાર એક જ કવિના એક જ કાવ્યની લગભગ એક સમયે લખાયેલી બે હાથપ્રતો બે જુદીજુદી ભાષાભૂમિકાઓ રજૂ કરે છે તે આ કારણથી. ઉદાહરણ તરીકે ભાલણકૃત નળાખ્યાનની શ્રી. નટવરલાલ દેસાઈની સં. ૧૭૩૫માં લખાયેલી હાથપ્રતમાં ભાષા અર્વાચીન છે, જ્યારે એ જ કાવ્યની સં. ૧૭૩૭મા લખાયેલી પ્રતમાં ભાષા મધ્યકાલીન ગૂજરાતીની બીજી ભૂમિકા-ભાલણની કાદંબરીની ભૂમિકામાં છે. (જુઓ બુદ્ધિપ્રકાશ, પુ. ૮૯, અંક ૨માં મારો લેખ 'ભાલણકૃત નળાખ્યાનની એક જૂની હાથપ્રત')

પ્રત નં. ૧૦૯માંથી મળેલું છે. ગુટકારૂપે બંધાયેલી આ હાથપ્રતમાં આરંભમાં પૃ. ૧ ઉપર અખાના 'બારમાસ' (ત્રુટક) લખેલા છે. પૃ. ૨ થી ૩૪ સુધી વૈદકના સંસ્કૃત પ્રયોગો ગુજરાતી અનુવાદ સાથે લખેલા છે. આ ભાગ 'સં. ૧૭૪૭ ના વર્ષે આષાઢ માસે કૃષ્ણપક્ષે ૮ બુધે' લખેલો છે એમ પૃ. ૩૪ ઉપરની પુષ્પિકા ઉપરથી જણાય છે. પૃ. ૩૪ થી ૩૬ સુધી સંસ્કૃત તથા ગુજરાતીમાં વૈદકના પ્રયોગો આપ્યા છે. આ પછી પાનાનો નવો આંક શરૂ થાય છે, અને તેમાં પૃ. ૧ થી ૧૫ માં 'કપિલમુનિનું આખ્યાન' લખેલું છે. મૂળ આ પ્રતીકનાં ૧૬ પાનાં હોવાં જોઈએ; કેમકે મને ફાર્બસ સભા તરફથી મોકલવામાં આવેલી હાથપ્રતમાં, મુદ્રિત ૩૩૧મી પંક્તિના 'રામભક્તને' એ શબ્દ સુધીનો જ. પાઠ મળે છે, જ્યારે ફા. ગૂ સભાનાં હસ્તલિખિત પુસ્તકોની સૂચિ (ભાગ ૨, પૃ.૨૨૮)માં 'રામભક્તને ચરણે ગમો ભગવાન' એમ આખી પંક્તિ ઉતારેલી છે, એટલું જ નહિ, નીચે પ્રમાણે પુષ્પિકા પણ નોંધેલી છે:

ઇતિ કપિલમુનીનું આખ્યાન જ્ઞાનપ્રબોધ સંપુરણ ॥ લખતંગ કેડારી રણછોડ કાશી સંવત ૧૭૪૮ના ભાદ્રવા શુદ ૧૨ દિને

એ ઉપરથી જણાય છે કે આ કાવ્યની નકલ સં. ૧૭૪૮ માં કરવામાં આવેલી છે. વળી મને જે સ્થિતિમાં હાથપ્રત મળી છે તેમાં કાવ્યના ઉપર્યુક્ત છેલ્લા ત્રણ શબ્દો તથા આ પુષ્પિકાવાળું છેલ્લું પાનું નથી, તે ઉપરથી એમ લાગે છે કે સૂચિ તૈયાર થયા બાદ એ પાનું ફાટી ગયેલું હોવું જોઈએ. સૂચિમાં જ એ સંબંધી નીચે પ્રમાણે નોંધ છેઃ "પ્રતિ જૂની તેમજ જીર્ણ છે છેલ્લું પાનું ફાટેલું છે. × × છેલ્લા પાના ઉપર 'શ્રી રામસ્તુતિ'ની ૧૦ કડીઓ લખેલી છે, અને તે ત્રુટક છે. પાનું ફાટેલું હોવાથી ઉતારાય એવી નથી". પુષ્પિકાવાળું આ છેલ્લું પાનું પડ્યા પછી ... ફાટી ગયું હશે.

આખોયે ગુટકો એક જ હાથે લખાયો છે, એમ હસ્તાક્ષર ઉપરથી જણાય છે. પૃ. ૭૪ ઉપરની તેમજ અંતિમ પૃષ્ટ ઉપરની પુષ્પિકામાં નકલ કરનાર તરીકે 'રણછોડ કાશી'નું નામ મળે છે. આ કાવ્યની બીજી કોઈ હાથપ્રત જાણવામાં આવી નથી.

' કપિલ મુનિના આખ્યાન 'ની હાથપ્રત જીર્ણ હોવા છતાં સુવાચ્ય છે. પ્રતમાં ઝાઝી અશુદ્ધિઓ પણ નથી. લિપિ બાળબોધ છે, પણ કેટલાક અક્ષરોનો મરોડ ગુજરાતી લિપિનો છે

રામભક્તનું આ આખ્યાન 'શ્રીમદ્ ભાગવત'ના ત્રીજા સ્કંધને આધારે રચાયું છે. કવિના પોતાના શબ્દોમાં જ કહીએ તો,

> ત્રતીય સ્કંધે અધ્યા તેત્રીશ નિરૂપણ નિરધારીયે,
> ચોવીશ પુઠિ નવ રહ્યા તે કપિલ મુખે વિસ્તારિયે.

[પંક્તિ ૮-૯]

અર્થાત્ ' શ્રીમદ્ભાગવત 'ના તૃતીય સ્કંધના ચોવીસથી તેત્રીસ સુધીના અધ્યાયોમાં વિષ્ણુના અંશાવતાર તથા સાંખ્યશાસ્ત્રના આદિ-પ્રણેતા તરીકે સુપ્રસિદ્ધ કપિલ મુનિએ પોતાની માતા દેવહૂતિને તત્ત્વ-જ્ઞાનનો બોધ કરી સંસારમાંથી રાગનો ત્યાગ કરાવ્યો, એ પ્રસંગ વર્ણવેલો છે, તેનો જ સારોદ્ધાર કવિ અહીં કરે છે. અનુવાદ-કૃતિ અને સ્વતંત્ર કૃતિ એ બેની વચ્ચેનું સ્થાન આ સારોદ્ધાર લે છે. પ્રેમાનંદ પૂર્વેની સંખ્યાબંધ આખ્યાનકૃતિઓની બાબતમાં બન્યું છે તેમ, આ કંઈ ઉચ્ચ કોટિનું કાવ્ય નથી. તેમજ એને આપણે નિકૃષ્ટ કોટિમાં પણ મૂકી શકીશું નહિ કોઈ પ્રકારની વર્ણન-શક્તિ કે ભાષાપ્રભુત્વ આ લેખક બતાવી શકતો નથી, છતાં કપિલ પ્રોક્ત ઉપદેશને છાજતી ગંભીરતા અને પ્રૌઢિ લાવવાનો પ્રયાસ તેણે કર્યો છે એની ના પાડી શકાશે નહિ આખ્યાનના કથાભાગ તેમજ વર્ણન-અંશને બને તેટલા ટૂંકાવી તેણે જ્ઞાનભાગ ઉપર જ

પોતાનું ધ્યાન કેન્દ્રિત કર્યું છે અને મૂળના ઉપદેશનો સુવાચ્ય સાર ગૂજરાતીમાં આપ્યો છે એ પણ તેની જ્ઞાનરસિકતા દર્શાવે છે.

૩૩૧ પંક્તિના આ ટૂંકા કાવ્યનાં પાંચ કડવાં છે. રાગ, વલણ ઢાળ અને ઉથલાથી પદબંધ બાંધેલો છે. આમાં વલણ કડવાના ઉપસંહારરૂપે નથી, પણ રાગની ગરજ સારે છે એ નોંધપાત્ર છે. આ સરણિ બીજાં કેટલાંક જૂનાં આખ્યાનોમાં પણ જોવામાં આવે છે.

રામભક્ત અથવા રામ ભક્તે સં. ૧૬૬૦ માં ભગવદ્ગીતાનો અધ્યાયવાર સાર ગૂજરાતીમાં આપ્યો છે,[2] તે ઉપરથી જણાય છે કે સં. ૧૬૬૦માં તે વિદ્યમાન હતો. 'કપિલમુનિના આખ્યાન'માં રચનાસંવત નથી, તેમજ એનાં બીજાં કાવ્યો, 'અંબરીષાખ્યાન,' 'એકાદશ સ્કંધ' તથા 'યોગવાસિષ્ઠ'માં પણ રચનાસંવત નથી. રામભક્તની આ પાંચ સંવતરહિત કૃતિઓ છે, પણ 'ભાગવત દશમસ્કંધ' તથા 'રાસપંચાધ્યાયી'ને અંતે 'વિપ્ર સારસ્વત કહે હરિ રામ' એવો ઉલ્લેખ જેને માટે મળે છે[3] તે સારસ્વત વિપ્ર રામ આ રામભક્તથી અભિન્ન હશે કે કેમ એ નક્કી કહી શકાય તેમ નથી. જો અભિન્ન હોય તો એ બે કૃતિઓ તેના નામ ઉપર ચઢે અને તે સારસ્વત બ્રાહ્મણ હતો એમ ઠરે. રામભક્તનાં કાવ્યોમાં આવતા 'ભટ નારાયણ વૈકુંઠ કથા કહી રે' (એકાદશ સ્કંધ) તથા 'શ્રીવિશ્વનાથ વદન થકી સાંભળ્યું અમૃતજ્ઞાન' ( યોગવાસિષ્ઠ ) એવા ઉલ્લેખો ઉપરથી ભટ નારાયણ કે વિશ્વનાથ એના ગુરુનું નામ કદાચ હોય એમ વિદ્વાનો માને છે.[4] રામભક્તના જીવન વિશે આ સિવાય બીજી કોઈ હકીકત મળતી નથી.

---

૨. કવિચરિત, ભાગ ૨, પૃ. ૪૨૫

૩. એજ, પૃ. ૪૨૭

૪. એજ, પૃ. ૪૨૮

રામભક્તને મુખ્યત્વે જ્ઞાન વિષય ઉપરજ કલમ ચલાવી છે, અને ભગવદ્‌ગીતાનો અનુવાદ તો ગુજરાતીમાં આપનાર તે પહેલો જ છે. જ્ઞાની અખાના પુરોગામીઓમાં નરહરી અને માંડણની સાથે રામભક્તનું નામ પણ યાદ રાખવા જેવું છે. જો કે માંડણની સાથે તેની તુલના ગુણદૃષ્ટિએ નહિ, માત્ર વિષયદૃષ્ટિએ થઇ શકે એ ભાગ્યે જ કહેવું પડે એમ છે શ્રી. કેશવરામ શાસ્ત્રી કહે છે તેમ, " આ કવિએ જ્ઞાનમાર્ગીય ગ્રન્થોના અનુવાદોનો માર્ગ કરી આપ્યો છે," એ જ તેની મુખ્ય સેવા.

## ૨. રૂડકૃત 'પાંડવવિષ્ટિ'

રૂડકૃત 'પાંડવવિષ્ટિ'નું સંપાદન ફાર્બસ ગુજરાતી સભાના હસ્તલિખિત પુસ્તકસંગ્રહમાંના ગુટકા નં. ૨૦૮ને આધારે કરવામાં આવ્યું છે. સદરહુ ગુટકામાં 'પાંડવવિષ્ટિ' સિવાય બીજાં પાંચ કાવ્યો લખાયેલાં છે. સૌથી પહેલું વિષ્ણુદાસકૃત 'ચંદ્રહાસનું આખ્યાન' છે, પણ ગુટકાના આરંભના ૪૩ પાનાં ફાટી ગયેલાં હોવાથી ૪૪મા પાને ૧૮ મા કડવાની ૩૯ મી કડીથી કાવ્ય શરૂ થાય છે, અને ૫૯ મા પાને પૂરું થાય છે. ૬૦ થી ૯૧ પાનામાં દેવીદાસ આચાર્યનું 'રુક્મિણીહરણ' લખેલું છે પૃ. ૯૨ થી ૧૨૦મા પૂર્વોક્ત રામભક્તકૃત 'ભગવદ્‌ગીતા'નો પદ્યાનુવાદ લખેલો છે; અને પૃ. ૧૨૦ થી ૧૪૭ સુધીમાં પ્રસ્તુત કાવ્ય 'પાંડવવિષ્ટિ' ઉતારવામાં આવેલ છે. પૃ. ૧૪૭થી કોઈ અજાણ્યા કવિનું 'આમેર'' શરૂ થાય છે, જે પૃ. ૧૪૯ થી હાથપ્રત તૂટક હોવાને કારણે પહેલા જ કડવાની ૩૨ મી કડીથી અધૂરું રહે છે.

આખોયે ગુટકો સં. ૧૭૪૧ની સાલમાં એક જ હાથે ઉતારવામાં આવેલો છે. 'પાંડવવિષ્ટિ'ને અંતે નીચે પ્રમાણે પુષ્પિકા મળે છેઃ

---

૫. એજ, પૃ. ૪૨૯

ઇતીશ્રી પાડવની વરટે ગંપુરણ ।। સંવત ૧૬૭૯ વર્ષે આશ્વિન વદે ૮ વાર રાર્ના ।। લખીત શ્રીમાલી જ્ઞાતિ શા કીકા હરજી મધ્ય શાન્ને

અજાણ્યા કવિનું 'મામેરું'—કે જે અધૂરું મળે છે તે સિવાય બધાં કાવ્યોને અંતે નકલ કરનાર તરીકે આ 'કીકા હરજીનું નામ મળે છે. આખોયે ગુટકો તે વખતની ગૂજરાતી લિપિમાં સળંગ માથાં બાંધીને લખેલો છે. 'પાંડવવિષ્ટિ'ની નકલ તત્કાલીન જોડણી-વિષયક વિચિત્રતાઓ બાદ કરીએ તો શુદ્ધપ્રાય: છે. આ સિવાય 'પાંડવવિષ્ટિ'ની બીજી કોઈ નકલ હજી સુધી જાણવામાં આવેલ નથી.

ગણપતિ કવિ? ... નાકરની જેમ રૂદ પણ વિક્રમના સત્તરમા શતકના ઉત્તરાર્ધમાં થઇ ગયેલો કવિ છે. 'પાંડવવિષ્ટિ'ના અંતભાગમાં તેણે કરેલા

'સંવત સોલ સત્યોતરે શ્રાવણ શુદ મંગલવારિ,
નવમી નારાએણ તણી કીરત કરી વિસ્તારિ,

એ ઉલ્લેખ ઉપરથી 'પાંડવવિષ્ટિ' સં. ૧૬૭૭માં રચાયું હોવાનું નક્કી થાય છે. તેનું 'રુકિમણીહરણ' સં. ૧૬૫૨માં[6], 'શૃગાલપુરી' અથવા 'સગાળશા આખ્યાન' સં. ૧૬૮૨મા[7] તથા 'હરિશ્ચન્દ્રાખ્યાન' સં. ૧૬૮૩માં[8] રચાયેલ છે. આમ કવિનો જીવનકાળ તો નિશ્ચિત છે. 'રુકિમણીહરણ'ને અંતે તે પોતાને ઔદિચ્ય અનાવિલ બ્રાહ્મણ તરીકે ઓળખાવે છે અને બારડોલી પાસેનું સુપા ગામ પોતાનું વતન હોવાનું જણાવે છે. પોતાના પિતાનું નામ તે 'રુકિમણીહરણ'ને અંતે ગણેશ અને 'પાંડવવિષ્ટિ'ને અંતે ગણપતિ આપે છે. એ બન્ને નામોનો અર્થ એક જ છે, પણ એ બેમાંનું ખરેખર કયું એક તેના

૬. ફાર્બસ ગુજરાતી સભાના હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ, ભાગ ૧, પૃ. ૬૬. આ કાવ્યના સંપાદન માટે જુઓ 'ઊર્મિ', કાવ્યાંક, સ. ૧૯૯૧

૭. સગાળશા આખ્યાન (ગુ. વ. સો.), પૃ. ૮૯ થી ૧૦૧

૮. ફા. ગુ. સ. ના હસ્તલિખિત પુસ્તકોની નામાવલિ, ભાગ ૨, પૃ. ૨૩૨

પિતાનું નામ હતુ, અને કયું કેવળ છંદની સરલતા ખાતર મૂક્યુ છે, એ નક્કી કરવું મુશ્કેલ છે.

કૂઢનું 'પાંડવવિષ્ટિ' કાવ્ય ૧૩૬ છટાદાર છપ્પામાં લખાયેલું છે. એમાં કૃષ્ણે દુર્યોધનના દરબારમા જઈ વિષ્ટિ માટે કરેલા પ્રયત્નનુ વર્ણન માત્ર નથી; પરન્તુ ઠેઠ સભાપર્વના દ્યૂતના પ્રસંગથી માંડી મહાભારતનું યુદ્ધ તથા તેને અંતે પાંડવોના રાજ્યારોહણ સુધીનો વૃત્તાંત કવિએ આ કાવ્યમાં સુશ્લિષ્ટ સંક્ષેપમાં વર્ણવ્યો છે. જો કે વિષ્ટિ તથા યુદ્ધવર્ણનના પ્રસગમાં કવિએ ઉચિત વિસ્તાર કર્યો છે. સમકાલીન ખંભાતના વિષ્ણુદાસ અને શિવદાસના વેગપ્રાબલ્યે ઢંકાઈ ગયેલા કવિઓમાનો કૂઢ એ એક કવિ છે.'[૯] આ એક જ કાવ્યમાંથી પણ એની શક્તિઓનો સારો એવો પરિચય મળી રહે છે. કૌરવોના દરબારમા દુર્યોધન અને શ્રીકૃષ્ણ વચ્ચે સંવાદ, દુર્યોધન તથા તેની પત્ની અને પુત્ર વચ્ચેનો સવાદ, અને છેવટે અઢાર દિવસના યુદ્ધનુ વર્ણન કવિએ જુસ્સાદાર વાણીમાં રજૂ કર્યાં છે. છન્દોરચના ઉપર તેનો હાથ સારી રીતે બેઠેલો છે અને કાવ્ય એક જ છન્દમાં રચાયેલુ હોવા છતા કવિનુ ભાષાપ્રભુત્વ, વેગવત સંવાદો અને ટૂંકા પણ ઉચિત વર્ણનોને લીધે કટાળાજનક થઈ પડતું નથી તથા જ્યા વિગતોની જ હારમાળા રજૂ કરવાની છે એવાં સ્થળોએ પણ તેના કુડીબંધ સમકાલીનોની જેમ આ કવિ કેવળ સામાન્યતામાં સરી પડતો નથી. પોતાને 'કૂઢ મૂઢ' તરીકે ઓળખાવવામા આ કવિની નમ્રતા જ રહેલી છે.[૧૦] 'છપ્પય શામળ ખાસ' એ ઉક્તિદ્વારા સાહિત્યપ્રસિદ્ધ બનેલ છપ્પા લખનાર શામળનો આ કવિ એક સારો પુરોગામી છે. જો કે ઠેઠ અપભ્રંશ-કાળથી માંડી શામળના સમય સુધીમાં માત્ર છપ્પામા રચાયેલા બીજાં પણ કાવ્યો મળી આવે છે. વિનયચંદ્રસૂરિનું

---

૯. કવિચરિત, ભાગ ૧, પૃ. ૪૦૭.

૧૦ જુઓ—"કૂઢ મુઢ કેડે હુ બલી જાઉં" મહ્લઅખાડાના ચંદ્રાવળાની અંતિમ કડીમાં—ફા. ગુ. સ. ના હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ, ભાગ ૨, પૃ. ૧૯૪

'ઉપદેશમાલા કથાનકછપ્પય,' 'ખરતરગચ્છપટ્ટાવલીવર્ણનછપ્પય' વગેરે કાવ્યો છપ્પામાં છે. સં. ૧૫૯૯માં સૂરતના ગંગાદાસે 'લક્ષ્મીગૌરી-સંવાદ' છપ્પામાં લખ્યો છે. 'ગુણરત્નાકરછંદ'કાર શ્રીધર, જયશેખરસૂરિ 'સદયવત્સ'-કાર ભીમ વગેરેએ છપ્પાનો બહોળો પ્રયોગ કરેલો છે. કૂદનાજ લઘુ-વયસ્ક સમકાલીન અખાએ પણ તેનું 'અનુભવબિન્દુ' છપ્પામાં લખ્યું છે. દુહાની જેમ છપ્પો પણ મધ્યકાલનો એક માન્ય સુભાષિતછન્દ હતો.

'પાંડવવિષ્ટિ' સિવાય બીજાં કેટલાંક કાવ્યો આ કવિએ લખેલાં છે. સગાળશા તથા ચેલૈયાની લોકકથાને કાવ્યવિષય બનાવતું 'શૃગાલપુરી' તથા 'રુક્મિણીહરણ'ની પુરાણકથા ઉપરથી લખાયેલું 'રુક્મિણીહરણ' એ અનુક્રમે લોકવાર્તા અને પુરાણકથા ઉપરથી લખાયેલાં તેનાં છપાયેલાં કાવ્યો છે બાર-બાર કડવાંમાં લખાયેલાં આ ટૂંકાં આખ્યાનકાવ્યો કૂદની શક્તિનો સારો પરિચય આપે છે. 'શૃગાલપુરી'માં 'ઊઠોજી કુંઅર કોડામણા! ભામણાં લેઉં તારી માત' (પૃ. ૯૮)થી શરૂ થતું ચેલૈયાની માતાનું કરુણામય રુદનગીત અને 'રુક્મિણીહરણ'ના આઠમા કડવામાંનું રુક્મિણીનું નખશિખવર્ણન પ્રેમાનંદનું સ્મરણ કરાવે છે. તેનાં અપ્રસિદ્ધ કાવ્યો પૈકી 'મલ્લ અખાડાના ચંદ્રાવળા'માં મથુરામાં ધનુર્યજ્ઞ વેળાએ કૃષ્ણે કંસને કેવી રીતે માર્યો અને માતપિતાને બંધનથી છોડાવ્યાં એ પ્રસંગ છપ્પે છટાદાર ચંદ્રાવળા છંદમાં વર્ણવ્યો છે.[11] 'પાંડવવિષ્ટિ'ની સાથે સરખાવી શકાય તેવું એ કાવ્ય છે. છન્દોબદ્ધ કવિતા તેમજ દેશીબદ્ધ કવિતા ઉપર કૂદનો હાથ એકસરખો બેઠેલો હતો, એમ આ ઉપરથી જણાય છે. 'ગોદાવરી માહાત્મ્ય'ને આધારે લખાયેલાં તેનાં ૧૦ કડવાંના

11 એજ

'કપોતના આખ્યાન'માં નાચેનો પ્રસંગ નિરૂપાયેલો છે: "ગોદાવરીના તટે જંગલમાં વસતાં કપોત કુટુંબોમાંથી એક નર કપોત સિવાય બીજાં સર્વ કપોતોને વ્યાધ ઉપાડી પાંજરામાં પૂરે છે. ભક્તિ-પરાયણ કપોતિનીના વહારે તેનો પતિ ચઢે છે અને જંગલમાંથી વ્યાધની ઝુંપડીની આસપાસ ઘાસ ગોઠવી તેને બાળે છે અને વ્યાધ પાંજરામાંથી પક્ષીઓને છોડી મૂકે છે, અને એમ કપોતિની તથા તેનાં બચ્ચાં ઊગરે છે."[૧૨] પાછળથી ધીરા આદિ કવિઓએ આ વિષયનાં રસભર છૂટક પદ લખ્યાં છે. 'મહાદેવનો વિવાહ' તથા 'હરિશ્ચન્દ્રાખ્યાન'માં પણ કવિએ સુપ્રસિદ્ધ પૌરાણિક વિષયોને સ્પર્શ કર્યો છે

દક્ષિણ ગુજરાતની અનાવિલ જ્ઞાતિએ સો-સવાસો વર્ષમાં આપણને બે સારા કવિઓ આપ્યા છે. એક તો સં. ૧૫૫૦ આસપાસમાં થઇ ગયેલો 'બાલચરિત', 'કૃષ્ણવિષ્ટિ' વગેરેનો કર્તા કીકો વશી અને બીજો 'પાંડવવિષ્ટિ' વગેરે સંખ્યાબંધ કાવ્યોનો કર્તા કૃષ્ણ. શ્રી. ઉમાશંકર જોષીએ એક સ્થળે કહ્યું છે તેમ, અપભ્રંશ-કાળમાં અને તે પછી પણ કેટલાક સમય સુધી ગુજરાતની સાહિત્ય-પ્રવૃત્તિનું ગુરુત્વમધ્યબિન્દુ ઉત્તર ગુજરાત હતું. અમદાવાદમાં ગુજરાતી સલ્તનત સુસ્થિર થયા બાદ મધ્ય અને દક્ષિણ ગુજરાતમાં પણ કવિઓ પાકવા માંડ્યા. કીકો વશી, વડોદરાના વણિક કવિ નાકર અને આપણો કૃષ્ણ આ વિધાનનાં સારા ઉદાહરણો છે.

### ૩. ગોવિન્દકૃત 'મામેરું'

ગોવિન્દકૃત 'મામેરા'નું સંપાદન ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના હસ્તલિખિત પુસ્તકસંગ્રહમાંની બે હાથપ્રતો ઉપરથી કરવામાં આવ્યું છે. સદરહુ બે હાથપ્રતોનુ વર્ણન નીચે પ્રમાણે છે:

---

૧૨ એજન્, પૃ. ૨૦૧-૨

(૧) ગૂ. વ. સો.ના હસ્તલિખિત પુસ્તકસંગ્રહમાંનો ગુટકો નં. ૭૨૮. આ પ્રતનાં પહેલાં આઠ પાનાં ફાટી ગયેલાં છે. આરંભમાં હીમાનો 'કલજુગનો મહિમા' (રચ્યા સંવત ૧૭૧૫) લખેલો છે, જે તેરમા પાને પૂરો થાય છે. અર્થાત્ આ કાવ્યનાં છેલ્લાં ચાર પાનાં જ માત્ર મળે છે. આ પછી પાન ૨૧ સુધીમાં અમદાવાદ પાસે રાણીપ ગામના રહેવાસી હીરાસુત કહાનકૃત "એકાદશી માહાત્મ્ય' લખેલું છે, જેની નકલ સં. ૧૭૪૮માં કરવામાં આવેલી છે. તે પછી ૧૨ પાનાંમાં ગોવિન્દકૃત 'મામેરા'ની નકલ મળી આવે છે; જો કે દરેક પૃષ્ઠ ઉપર અંક લખેલો નથી. 'મામેરા'ની નકલ સં. ૧૭૫૨માં થયેલી છે. તેની પુષ્પિકા નીચે પ્રમાણે છે:

ઇતિ શ્રીનૃસિંહ મહેતાનૂ માહામેરુ સંપૂર્ણ ॥ શ્રી અસ્તુ ॥ શ્રી ॥ સં. ૧૭૫૨ વર્ષે ચૈત્ર શુદિ ૪ ગુરૌ

(૨) આ કાવ્યની બીજી નકલ ગૂ. વ. સો.ના હસ્તલિખિત પુસ્તકસંગ્રહના ગુટકા નં. ૬૮૮માંથી મળે છે. એ ગુટકામાં સૌ પહેલાં 'મામેરૂં" લખેલું છે, પણ આરંભનાં ૨૫ પાનાં ફાટી ગયેલાં છે, આથી આપણને છેક પાંચમા કડવાની અધવચમાં-૧૯૩ મી પંક્તિથી કાવ્ય ઉપલબ્ધ થાય છે. ૩૩મા પાને કાવ્ય પૂરું થાય છે. અંતે લખ્યા સંવત નથી, પણ 'મામેરા' પછી તુરત પૃ. ૩૩ થી ૪૦ સુધીમાં ઉતારેલ નાકરકૃત 'કર્ણ આખ્યાન'ને અંતે—

ઇતિ શ્રીકર્ણઆખ્યાન સંપૂર્ણ. સં. ૧૭૨૮ના ચૈત્ર શુદ ૧ પને સોમવાર ગનપુરી

એ પ્રમાણે પુષ્પિકા છે, તથા 'મામેરા'માં મધ્યકાલીન ગુજરાતીની ચોથી ભૂમિકાનાં રૂપો મળે છે, આથી મામેરાની નકલ પણ સં. ૧૭૨૮ના અરસામાં થઈ હશે એમ માનવામાં હરકત નથી. હાથપ્રત ગુજરાતી અક્ષરોમાં વાણિયાશાઈ ઢબે લખેલી છે, અને જૂની હોવા છતાં શુદ્ધિની બાબતમાં સં. ૧૭૫૨વાળી પ્રત એટલી વિશ્વાસપાત્ર નથી.

આ ગુટકામાં 'કર્ણ આખ્યાન' પછી સૂરદાસકૃત 'પ્રહ્લાદાખ્યાન' (માત્ર ૨જા કડવાની ૧૭મી કડી સુધી), વૈકુંઠકૃત 'હીંડોલો' તથા ગાંગજીકૃત 'ગધારાસ' એટલાં કાવ્યો લખાયેલાં છે, જે પૈકી કોઈમાં લખ્યા સંવત નથી.

નં. ૬૮૮ વાળી પ્રત જો કે જૂની છે, પણ તેમાં માત્ર છેવટની ७६ કડીઓ જ ઉપલબ્ધ થાય છે, આથી નં ૩૨૮ વાળી પ્રતને મુખ્ય રાખી ૧૯૩મી પંક્તિથી નં. ૬૮૮વાળી પ્રતનાં પાઠાન્તરો નોંધ્યાં છે.

'મામેરું' લખનાર ગોવિન્દ વિષે કંઈપણ ચોક્કસ હકીકતો મળતી નથી. ગોવિન્દ નામના સંખ્યાબંધ કવિઓ ગૂજરાતમાં થઈ ગયા છે. તેમાં એક ગોવિન્દનું 'એકાદશી માહાત્મ્ય' સં. ૧૬૮૦માં રચાયેલું મળે છે.[૧૩] જ્ઞાતિએ કંસારા તથા સૂરતના વતની મોગસુત ગોવિન્દનુ 'સુધન્વાખ્યાન' સં. ૧૭૦૫માં રચાયેલુ છે[૧૪] 'મામેરું', 'એકાદશીમાહાત્મ્ય' અને 'સુધન્વાખ્યાન'નો કર્તા જો અભિન્ન હોય—અને એમ હોવું અસંભવિત નથી—તો 'મામેરાનો' કર્તા વિક્રમના સત્તરમા શતકના ઉત્તરાર્ધમાં અને અઢારમા શતકના આરંભમાં વિદ્યમાન હતો, તથા તે સૂરતનો વતની કંસારો હતો એમ નક્કી થઈ શકે. 'મામેરા'ને અંતે જો કે રચ્નાસંવત નથી, પણ સં. ૧૭૩૮ જેટલી જૂની હાથપ્રત મળે છે, એટલે તે પહેલાંનું કાવ્ય તો છે જ. ઉપર સૂચવેલો સમયનિર્ણય જો સ્વીકાર્ય ગણાય તો 'મામેરા'નો રચનાકાળ વિક્રમના સત્તરમા શતકના ઉત્તરાર્ધમાં કે અઢારમા શતકના આરંભમાં સ્થિર થઈ શકે.

'સૂરજદેવનો છંદ' તથા 'રઘુનાથજીનો વિવાહ' (કર્તા ગોવિન્દ), 'બાર માસ' (કર્તા ગોવિન્દજી), 'રુકિમણીહરણ' તથા 'સુભદ્રાહરણ'

૧૩ ગૂજરાતી હાથપ્રતોની સંકલિત યાદી, પૃ. ૭૭

૧૪. એજ, પૃ. ૩૫, તથા કવિચરિત, ભાગ ૧, પૃ. ૫૦૫

(કર્તા ગોવિન્દરામ), 'નાગદમન' તથા 'ગજોદ્ધાર' (કર્તા ગોવિન્દદાસ) વગેરેમાં કર્તા તરીકે ગોવિન્દ નામ મળે છે ખરું,[15] પણ એ બધી જ કૃતિઓ એક જ કવિની હોય એમ લાગતું નથી. 'મામેરા'ના કર્તા આપણા કવિ ગોવિન્દને 'સુધન્વાખ્યાન'ના કર્તા મોરારસુત ગોવિન્દથી અભિન્ન ગણીએ તો શ્રીમદ્ ભાગવતનો ગુજરાતી ગદ્યાનુવાદ કરનાર ગોવિન્દ કેવલરામ, ભાવનગરના 'ડાકોરની ઉત્પત્તિનું' કવિત લખનાર ગોવિન્દ ગઢવી, 'ગરજીનાં પદો', 'આડ વર', 'થાળ,' 'સત્યભામાનું રુસણું' વગેરે લખનાર પ્રીતમદાસનો શિષ્ય ભાવખેડાવાળા બ્રાહ્મણ ગોવિન્દરામ રાજારામ તથા વિવિધ વિષયો ઉપર ચોટદાર ચંદ્રાવળા છંદમાં કવિતા કરી જનાર ઔદિચ્ય સહસ્ર જ્ઞાતિનો વૈષ્ણવ કવિ ગોવિન્દરામ[16] એ સર્વે તેનાથી સ્પષ્ટતયા ભિન્ન જ છે.

કુંવરબાઈના મામેરાનો વિષય નરસિંહ મહેતા જેવા મહાન ભક્તના જીવનને લગતો હોઈ પહેલેથી ગુજરાતના કવિઓમાં ખૂબ જ લોકપ્રિય છે. નરસિંહ મહેતાએ પોતે પણ મામેરાવિષયક પદો લખ્યાં છે, અને પછીના કવિઓના વિષયવિસ્તારનો મુખ્ય આધાર એ પદો જ છે. આ પછી કાલાનુક્રમે ભક્ત કવયિત્રી મીરાં-બાઈનું 'નરસિંહજી કા માયરા,' ખંભાતનિવાસી કવિ વિષ્ણુદાસકૃત 'મોસાળું' તથા ખડાયતા વણિક કવિ કૃષ્ણદાસકૃત 'મોસાળું' આવે છે.[17] લગભગ દોઢસો પંક્તિના વિષ્ણુદાસના અને ૨૬૨ પંક્તિના

---

૧૫. ગુજરાતી હસ્તપ્રતોની સંકલિત યાદી, પૃ. ૩૪-૩૫.

૧૬. એજ, પૃ. ૩૪-૩૬.

૧૭. વિષ્ણુદાસકૃત 'મોસાળું' પ્રો. ભાનુસુખરામ મહેતાએ છપાવ્યું છે તથા કૃષ્ણદાસનું 'મામેરું' સને ૧૯૨૪ના 'બુદ્ધિપ્રકાશ'માં બહાર પાડેલ છે. કૃષ્ણદાસનું 'સુદામાચરિત' સં. ૧૬૩૩માં રચાયેલું છે (જુઓ કવિચરિત ભાગ ૧, પૃ. ૪૪૧), એટલે તેનું 'મામેરું' પણ એ અરસામાં આવેલ હશે.

કૃષ્ણદાસના કાવ્યથી કંઈક વિસ્તાર કરી તે બન્નેની પછી આવનારા ગોવિન્દ ૨૬૯ પંક્તિનું 'મામેરું' આપે છે. આ પછી વિક્રમના અઢારમા સૈકાના પૂર્વાર્ધમાં પાટણના કવિ વિશ્વનાથ જાનીએ ૭૦૮ પંક્તિનું 'મોસાળાચરિત્ર' લખીને કથાનકના વિસ્તાર તેમજ રસનિષ્પત્તિની દૃષ્ટિએ સારી સિદ્ધિ મેળવી છે. 'મામેરા'નો કાવ્યવિસ્તાર જે રીતે ગૂજરાતી સાહિત્યમાં વધતો આવ્યો છે તે જોતાં પણ ગોવિન્દને કૃષ્ણદાસ અને વિશ્વદાસ જાનીની વચ્ચે મૂકી શકાય છે, અને એ રીતે આપણે અગાઉ નક્કી કરેલા તેના સમયને સમર્થન મળે છે. ગૂજરાતના રસસિદ્ધ કવિ પ્રેમાનંદે 'મામેરું' લખીને પુરોગામીઓના પોતાના ઉપરના ઋણનો વ્યાજ સાથે બદલો વાળી દીધો છે. આ સિવાય પણ તુલસીદાસ,[૧૮] મોતીરામ,[૧૯] વિષ્ણુ (નાગર વિષ્ણુદાસથી ભિન્ન)[૨૦] અને છેક છેલ્લે કવિ દયારામે આ અતિ લોકપ્રિય વિષય ઉપર કલમ ચલાવી છે દોઢસો પંક્તિની નાનકડી કૃતિમાં વિષ્ણુદાસને તો માત્ર કથાનક જ કહી દેવાની ઉતાવળ હોય એમ લાગે છે. જુદા જુદા પ્રસંગો કે વર્ણનો ખિલાવવાની અથવા પાત્રોનાં વ્યક્તિત્વનું સ્પષ્ટરેખ નિરૂપણ કરવાની તેને ફુરસદ નથી— કહો કે શક્તિ પણ નથી. કૃષ્ણદાસ અને ગોવિન્દ સુધી તો માત્ર કથાનક જ સંક્ષેપમાં રજુ કરીને રાચનારી પરંપરા જોવામાં આવે છે. આમ છતાં વિષ્ણુદાસ, કૃષ્ણદાસ અને ગોવિન્દની કૃતિઓમાં વિચારો, પ્રસંગો અને વર્ણનોના એવાં રસબીજ છે, જેને વિશ્વનાથ જાનીએ તથા છેવટે પ્રેમાનંદે ખિલવ્યાં છે.[૨૧] વિષ્ણુદાસમાંથી કેટલીક

---

૧૮. ગૂજરાતી હાથપ્રતોની સંકલિત યાદી, પૃ. ૪૯

૧૯. એજ, પૃ. ૧૬૨

૨૦. એજ, પૃ. ૧૯૭

૨૧. વિષ્ણુદાસ તથા પ્રેમાનંદના કાવ્યાની તુલના માટે જુઓ 'સુવાસ' ડિસેમ્બર ૧૯૪૨મા મારો લેખ 'પ્રેમાનંદકૃત મામેરું' અને વિષ્ણુદાસકૃત મોસાળું : એક તુલના'.

પંક્તિઓ ગોવિન્દે તેમજ પ્રેમાનંદે એમ ને એમ લઈ લીધી છે. પ્રેમાનંદે પણ કેટલુંક વસ્તુ અને વિચાર ગોવિન્દમાંથી લીધાં છે. નરસિંહની બાગીતૂટી વહેલ, ઉતારાનું વર્ણન, કુંવરબાઈનો વિલાપ, દામોદર દોશી અને લક્ષ્મી શેઠાણી, કપડાં પહેરવા માટે નાગર સ્ત્રીઓની હાસ્યજનક હોંસાતોંસી, અંતમાં અંતરીક્ષેથી કાપડું પડવું વગેરે પ્રસંગોનો પ્રેમાનંદ સુધીના કૃતિઓમાં ક્રમિક અવતાર અને વિકાસ કેમ થતો ગયો એ વસ્તુ સાહિત્યના અભ્યાસની દૃષ્ટિએ નોંધપાત્ર તેમજ મનોરંજક છે, પરન્તુ એ વિષય જુદોજ લેખ માગી લે તેવો વિસ્તીર્ણ હોઈ અહીં એ વિષે વધુ સમય નહિ ગાળીએ.

ગોવિન્દકૃત 'મામેરા'નો કાવ્યબંધ ૭ કડવામાં—૨૬૯ પંક્તિઓમાં બંધાયો છે. કાવ્ય તરીકે આ કૃતિની કોઈ ખાસ તરી આવતી વિશિષ્ટતા નથી, પણ પ્રેમાનંદના એક મહત્ત્વના પુરોગામી તરીકે આ કવિની કૃતિ અભ્યાસમાત્ર છે. નરસિંહ મહેતાની બાગીતૂટી વહેલ (પંક્તિ ૨૫) તથા 'ઝાઝા માંકડ ઝાઝા જુઆ, ત્યાં મહેતાના ઉતારા હુઆ' એ પંક્તિઓથી પ્રેમાનંદે અમર બનાવેલ ઉતારાનો નિર્દેશ (પંક્તિ ૩૦) કવિએ માત્ર એક-એક પંક્તિમાં જ કરી દીધો છે, પણ બીજા કડવામાં કુંવરબાઈ પોતાની માતાને યાદ કરીને આક્રંદ કરે છે તે પ્રસંગમાં કવિએ પોતાની પુરોગામી પરંપરાનો લાભ લીધો છે, તે સાથે એની આ પંક્તિઓની સ્પષ્ટ છાપ પ્રેમાનંદ ઉપર પણ પડી છે આટલા નાના કાવ્યમાં પણ પાંચમા કડવામાં કુંવરબાઈના સસાંસરિયાંઓમાં શ્રીકૃષ્ણે કપડાં વહેંચ્યાં તેનું વિસ્તારથી વર્ણન કર્યું છે, એની અસર પણ પ્રેમાનંદ ઉપર છે. પરંતુ ગોવિન્દ તથા તેના પુરોગામી કવિઓને મન 'મોસાળું' એ એક ભક્તગાથા છે, અને તેઓ તેનું નિરૂપણ માત્ર ભક્તના જીવનનો ઇતિહાસ આપવાની દૃષ્ટિએજ કરતા હોય છે, વિશ્વનાથ જાનીએ એ ભક્તગાથાને કાવ્યરૂપમાં

પરિણુત કરવાનો પહેલો સફળ પ્રયત્ન કર્યો છે, પરંતુ એ કાર્યમાં અદ્વિતીય યશ તો આપણા સર્વોચ્ચ આખ્યાનકવિ પ્રેમાનંદને જ પ્રાપ્ત થયો છે.

## ૪. નરહરિકૃત 'હરિલીલામૃત'

શ્રી ફાર્બસ ગુજરાતી સભાના હસ્તલિખિત પુસ્તકસંગ્રહમાંના ગુટકા નં. ૨૭૨ માંની નકલ ઉપરથી નરહરિકૃત 'હરિલીલામૃત'નું સંપાદન કરવામાં આવ્યું છે. સદરહુ ગુટકામાં પૃ. ૧૯–૨૯માં 'હરિલીલામૃત' લખાયેલું છે. વળી આ ગુટકામાં બીજા પણ સંખ્યાબંધ કાવ્યો બંને બાજૂથી અવળાસવળી લખવામાં આવેલા છે, આથી કયું પહેલાં લખાયું અને કયું પછી એ પ્રકારનો અનુક્રમ નક્કી કરવાનુ મુશ્કેલ છે 'હરિલીલામૃત' સિવાય નીચેની કૃતિઓ એમા લખાયેલ છે–

શંકરાચાર્યકૃત અધ્યાત્મવિદ્યોપદેશ (સંસ્કૃત)
વિશ્વામિત્રકૃત રામરક્ષા (સંસ્કૃત), ઉતાર્યા સંવત ૧૭૪૩
રામસહસ્રનામ (લિંગપુરાણાન્તર્ગત-સંસ્કૃત), ઉતાર્યા સં. ૧૭૪૩
નરહરિકૃત કક્કો
,, જ્ઞાનગીતા, ઉતાર્યો સંવત ૧૭૪૨
,, હરિલીલામૃત

'હરિલીલામૃત'ને અંતે પુષ્પિકા નથી, પણ " ઇતિ શ્રી હરિલીલામૃત સંપૂર્ણ શ્રીરામ શ્રીરામ" એટલો જ ઉલ્લેખ છે; પરંતુ આ ગુટકામાંના બીજા કાવ્યો સં ૧૭૪૨ તથા ૧૭૪૩માં ઉતારવામાં આવેલા છે, જો કે બધી કૃતિઓની નકલ એક હાથે થઈ નથી. જુઓ પુષ્પિકાઓ–

ઇતિ શ્રીવિશ્વામિત્રવિરચિતં રામરક્ષાસ્તોત્રં સંપૂર્ણં ।। શુભમસ્તુ શ્રી રસ્તુ।। સંવત ૧૭૪૩ વર્ષે કાર્તિક માસે શુકલ પક્ષે સપ્તમી બુધવારે લિખિતં

વૈષ્ણુવ બાલકદાસ સ્વામી પીતાંબરદાસ પ્રસાદાત્ ॥ શુભમસ્તુ ॥ નાગનાપ પાનાર્થમ્ ('રામરક્ષા'ની પુષ્પિકા)

ઇતિ શ્રીલિંગપુરાણે ઉમામહેશ્વરસંવાદે ઉત્તરખંડે શ્રીરામસહસ્રનામ સ્તોત્ર સંપૂર્ણ ॥ સંવત્ ॥ ૧૭૪૩ મધ્યે કાર્તિક માસે શુક્લ પક્ષે ॥ ૧૩ ત્રયોદસી ગુરૂબારે ॥ સ્વામી પીતામ્બરદાસજી પ્રસાદે લિખિતં ચતુરદાસ વૈષ્ણવ ॥

('રામસહસ્રનામ'ની પુષ્પિકા)

ઇતિ શ્રીજ્ઞાનગીતા સમાપ્તઃ ॥ લિખિતં અમરદાસ વૈષ્ણુવ સ્વામી પીતાંબરદામ પરસાદાત્ ॥ સમસ્ત વૈષ્ણુવ સમાગમે ॥ સં. ૧૭૪૨ ॥ કાવી-શુભસ્થાને લીખતં ॥

('જ્ઞાનગીતા'ની પુષ્પિકા)

'અધ્યાત્મવિહોપદેશ'ને અંતે રીતસરની પુષ્પિકા નથી, પણ લખ્યા સં. ૧૭૪૬ નો માત્ર નિર્દેશ છે.

પુષ્પિકાઓ ઉપરથી જણાય છે કે કોઈ વૈષ્ણુવ પીતાંબરદાસના જુદા જુદા શિષ્યોએ સં. ૧૭૪૨-૪૬ના અરસામાં આ કાવ્યોની નકલ કરી છે. આથી 'હરિલીલામૃત'ને અંતે લખ્યા સાલ ન હોવા છતાં તે કૃતિની નકલ પણ આજ સમયમાં થયેલી માનીએ તો હરકત નથી. આ કાવ્યની આ સિવાય કોઇ પ્રત જાણુવામાં આવેલ નથી.

'હરિલીલામૃત' તેમજ આ ગુટકામાં ઉતારવામાં આવેલાં બીજાં ગૂર્જરાતી કાવ્યોમાં ભાષા મધ્યકાલીન ગુજરાતીની બીજી ભૂમિકા જેવી મળે છે. અઇ સ્વરયુગ્મને સ્થાને ઐ લખેલો છે, એ ધ્યાન ખેંચે છે. નકલો કરનારા કાં તો ઉત્તર હિન્દના છે અથવા હિન્દુસ્તાનીની અસર નીચે આવેલા છે એમાં શંકા નથી. 'હરિલીલામૃત'માં અનેક સ્થળે 'વ' ને બદલે 'બ' લખેલો મળી આવે છે. જેમકે, 'બિબિધ પ્રકારે બસ્તુ બિસ્તરી' (પંક્તિ ૧૫), 'બાલ એક દુર્ગનામ તે ધર્યું' (પંક્તિ ૧૩૭), 'ધર્મ બઈ બેર' (પંક્તિ ૧૬૦), 'બ્રંદાબન માહે બેહાર તે કરિ' (પંક્તિ ૨૦૩), 'બંદે હરિ હરિ-

જનના ચર્ણ" (પંક્તિ ૩૧૧) ઇત્યાદિ. વળી પ્રતમા હિન્દીની બીજી અસરો પણ જોવામા આવે છે. 'ભકતની ૨ચ્છા કરૈ ભગવાન' (પ. ૩૩૬), 'કર જોરી કહે નરહરિદાસ' (પ. ૩૫૯), ઇત્યાદિ. આથી એમ અનુમાન થાય છે કે આ હાથપ્રતનો પદાન્તે ઐ જૂની ગૂજરાતીના સ્વરયુગ્મ અઇનુ પ્રતીક કદાચ નહિ હોય, પણ ગૂજરાતી શબ્દોને અંતે મળતા અર્ધવિવૃત ઍનુ પ્રતીક હશે. આજે પણ હિન્દીમાં ઍ તથા ઑનું વિવૃતત્વ દર્શાવવા માટે એ માત્રાઓ લખાય છે. આજ પરપરા કેટલાક જૂની મારવાડી હાથપ્રતોમા પણ મળે છે

નરહરિ એ મધ્યકાલીન સાહિત્યના જ્ઞાની કવિઓ પૈકીનો એક છે.

અખે ફાંધ્યો ડખો, ગોપાલે ફાંધી ઘ`ંશ,
નરહરિએ ફાંધી રાબડી, બુટા કહે શિરાવો બેશ

એ-નજીવાં પાઠાન્તર સાથે ગૂજરાતના સર્વ ભાગોમા લોક–બત્રીસીએ ચડેલા-દૂહામા અખો, ગોપાળ, નરહરિ અને બુટિયો એ ચાર જ્ઞાની કવિઓના સ્મરણને સાચવી રાખવામા આવેલુ છે આ ચારે કવિઓ એકજ ગુરુના શિષ્ય હતા, એમ માનનારો એક સપ્રદાય હતો, પણ હવેના સશોધનોએ ચોક્કસપણે બતાવી આપ્યુ છે કે એ સપ્રદાયને વળગી રહેવાને કશા જ ઐતિહાસિક પ્રમાણો આપણી પાસે નથી.[૨૨] અખા, નરહરિ કે બુટિયાએ પોતાના લખાણોમા કોઈ ગુરુનું નામ આપ્યુ નથી, જ્યારે ગોપાળના ગુરુનુ નામ સોમરાજિ હતું, એવો ઉલ્લેખ તેના જ એક પદમાથી મળે છે

નરહરિ એ અખા તથા ગોપાળનો વયોવૃદ્ધ સમકાલીન હતો. અખા અને ગોપાળની સાહિત્યપ્રવૃત્તિ સ. ૧૭૦૫મા સિદ્ધ રૂપે મળે છે, જ્યારે નરહરિની કદાચ સર્વોત્તમ કૃતિ 'જ્ઞાનગીતા'ની રચના સાલ

૨૨. જુઓ 'અખા: એક અધ્યયન', પૃ ૫૭-૬૦ તથા 'કવિચરિત', ભાગ ૨, પૃ. ૫૨૯

સં. ૧૬૭૨ જેટલી જૂની પ્રાપ્ત થાય છે.[23] તેની 'વાસિષ્ઠ સારગીતા' સં. ૧૬૭૪ માં તથા 'ભગવદ્‌ગીતા' સં. ૧૬૭૭ માં રચાયેલ છે.[24] તેના 'હસ્તામલક'ને અંતે રચ્યા સાલમાં શતકનો આંકડો ૧૭ મળે છે, એથી એનું આયુષ્ય અખાની કાવ્યપ્રવૃત્તિના મધ્યાહ્નકાળ સુધી લંબાયું હશે, એમાં પણ શંકા રહેતી નથી. નરહરિ કયી જ્ઞાતિનો હતો, ક્યાં જન્મ્યો, ક્યારે મરણ પામ્યો એ વિશે કશી હકીકત મળતી નથી. તેના 'હસ્તામલક'ના અંતભાગ ઉપરથી એટલું જણાય છે કે તે કૃતિ વડોદરામાં રચાઈ હતી.[25]

વેદાન્તવિષયક સંસ્કૃત ગ્રન્થોના નરહરિએ સરળ અને પ્રાસાદિક અનુવાદો આપ્યા છે એ તેની એક વિશિષ્ટતા છે. તેની આખીયે કાવ્યપ્રવૃત્તિમાં જ્ઞાન એ જ કવનવિષય છે. 'ભગવદ્‌ગીતા', 'વાસિષ્ઠ સારગીતા', 'હસ્તામલક' તથા 'ભક્તિમંજરી' એ તેના અનુવાદો છે, જ્યારે "હરિલીલામૃત', 'પ્રબોધમંજરી', 'જ્ઞાનગીતા', 'આનંદ રાસ', 'ગોપી ઉદ્ધવ સંવાદ', 'કક્કો', 'કીર્તન', 'માસ' તથા 'સંતનાં લક્ષણ' એ તેના સ્વતંત્ર કાવ્યો છે.[26]

---

૨૩. "સંવત્ સોળ અઠોતરા સુકલ પખિ કાર્તિક માસ,
x x ગુરુવાસરે હવો ગ્રન્થ પુન્યપ્રકાસ"

(ફા. ગુ. સભાની સં. ૧૭૪૨ની હાથપ્રત, નં. ૨૩૨. આ હાથપ્રતમાં તિથિ પડી ગઈ છે. ગુ. વ. સો. ની પ્રત નં. ૩૯માં 'પ્રતિપદા' તિથિ મળે છે. જુઓ 'કવિચરિત', ભાગ ૨, પૃ. ૫૨૭)

૨૪. 'કવિચરિત', ભાગ ૨, પૃ. ૫૨૬

૨૫. એજન

૨૬. આ કૃતિઓ પૈકી 'વાસિષ્ઠ સારગીતા' શ્રી. છગનલાલ કે. ભટ્ટના તરફથી ગ્રન્થાકાર તથા 'પ્રબોધમંજરી' મારા તરફથી 'સાહિત્ય' માસિકના માર્ચ ૧૯૩૩ના અંકમાં અને 'હરિલીલામૃત' આ સંગ્રહમાં પ્રકાશિત છે. બાકીની કૃતિઓ હજી અપ્રસિદ્ધ છે. હાથપ્રતો માટે જુઓ 'ગુજરાતી હાથપ્રતોની સંકલિત યાદી', પૃ. ૮૯–૯૬.

'હરિલીલામૃત' એ નરહરિનું ૩૬૦ પંક્તિનું ટૂંકું કાવ્ય છે. એનો કાવ્યબંધ ચોપાઇથી બંધાયેલો છે. કવિએ પોતાનો નામોલ્લેખ કાવ્યમાં દશ વાર કર્યો છે, જે પૈકી પાંચ ઉલ્લેખ તો કાવ્યની છેલ્લી સોળ પંક્તિઓમાં જ છે આરંભમાં 'ચરાચરને ભરી રહેલા 'પરાત્પર પરમાત્મા હરિ'ને પ્રણામ કરીને કવિ પરમાત્માના 'લીલાઅવતાર'ની સ્તુતિ કરે છે. ૪૧ થી ૯૦ પંક્તિમાં પરમાત્માના અવતારોની સ્તુતિ કરીને કવિ કહે છે કે ''અનંત લીલા, અનંત અવતાર, તે કહતા ક્યમે ન આવે પાર", માટે સર્વાત્મભાવે હરિને ભજો. આ પછી કવિ બ્રહ્મજ્ઞાન અને બ્રહ્મજ્ઞાનીના લક્ષણ વિસ્તારથી વર્ણવે છે જે આપણને અખાની યાદ આપે છે. પૂર્વકાળમાં જેમણે બ્રહ્મજ્ઞાનનું શ્રવણ કર્યું અને જેઓ બ્રહ્મભાવને પામ્યા એવા સ્ત્રી-પુરુષોની એક લાંબી સૂચિ કવિ આપે છે અને ઉમેરે છે કે,

હરિસુખ પામે હરિરૂપ હોય, જગત સર્વ ચિદ્રૂપ તે જોય,

× × ×

સ્વર્ગ નર્ક અનેક દુઃખ જેહ, હરિસુખ પામે ન રહે તેહ [પંક્તિ ૨૩૫ ૪૨]

પણ એ 'હરિસુખ' પમાય શી રીતે ? તો કહે છે કે,

સતસંગે હરિસુખ પામીયે, ઇમ કહ્યું નિસે ગુરસ્વામિયે (પંક્તિ ૨૪૬)

પંક્તિ ૨૫૧થી 'સાધુપુરુષ'ના લક્ષણ આપ્યા છે, તેમાં

નવનીતવત્ રહે જેહનું, સાધુપુરુષ નામ તેહનું;
બાહ્ય અભ્યિંતર્ય પવિત્ર તે રહે, હરિ વચન અનર્થ કાંઇ નવ્ય કહે
[પંક્તિ ૨૫૭-૫૮]

એ પંક્તિઓની હૂબહૂ છાયા અખામાં પડેલી દેખાય છે—

નવનીત સરખું હૃદે કોમળ, કહ્યું ન જાય દ્વૈત,
આંખ ગાંઠે વાગ્યું બધું, હરિભક્તિ કેર ગોત,
ખાતો પીતો બોલતો, દેખનો સઘળે રામ,
('અખેગીતા', કડવું ૧૧)

આ પછી કવિ એવે પ્રેમપદ પામવા માટે 'હરિલીલામૃત'નો અનુભવ આવશ્યક હોવાનુ કહે છે એ પછીપર નિરાલંબ પરમ પદનુ વર્ણન થોડીક સમર્થ પંક્તિઓ (૨૮૭-૯૬)મા કરીને કવિ કહે છે કે ભજનાનંદ ભોગવનાર જનો જ એ પૂર્ણાનંદમાં મગ્ન થાય છે અંતમા નવધા ભક્તિનુ સ્વરૂપવર્ણન કરી તથા એ ભક્તિ આચરનાર ભક્તોનુ નામસંકીર્તન કરીને છેવટે,

> નિમિત્ત માત્ર તે નરહરિદાસ, કરતા પરષોત્તમ અવિનાશ ૨૭

એમ નિરભિમાનિતાના વચન કહી તથા પોતાને ભક્તિ કરવાની સૂઝે એ માટે પરમાત્માની પ્રાર્થના કરી,

> કર જોડી કહે નરહરિદાસ, મોર જથાર્થ કરો પ્રકાશ
> દ્વૈતભાવ સમસ્ત તે ટળે, આત્મા પરમાત્મા માંહે ભળે.
> (પંક્તિ ૩૧૦)

---

૨૭ આજ પંક્તિ નરહરિની 'પ્રબોધમંજરી' (કડી ૧૩૦)માં પણ આવે છે. શ્રી ઉમાશંકર જોષી કહે છે તેમ 'અખેગીતા'ના ૪૦ મા કડવામા 'અખાને શિર નિમિત્ત દેવું ઇચ્છા હુતી અનંતને' એ અખાનો ઉદ્ગાર નરહરિના ઉદ્ગારનો પડઘો હોય એ સંભવિત છે 'પ્રબોધમંજરી', 'હરિલીલામૃત' તથા નરહરિની બીજી કૃતિઓ અખાની કૃતિઓની પુરોગામી હશે, એમ પણ આ ઉપરથી સૂચિત થાય છે નરહરિના 'સતવાણ' સાથે 'અખેગીતા'નુ કેટલુંક સામ્ય શ્રી જોષીએ બતાવ્યુ છે 'પ્રબોધમંજરી' તથા 'હરિલીલામૃત' બન્નેમા સંતના લક્ષણ આવે છે. છતા એ વિષય ઉપર 'સંતલક્ષણ' નામે કડવા, પદ તથા વચ્ચે સંસ્કૃત શ્લોકોના ઉતારા આપી જુદુ નવ્ય નરહરિએ રચ્યુ છે તે ઉપરથી તેમજ તેની લખાવટ વિચારપરિપાક વગેરે ધ્યાનમા લઈને 'સંતલક્ષણ' એ તેની પાછળની કૃતિ હશે, એવુ અનુમાન શ્રી. જોષીએ કર્યું છે, તે યોગ્ય છે ['અખો', પૃ. ૮૩] બીજી રીતે જોઈએ તો 'પ્રબોધમંજરી' તથા 'હરિલીલામૃત' જેવી કેટલીક પ્રારંભિક રચનાઓ નરહરિએ સોપાનમા ઉતારી હશે, જ્યારે 'સંતલક્ષણ' અને 'જ્ઞાન ગીતા' જેવા પરિપક્વ પ્રજ્ઞાના ગ્રંથો તેણે કડવા તથા પદમા વચ્ચે 'શ્રુતિ'ના સંસ્કૃત શ્લોકો આપી રચ્યા હશે એવો તર્ક પણ સકારણ લાગશે. આ રીતે 'હરિલીલામૃત' તથા 'પ્રબોધમંજરી'નો રચનાકાળ સ. ૧૬૭૨ (જ્ઞાન ગીતાની રચનાસાલ) પહેલા માનવામા બાધ નથી.

એ પ્રમાણે સમાપન કરે છે.

આમ નરહરિનું 'હરિલીલામૃત' એ જ્ઞાનનું એક સ્વતંત્ર કાવ્ય છે. જ્ઞાની નરહરિને તેના લઘુવયસ્ક સમકાલીન તત્ત્વજ્ઞાની અખા સાથે સરખાવી શકાય એમ છે. નરહરિમાં સરલતા, પ્રસાદ અને પ્રૌઢિ છે, એ રીતે તે અખા કરતાં ચઢે પણ ખરો, પરન્તુ કવિતાનું જે જીવાતુભૂત તત્ત્વ પ્રતિભા તેની અપેક્ષાએ તે અખાની બરાબરી કરી શકે એમ નથી. અખાનું જ્ઞાન અનુભૂત છે, જ્યારે નરહરિમાં અનુભૂતિનો રણકો એટલા પ્રમાણમાં કાને પડતો નથી. અલબત, આ કથન નરહરિની પ્રારંભિક કૃતિઓ માટે વિશેષ તો સાચું છે. તેની 'જ્ઞાનગીતા' તો અખાના ગ્રન્થમણિ 'અખેગીતા'ની આધારભૂત પુરોગામી કૃતિ તરીકેનું ઉચિત માન ખાટી જાય છે, અને જ્ઞાનવિષયક સમગ્ર ગૂજરાતી કાવ્યોમાં પણ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. એક સામાન્ય વિધાન તરીકે તો, શ્રી. ઉમાશંકર જોષી કહે છે તેમ "અખાની કાવ્યવાણીમાં જે ચમક છે તે નરહરિમાં નથી, પણ અખાને નરહરિ જેવો પુરોગામી મળી ગયો છે અને તેના ખભા ઉપર એ ઊભો છે એ વાત પણ ભૂલવાની નથી."[૨૮]

ગૂજરાતના જૂના જ્ઞાની કવિઓમાં માંડણ, 'પ્રબોધપ્રકાશ'કાર ભીમ (અને કદાચ રામભક્ત)ની પછી તુરતજ નરહરિ પોતાની આગવી વિશિષ્ટતાએ આગળ તરી આવે છે. ભગવદ્‌ગીતા અને લઘુયોગવાસિષ્ઠ જેવા ગહન ગ્રન્થોનો એ સફળ અનુવાદક છે તેમજ સ્વતંત્ર પ્રાસાદિક કવિ પણ છે. 'હરિલીલામૃત' સંભવતઃ તેની પ્રારંભિક કૃતિ હોવા છતાં કવિ તરીકેની તેની લાક્ષણિકતાનો સારો ખ્યાલ આપે છે. "નરહરિ તરફથી ગૂજરાતી ભાષાને જે એક સેવા મળી છે તે જ્ઞાનમાર્ગીય પરિભાષાના કેટલાય સંસ્કૃત

૨૮. 'અખોઃ એક અધ્યયન', પૃ. ૮૫

તેમજ ઘરગથ્થુ શબ્દોનો ભાષામાં જે ભંડોળ તેના તરફથી આપવામાં આવ્યો છે તે છે આમાં બીજા કોઈપણ જૂના ગ્રન્થકાર કરતાં તેનું પુરોગામિત્વ સ્પષ્ટ છે."[૨૯] તત્વજ્ઞાની કવિ અખાની કાવ્યરચનાપ્રવૃત્તિ જે પુરોગામીઓની કૃતિઓને પરિણામે પરંપરાપુષ્ટ બનીને સ્થિર ભૂમિકા ઉપર ઊભી રહી શકી, તેમાં માંડણ અને નરહરિ મુખ્ય છે.[૩૦]

---

૨૯. 'કવિચરિત', ભાગ ૨, પૃ. ૫૩૬

૩૦. ખાસ કરીને છપ્પાઓની રચનામાં અખો પુરોગામી માંડણનો જેમ અનેકશઃ ઋણી છે તેમ જ્ઞાનવિષયક ગંભીર કાવ્યોમાં એ નરહરિનો ઋણી છે. નરહરિની 'જ્ઞાનગીતા' અને અખાની 'અખેગીતા'ની જે નાનકડી તુલના અહીં આપવામાં આવી છે તે ઉપરથી એ વસ્તુ સ્પષ્ટતર થશે.

'જ્ઞાનગીતા' એક કડવું અને એક પદ અને વચ્ચે સંસ્કૃત શ્લોક એ પ્રમાણે ૧૭ કડવાં, ૧૭ પદ અને ૨૫ શ્લોકમાં રચાઈ છે. કડવાં અને પદમાં અખેગીતા રચવામાં અખાએ મુખ્યત્વે આ ધાટીનું અનુસરણ કર્યું છે. જો કે તેણે પ્રત્યેક કડવા સાથે પદ મૂકવાનો કે શ્લોકો આપવાનો નિયમ જાળવ્યો નથી. 'અખેગીતા'ની રચનામાં 'જ્ઞાનગીતા'ની પણ પ્રેરણા હતી એમાં શંકા નથી. 'જ્ઞાનગીતા'ના પ્રત્યેક કડવાને અંતે આવતા 'કહે નરહરિ સદ્ગુ સાસરો' એ શબ્દો 'અખેગીતા'માં વારંવાર આવતા 'કહે અખો સદ્ગુરો સુણો'ની યાદ આપે છે. વળી 'જ્ઞાનગીતા'ના પ્રત્યેક કડવાને છેડે આવતા 'ગુરુભક્ત કરતાં સંત સંગે' એ શબ્દોમાં તથા ૧૭ મા કડવાની 'એ જ્ઞાનગીતા પૂરણ હવી, હરિગુરુ સંત પસાય' એ પંક્તિમાં 'અખેગીતા'ના લગભગ પ્રત્યેક કડવાને અંતે આવતા 'હરિગુરુસંત'નો નિર્દેશ થાય છે. 'ભાઈ ભક્તિ જેવી પંખાણી' [અખે૦ ક૦ ૧૦], 'ભાઈ ભક્તિ તે જે'૦ [એજ, ક. ૧૧] અને બીજાં અનેક સ્થળે 'અખેગીતા'માં નજરે ચડતાં, વાચકને ઉદ્દેશીને થયેલા 'ભાઈ' સંબોધનનું પરંપરાગત મૂળ નરહરિમાં મળે છે જેમકે–'ભાઈ, એક ધ્રુવ રાખો ખરે' (ક. ૪), 'ભાઈ જીવ બ્રહ્મ છે ત્યમ' (ક. ૫), અને બીજા કુરીગંધ પ્રયોગો. આ ઉપરાંત સરખાવો નીચેના અવતરણો–

(૧) 'જ્ઞાનગીતા'.

જેમ કાષ્ઠ કેરી પૂતળી નચાવે સૂત્રધાર;<br>
ઇમ આત્મા પ્રવર્તક દેહનો જન જાણજે નિર્ધાર. (કડવું ૧)

'અખેગીતા':

હું તો જેમ દારુકેરી પૂતળી, તે ચાળા કરે અપાર;
પણ કાષ્ઠ માંહે કાંઇ નથી, એ તો કલ ચાંપે સૂત્રધાર.

[કડવું ૬]

'અખાના છપ્પા':

જેમ કાષ્ઠની પૂતળી નાચે નરી, તે કળ સુતારે તમારે કરી;
વાજું વજાડો તો વાજે તદા, પણ વજાડ્યું ન વાજે કદા.

(૬૯૩)

(૨) 'જ્ઞાનગીતા':

તે (ન) ઉપજે ન વ્યાપે. [નવ] આવે ન જાય, સ્થિરપૂરણ અવિનાશ,
શૂન્ય માહિ સો હે વણ્યો, તે જ પું જ બ્રહ્મ પ્રકાશ.

(કડવું ૮)

'અખેગીતા':

રવે ચૈતન્યઘનરાય શૂન્યમાંહે સોહામણો એ;
તે નાવે વાણી માંહે, તે નહિ વિરાટ ને વામણો એ;
તે જાયે ન આવે ક્યાંહી સ્થિરપૂરણ અવિનાશ છે એ.

(પદ ૧૦)

(૩) 'જ્ઞાનગીતા':

તે હરિ ઓચ્ચે હરિ સાંભળે, નિરંતર હરિ જોય;
કહે નરહરિ હરિ ચિંતવે, સદ્ગુરુ સંત સોય.

(પદ ૧૦)

'અખેગીતા':

માહરો રામ રમે છે સર્વ વિષે એમ હેતે દીસે મન:
હરિ કહે, એ સાંભળે હરિ, હરિને સોંપે તન.

[કડવું ૧૧]

(૪) 'જ્ઞાનગીતા':

અંગ સઘળાં થાય શીતળ, નિજબોધ રૂદે ઉપજે;
તે અવિદ્યાને એમ છાંડે, જ્યમ ભુજંગ કંચુકી તજે.

'અખેગીતા':

તે ચલણ વલણ કરે ખરી, પણ અંગથી એકતા ટળી;
તેમ જીવન્મુક્તને દેહ જાણ્યો, જેમ ભુજંગને કાંચળી.

(કડવું ૧૩)

[૫] 'જ્ઞાનગીતા':

જ્યમ સરદકાલે નીર નિરમળ, આકાશ ઓપે અત્ય ઘણું;
ત્યમ ભવ દુઃખ વામે મહાસુખ પામે, એ ફળ સંતસંગત્ય તણું.

[કડવું ૧૧]

'અનુભવબિન્દુ':

જેમ વર્ષાઋતુ જાય, શરદઋતુ રૂડી દીસે,

× × ×

વિમળ વપુ હોય વારિ, ચતુર ચિંન દેખી લહે;
ચિદાકાશ ચિન્મય અખા, ધ્યાતા ધ્યેય સમરસ રહે. (કડી ૧૫)

(૬) 'જ્ઞાનગીતા':

એ સાન સમઝો સંતની, સમઝવું છે એહ ;
એ સમસ્યા જેણે લહી, તે જીવનમુક્ત વિદેહ (કડવું ૧૧)

'અખેગીતા':

સાને સમજે સંત શુગ, પણ કર ગ્રહી નથી આલવા ;
એ તો પોતે હુંકારો દે પોતાને, તો જાય સ્હેન ઝાલવા. (કડવું ૨૩)

(૭) 'જ્ઞાનગીતા':

એ નત્યબિહારી આત્મા કરે આપણપાશું આનંદ;

આર્ધ ઉર્ધ્ નૈ મધ્ય માધવ સચ્ચિદાનંદ ગોવિન્દ. (કડવું ૧૨)

અખાનું એક પદ:

આપ તે આપનો અમીરસ ઘૂંટવા જીવ થઈ શિવનો વેશ લીધો.

'અખેગીતા':

તો લીઓ આપોપું ઓળખી, જો સેવો હરિ–ગુરુ–સંતને. (કડવું ૮)

(૮) 'જ્ઞાનગીતા':

જાપ જપો જિહ્વા વ્યના, અને શ્રવણ વ્યના શુણો ધૂન્ય;
નેત્ર વ્યના નિર્ખો નિરંજન, રાખિ મન સહજ શૂન્ય.
સહજ શૂન્ય માંહે સદોદિત, પરમ જ્યોતિ પરકાસ;
અનાહદ શબ્દને અનુભવૈ મન પામૈ ત્યાંહા સમાસ. (કડવું ૧૩)

[ 'જ્ઞાનગીતા'ના કર્તાની સ્મૃતિમાં આ વખતે નરસિંહ મહેતાની,
બત્તી વિણ, તેલ વિણ, સૂત્ર વિણ જે વળી,
અચળ ઝળકે સદા અનળ દીવો;
નેત્ર વિણ નીરખવો રૂપ વિણ પરખવો
વણ જિહ્વાએ રસ સરસ પીવો.
એ પંક્તિઓ હોવા સંભવ છે ]

'અખેગીતા':

સહેજમાં સાધન લાગે, આણલિંગી અનુભવ ખરો;
વંધ્યાસુત જેમ સુખ સદરકે, અચન્મો રસ પીનો નરો.
મુખ વિના રસપાન કરવું, એહેવું તે બ્રહ્મજ્ઞાન;
શ્રવણ વિના શબ્દને સુણવો, નેત્રવોહણું ધ્યાન. (કડવું ૧૮)

(૯) 'જ્ઞાનગીતા':

ચક્રાતીત તે અંતવો, જ્યહા નહી પિંડબ્રહ્માંડ;
નિરાલંબ મહાશૂન્ય માહૈં હરિ પરમતત્વ અખંડ. (કડવું ૧૩)

'અખેગીતા':

ચક્રાતીત ચકરે ચકે, લાઈ રહે તે અદ્ભુત વસ્ત;

અતુલ આરો અનંત મોટો, જિહાં નહિ ઉદે ને અસ્ત (કડવું ૩૮)

(૧૦) 'જ્ઞાનગીતા':

જ્યમ સૈંધવ સિંધુ માહિ મગ્ન,
ઇમ જથારથ જ્યમ ત્યમ થયું. (કડવું ૧૪)

'અખેગીતા':

તે યથારથ જેમ તેમ થયું, પ્રાયે જેમ છે તેમ હરિ (કડવું ૩૯)
એ જાગે થયો જંજાળ, યથારથ જેમ તેમ થયું એ. [પદ ૧૦]

(૧૧) 'જ્ઞાનગીતા':

જ્યમ આકાશ માહિ અભ્ર નાના, ઉપજે, વર્તે, સમાય ;
ઇમ વસ્તુ માંહિ વિશ્વ સદા નિત્ય આવે ને જાય. (કડવું ૧૫)

'અખેગીતા':

આકાશ વિષે જેમ અભ્ર નાનાં થાય, જાય પાછાં ફરી ;
નીલ પીત ને શ્યામ ઉજ્જ્વલ, રક્ત ભાત અનંત ;
વિચિત્ર પેરે વિલસે વળી, ત્યાંહાંજ આવે અંત.
પણ વ્યોમ તેમનું તેમ થાવે, પણ જાતાં તેમનું તેમ. [કડવું ૨૧]

[૧૨] 'જ્ઞાનગીતા':

જ્યમ પાણીથી પાલો હોય, પાલો તે પાણીરૂપ ;
ઇમ નિર્ગુણ સગુણ પરમાત્મા સર્વે તે સત્ય સ્વરૂપ. [કડવું ૧૬]

'અખેગીતા':

જ્યમ રવિને તેજે આગળે, પાલો તે પાણી થૈ વહે ;
તેમ જેહને પ્રગટે પરમાત્મા, તે માયાદેહ સહેજે દહે. [કડવું ૧૩]

[૧૩] 'જ્ઞાનગીતા':

અંતરજામી અતર્ય બેઠો, તેણે કર્યો સમ્યક્ પ્રકાશ ;
નરહરિને તે નિમિત્ત કીધો, જાણો જીવવિલાસ [કડવું ૪૦]

'અખેગીતા':

> કહે અખો નિરંજનગીતા, સ્વ-સ્વરૂપ નિજ સંતને;
> અખાને શિર નિમિત્ત દેઉં, ઇચ્છા હુતી અનંતને. (કડવું ૪૦)

[૧૯] 'જ્ઞાનગીતા':

> હરખાંસુ ગદગદ કંઠ, તેહના હોય રોમાંચિત અંગ.
> શ્રવણે તે હરિકથા સુણે, જીહ્વાયે જપે ગુણગ્રામ.
> મસ્તક નમાવે મહાપુરુષને, નયણે તે નિર્ખે રામ. [કડવું ૧૭]

'અખેગીતા':

> ગદગદ કંઠ ગાતે થકે, રોમાંચિત હોયે ગાત્ર ;
> હર્ષ આંસુ હેત હુદે, પણ પ્રેમ કેરું પાત્ર.
>
> x x x
>
> ખાતો પીતો ઓઢતો દેખતો સઘળે રામ. [કડવું ૧૧]

'જ્ઞાનગીતા'ને અંતે ધન્યાશ્રી રાગમાં નરહરિએ

> સખી આનંદ અગ અંગ ન માય, કૃષ્ણજીએ કૃપા કરી એ;
> મુને આપી રે નિજ મત્ય સાર, જ્ઞાનગીતા તે ઉચરી એ.

એ પંક્તિઓથી શરૂ થતું પદ આપ્યું છે ને 'અખેગીતા'ના પ્રાન્તે મૂકેલા

> 'અભિનવો આનંદ આજ અગોચર ગોચર હવું એ'

એ ધન્યાશ્રીના પદ સાથે કેટલું મળતું આવે છે! જો કે આ પદમાં અખાનું કવિત્વ નરહરિ કરતાં અનેકશઃ ઉચ્ચ કોટિનું છે. 'જ્ઞાનગીતા' તથા 'અખેગીતા'ની હજી પણ સૂક્ષ્મતાપૂર્વક તુલના કરતાં જણાશે કે અખાને એ ગૌરવગ્રન્થ નરહરિનો કેટલો ઋણી છે. આ દૃષ્ટિએ નરહરિની સર્વ અપ્રસિદ્ધ કૃતિઓનો અભ્યાસ તથા અખા સાથે તુલના આવશ્યક છે.

ચરિત્ર[32] 'પ્રેમપચીશી' અને 'ચાતુરીચાલીશી'[33] મળે છે. એ પૈકી 'સગાળચરિત્ર'ને અંતે રચ્યાસાલ સં. ૧૭૦૮ મળે છે, એટલે કવિ સં. ૧૭૦૮માં વિદ્યમાન હતો એ નક્કી થાય છે. વળી 'મોસાળાચરિત્ર'ના

ગોવિન્દ કૃપાએ ગ્રંથ બાંધ્યો પ્રેમે પાટણ દેશ.

એ ઉલ્લેખ ઉપરથી તે પાટણનો વતની હોય એમ સૂચિત થાય છે. 'સગાળચરિત્ર' તથા 'ચાતુરીચાલીશી'ની માત્ર એક-એક નકલ પાટણમાંથીજ મળેલી છે, તે ઉપરથી એ પાટણનો હોવા વિષેનો મત દૃઢ થાય છે. આ કવિ પોતાનાં કાવ્યોમાં ઘણે ભાગે પોતાનું આખું નામ નહીં આપતાં "જાની" (કે માનો) એવો માત્ર અવટંક-નિર્દેશ કરે છે, પણ 'પ્રેમપચીશી'ના પહેલા પદને અંતે,

> વિશ્વનાથ વહાલા પ્રભુ, બલિહારી રે;
> નિશદિન રાખીશ પાસ, જાતા લેઉં તારી રે

એ પ્રમાણે પોતાનું નામ પણ આપે છે તેના નવા પ્રાપ્ત થયેલા કાવ્ય 'ચાતુરીચાલીશી'ના પદોને અંતે કવિ જે રીતે પોતાની અવટંક તેમજ નામનો નિર્દેશ કરે છે તે જોતાં વિશ્વનાથ તેજ જાની હોવા વિષે કોઈ પણ પ્રકારની શંકા રહેતી નથી જુઓ—

૩૨. પ્રસિદ્ધ 'સગાળશા આખ્યાન' (ગૂ. વા. સો.) મા

---

૩૩. વિશ્વનાથની 'ચાતુરીચાલીશી' હમણાં પહેલીજ વાર જાણવામાં આવી છે ૪૦ પદોમાં રચાયેલી એ કૃતિની એક ત્રુટક પણ જૂની હાથપ્રત મને પાટણના મારા મિત્ર શ્રી નટવરલાલ દુર્ગાશંકર દવે મેળવી આપી છે. ચાલીસ પદો પૈકી એ પ્રતમાં ૨૭ (ત્રુટક) થી ૩૧ (અપૂર્ણ) તથા ૩૪ [ત્રુટક] થી ૪૦ સુધીનાં પદો મળે છે, એટલે અપ્રાપ્ત પદો તે ૪૦ માંથી ૧૦ જ મળે છે. કાવ્યને અંતે રચ્યા સાલ નથી. પ્રતને અંતે લખ્યાં સાલ નથી, પણ પ્રતિકૃતિ શુદ્ધ છે અને સં. ૧૭૫૦થી આ તરફની હોય તેમ લાગતું નથી.

એમ વિષે અવલોકન કરતાં વારુ શા માટે ?
ચાલી રાસ્યા જોતા દીઠે વૃંદાવનની વાટે.

—પદ ૩૮

સોમ પ્રભાત શ્રીરાધા કેરો દૂતી થૈને નરશેજી,
વિશ્વનાથ પ્રભુ પ્રેમે પામશે, કોણ કોણ એમ ગાશેજી ?

—પદ ૪૦

વિશ્વનાથ જાની સં. ૧૭૦૮માં વિદ્યમાન હતો, એ આપણે જોઈ ગયા. પરંતુ વિશ્વનાથ નામે કવિનું 'રસિકરાજ' અથવા 'રાધાકૃષ્ણવિનોદ' નામે એક કાવ્ય મળે છે, તે સં. ૧૭૬૨ માં રચાયેલું હોઈ જાની વિશ્વનાથની કૃતિ હોય એ સંભવિત લાગતું નથી.[34] 'ગનીમની લડાઈ' નામે એક કાવ્યની હાથપ્રત નડિઆદની ડાહીલક્ષ્મી લાયબ્રેરીમાં છે. તેના આરંભ તથા અંતના પાનાં ફાટી ગયેલા છે, પણ વચ્ચે કર્તા તરીકે વિશ્વનાથનો ઉલ્લેખ મળે છે. આ કાવ્યનો કર્તા પણ વિશ્વનાથ જાની હશે કે કેમ એ કહેવું મુશ્કેલ છે. ગનીમની લડાઈ ક્યારે થયેલી એની ખાત્રીલાયક માહિતી મળે તો આ વિષે વિશેષ વિચાર થઈ શકે ખરો.[35]

આપણા કવિ વિશ્વનાથની 'જાની' અવટંક ઉપરથી પાટણનો નાગર અથવા બ્રાહ્મણ હશે એમ લાગે છે.

એનાં કાવ્યો પૈકી 'મોસાળા ચરિત્ર' એ નરસિંહ મહેતાના જીવન પ્રસંગની કાવ્ય હોઈ એમાં કુંવરબાઈના મામેરાના પ્રસંગનું સમગ્ર નિરૂપણ છે. એમાં કવિએ કુંવરબાઈના પાત્ર દ્વારા કરુણરસ સારો જમાવ્યો છે. એમાંનું દોશીનું વર્ણન પ્રેમાનંદના

૩૪. 'રસિકરાજ' કાવ્યના અંતભાગના અવતરણ—એમાં રચ્યા સંવતનો ઉલ્લેખ છે તે—માટે જુઓ 'કવિ દલપતરામ હસ્તલિખિત પુસ્તક સંગ્રહની સૂચિ'.

૩૫ બૃહત્ કાવ્યદોહન, ભા. ૮, પૃ. ૬૦૯-૧૦

એ પ્રસંગના વર્ણન સાથે સરખાવી શકાય એવું છે. પ્રેમાનંદ પૂર્વેની આ વિષય ઉપરની રચનાઓમાં વિશ્વનાથનું કાવ્ય અવશ્ય અગ્રસ્થાને આવે તેમ છે. ' સગાળચરિત્ર 'માં સગાળશા અને ચેલૈયાની જાણીતી લોકકથાને કવિએ આખ્યાનરૂપે ગૂંથી છે. ' ચાતુરીચાલીશી 'નાં ૪૦ ઝડઝમકદાર પદોમાં કૃષ્ણ–ગોપીનું શૃંગારગાન છે. ' પ્રેમપચીશી ' એ ભાગવતના કથાનકને અનુસરીને ૨૫ પદોમાં રચેલો ' ઉદ્ધવસંદેશ ' છે. પ્રારંભમાં કૃષ્ણનું મન મથુરામાં કેમ માનતું નથી તે વિષે દેવકી અને વસુદેવનો સંવાદ આવે છે તથા તે પછી નંદ–યશોદા અને વ્રજવાસીઓને આશ્વાસન આપવા માટે ઉદ્ધવને શ્રીકૃષ્ણ ગોકુળમાં મોકલે છે. ગોકુળમાં આવેલા ઉદ્ધવ આગળ નંદ–યશોદા અને ગોપાંગનાઓ પોતાની વિરહવેદના વર્ણવે છે અને કૃષ્ણને ઠપકાઓ પાઠવે છે. છેવટે આ ભોળાં ગ્રામવાસીઓના મુગ્ધ પ્રેમથી આશ્ચર્ય પામતા ઉદ્ધવ ગોકુળમાંથી વિદાય લે છે. આખું યે કાવ્ય કરુણરસનો એક સુંદર નમૂનો છે. વિક્રમના સોળમા સૈકાના ચતુર્ભુજથી માંડી ઓગણીસમા સૈકાના દયારામ સુધીના સંખ્યાબંધ કવિઓએ ઉદ્ધવસંદેશના આ કાવ્યક્ષમ કરુણ વિષય ઉપર અનેકાનેક કાવ્યો લખ્યાં છે, જેમાં ચતુર્ભુજ તથા બ્રહ્મદેવની 'ભ્રમરગીતા', વિશ્વનાથની 'પ્રેમપચીશી' તથા દયારામની ' પ્રેમરસગીતા ' કવિતાના સારા નમૂનાઓ છે.

વિશ્વનાથ જાનીનું આ કાવ્ય વિવિધ દેશીઓમાં રચાયેલું હોઈ સારું ઢાળવૈવિધ્ય રજૂ કરે છે. એનું ૧૮મું પદ આખું વ્રજભાષામાં રચાયેલું છે. ગુજરાતી કાવ્યોમાં વચ્ચે વચ્ચે વ્રજભાષાનાં પદો મૂકવાનો કવિસંપ્રદાય ઘણો જૂનો છે. ભાલણે ' દશમ સ્કન્ધ 'માં વ્રજભાષાનું સ્વરચિત પદ મૂક્યું છે અને ભાલણના જ સમકાલીન ' કૃષ્ણક્રીડાકાવ્ય 'ના કર્તા કાયસ્થ કેશવદાસે પણ પોતાની કૃતિમાં વ્રજભાષાનાં કેટલાંક સુન્દર પદો મૂક્યાં છે.

કેટલેક સ્થળે સ્પષ્ટ અર્થબોધ પણ થઈ શકતો . નથી. ૩૯૯મી પંક્તિ પછી કથાનકની કેટલીક પંક્તિઓ લુપ્ત થઈ ગઈ હોય એમ લાગે છે. છતાં એક જનપ્રસિદ્ધ કથાનક પરત્વે ચામળ પૂર્વે લખાયેલી એક લોકવાર્તા તરીકે આ કૃતિનું મહત્ત્વ હોઈ આ સંગ્રહમાં તે લીધી છે. મોસાયટીના સંગ્રહમાની પ્રત સિવાય તેની બીજી કોઈ પ્રત જાણવામાં આવી નથી.

માધવાનલ-કામકંદલાની શૃંગારરસપ્રચુર કથા આપણા જૂના સાહિત્યમાં પ્રસિદ્ધ છે. આનંદધરકૃત સંસ્કૃત 'માધવાનલાખ્યાન' (જેનાં 'માધવાનલચરિત્ર,' 'માધવાનલનાટક' તથા 'માધવાનલકથા' એવાં પણ નામો મળે છે) નામે ગદ્યપદ્યાત્મક કૃતિ ખૂબ પ્રચાર પામેલી છે અને ગૂજરાતભરમાંથી તેની સંખ્યાબંધ હાથપ્રતો મળે છે. ગૂજરાતીના લક્ષણવાળી એની સંસ્કૃત ભાષા એ કૃતિ ગૂજરાતમાં જ રચાઈ હોવાનો પુરાવો આપી દે છે. રચનારના નામ વગરની આ વિષયની એક-બે જૈન કૃતિઓ પણ જોવામાં આવે છે.

ગૂજરાતીમાં આ વિષય ઉપર સૌથી જૂની રચના આમોદના કાયસ્થ કવિ ગણપતિએ સં. ૧૫૭૪માં લખેલી મળે છે. ૨૫૦૦ દુહાનું આ સુદીર્ઘ કાવ્ય જેમ એ પછીની સર્વ રચનાઓ કરતાં લાંબું છે તેમ રસદૃષ્ટિએ પણ શ્રેષ્ઠ છે. સં. ૧૬૧૬માં જૈન કવિ કુશલલાભે 'માધવાનલકામકંદલા ચોપાઈ' રચી છે તેની પણ પુષ્કળ હાથપ્રતો મળે છે. જૈન કવિએ એમાં શૃંગારરસને આપ્યા છતાં, પોતાના નિયમ મુજબ, અંતે શીલમહિમામાં કૃતિને ઘટાવી છે. આપણી 'માધવાનલ કથા'-જે ઘણે ભાગે વૈદિક કવિની જ કૃતિ છે-આ પછી આવે છે, કેમકે એની હાથપ્રત સં. ૧૭૨૭માં લખાયેલી છે, એટલે ત્યાર પહેલાં તો એ રચાઈ હોવી જોઈએ. જો કે એનું ભાષાસ્વરૂપ જોતાં એનો રચનાકાળ સં. ૧૬૫૦ પહેલાંનો

તો નક્કિ જ હોય. કવિ દામોદરકૃત રચ્યાસાલ વગરની 'માધવાનલકથા' મળે છે, જેની હાથપ્રત સં. ૧૭૩૭માં લખાયેલી છે.[૩૬] આ પછી શામળભટે 'સિંહાસનબત્રીસી'માં ૨૬મી પૂતળીની વાર્તા તરીકે 'માધવાનલની વાર્તા' મૂકી છે. જૂના કવિઓમાં આ વિષય ઉપર શામળભટની કૃતિ છેલ્લી જ છે.

જૂના સમયમાં વિદગ્ધ વર્ગમાં માધવાનલની વાર્તા ખૂબ લોકપ્રિય હશે એમ લાગે છે, કારણ સં. ૧૭૦૬ માં રચાયેલ 'રૂપસુન્દરકથા'ના મંગલાચરણમાં જ માધવ–કામકંદલાનો નીચે પ્રમાણે માનભેર ઉલ્લેખ છે:

માધવાનલ વિષે રકત કામા,
ધન્ય તે ચતુર સુંદર રામા,
વજ્રદુ:ખ વછોહા તણું પામ્યા,
જીવતા તે વલી ફરી સુખ પામ્યા.

માધવાનલની વાર્તા એક જ પરંપરા પ્રમાણે ચાલી આવેલી જણાય છે.

આ સંગ્રહમાં લેવાયેલ 'માધવાનલકથા'નો ટૂંક કથાસાર નીચે પ્રમાણે છે:

"સરસ્વતી અને ગણપતિને પ્રણામ કરીને કવિ કહે છે કે– પુષ્પાવતી નગરીમાં ગોવિંદચંદ્ર નામે રાજા હતો. એ નગરમાં અઢારે

૩૬. કાયસ્થ ગણપતિનો 'માધવાનલ કામકંદલા પ્રબંધ' શ્રી મંજુલાલ મજમુદારે સંપાદિત કર્યો છે અને તે ગાયકવાડ્ઝ ઓરિયેન્ટલ સિરીઝ (નં. ૯૩)માં છપાયેલો છે. એ જ ગ્રન્થના પરિશિષ્ટમાં સંસ્કૃત 'માધવાનલાખ્યાન', કુશળલાભની 'માધવાનલકામકંદલા ચોપાઈ' તથા દામોદરકૃત 'માધવાનલકથા' છપાયાં છે. કુશળલાભનું કાવ્ય આ પહેલાં 'આનંદકાવ્યમહોદધિ' મૌક્તિક ૭ માં છપાયેલું છે. અજ્ઞાત કવિની 'માધવાનલકથા' અહીં પહેલી જ વાર પ્રસિદ્ધ થાય છે.

વર્ણના લોકો રહેતા હતા ત્યાં માધવ અથવા માધવાનલ નામે એક બ્રાહ્મણ રહેતો હતો તે એટલો સ્વરૂપવાન હતો કે તેને જોઇને જ નગરની સ્ત્રીઓના ગર્ભ ગળી જતા નગરમાં વંધ્યત્વ ફેલાવાનો ભય ઊભો થયો આથી બધા લોકોએ રાજા પાસે જઈને ફરિયાદ કરી રાજાએ માધવને બોલાવ્યો, તો તે પોતાની વીણા લઈને આવ્યો અને રાજા બજાવી સભાને પ્રસન્ન કરી રાણીએ પણ માધવને વીણા સાંભળવા બોલાવ્યો આ પ્રસંગે રાણીને ઝીણાં કપડાં પહેરાવી તલ પાથરીને તે ઉપર બેસાડવામાં આવી માધવનું સંગીત સાંભળી કામાતુર થયેલી રાણી સ્ખલિત થઇ અને તેના કપડા ઉપર તલ ચોંટેલા દેખાયા આમ માધવનું સંગીત કેવું એ કેવા પરિણામ લાવનારું છે એ જોઇ રાજાએ તેને દેશવટો દીધો રાજાની આજ્ઞાનુસાર માધવ નગર છોડી ચાલ્યો ગયો નગરની સ્ત્રીઓ તેની પાછળ ઝૂરવા માંડી.

' ફરતો ફરતો માધવ કામસેન રાજાની કામાવતી નગરીમાં જઈ પહોંચ્યો રાજદરબારમાં પ્રવેશવાનું કરે છે ત્યાં પ્રતીહારે તેને અટકાવ્યો દરવાજે બેસીને તે અંદરનું સંગીત સાંભળવા લાગ્યો સાંભળતાં સાંભળતા તેણે પ્રતીહારને કહ્યુ, ' તારો રાજા મૂર્ખ છે, કારણ એક બજવૈયાના હાથનો નખ તૂટી ગયેલ છે, એટલું તે સમજી શકતો નથી ' પ્રતીહારે અંદર જઈ રાજાને કહ્યું. તપાસ કરાવતા હકીકત સાચી નીકળી આથી માધવની શક્તિ ઉપર મુગ્ધ બનેલા રાજાએ તેને અંદર બોલાવ્યો

" દરબારમાં એ વખતે કામકંદલા ગણિકાનું નૃત્ય ચાલતું હતું માધવનું રૂપ અને ચતુરાઈ જોઈને ગણિકા મુગ્ધ બની ગયેલામાં તેના સ્તન ઉપર ભ્રમર આવીને બેઠો તેને નૃત્ય કરતાં કરતાં જ લીલયા ભ્રમ ફરકાવીને તેને ઉડાડી મૂક્યો આ ચેષ્ટા એકલો માધવ જ સમજી શક્યો માધવે કામકંદલાને સિરપાવ

આપ્યો, તે તેણે જમણે હાથે લીધો. પોતાનું દાન તો દરરોજ ડાબા હાથે લેતી હતી અને માધવનું દાન જમણા હાથે લીધું, તેથી રાજા કોપ્યો. માધવે બધી વાત સમજાવી, રાજા પ્રસન્ન થયો અને માધવને કામકંદલા દાનમાં આપી. માધવ-કામકંદલા વિહાર કરવા લાગ્યાં.

" એકવાર ગજસભામાં નાટારંભ ચાલતો હતો, ત્યારે રાજાએ કામકંદલા પાછી લેવાનો વિચાર કર્યો. માધવે રાજાને વાર્યો, પણ રાજા એકનો બે થયો નહિ માધવને પાછું દેશાન્તરે નીકળવુ પડ્યું. મહામહેનતે કામકંદલાને મનાવી માધવ નીકળ્યો. "૩૭ એક બાજૂ કામકંદલા વિયોગદુઃખે ઝૂરતી રહી, બીજી બાજૂ માધવાનલ પણ ઝૂરતો ચાલ્યો. માધવે વિચાર કર્યો કે ' વિક્રમ રાજા પરદુઃખભંજન કહેવાય છે, માટે હુ ઉજ્જયિની જાઉં. ' એમ વિચાર કરી તે ઉજ્જયિની ગયો. ત્યા એક પ્રાસાદમા ઊતરી નીચે પ્રમાણે ' દુહા માધવે ભીંત ઉપર લખ્યા,

> કામાવતિ નગરી છિ જેહ, ત્યાહા કામકંદલા નારિ,
> કો સૂરો સમરથ છિ, જે મેલો કરે સસારિ ?
> આપસવારથી સહુ છિ, પરસવારથી નહી કોય;
> કો જનની જાઇઓ, મારૂં દૂખ ભંજિ સોય ?

પ્રાસાદમાં વિક્રમ રાજા આવ્યો. તેણે આ દુહા જોઇ માધવને તેના દુઃખની વાત પૂછી માધવે બધી વાત કહી. વિક્રમે એને પોતાની પાસે બ્રાહ્મણ તરીકે રાખ્યો ( પછી લશ્કર તૈયાર કરી

---

૩૭. અહીં કામકંદલાના મુખમા મૂકેલા વિરહવર્ણનના કેટલાક દુહાઓ દામોદરની કૃતિમા મળે છ કો૦ દૂહો કુશલલાભમા પણ દેખાય છે. છૂટક પાનાઓ ઉપર લખાયેલા મળતા કેટલાક જૂના સુભાષિતસંગ્રહોમા પણ એજ દુહાઓ નજરે પડે છે. ખરું જોતાં, એ બધા દુહા લોકમુખે પ્રચલિત હશે, જેનો ફાવતો ઉપયોગ તત્કાલીન કવિઓ પણ કરતા હશે.

માધવને સાથે લઈ વિક્રમ કામાવતી તરફ ઉપડ્યો. નગર બહાર પડાવ નાખ્યો. કામકંદલા સોંપી દેવા કામસેનને કહેવરાવ્યું, પણ તેણે ના પાડી. ત્યારે વિક્રમ છાની રીતે નગરમાં પ્રવેશી કામકંદલાના માધવ પ્રત્યેના પ્રેમની પરીક્ષા કરવા માટે તેને ત્યાં ગયો.)[૩૮] વિક્રમે કામકંદલાને કહ્યું કે, "માધવ તો મરણ પામ્યો છે." આથી કામકંદલાને ફાસકો પડ્યો અને 'માધવ! માધવ!' કરતી તે એજ સ્થળે મરણ પામી.

"વિક્રમના મનમાં વિમાસણ પડી. લશ્કરમાં જઈ તેણે માધવને કહ્યું કે આમની વાત આમ બની, એટલે માધવ પણ મૂર્ચ્છા ખાઈને ધરણી ઢળ્યો. વિક્રમે કામસેનને કહેવરાવ્યું કે, 'મૃત કામકંદલાને આપો તો પણ અમે પાછા વળી જઈએ.' આથી કામસેન કામકંદલાનો મૃત દેહ લઈને આવતાં વિક્રમે આગિયો વેતાળ સંભાર્યો, એટલે તે પાતાળમાંથી અમૃત લઈ આવ્યો. માધવ તેમજ કામકંદલાના મુખમાં અમૃત સીંચતા તેઓ બન્ને બેઠાં થયાં. વિક્રમે માધવ-કામકંદલાનું લગ્ન કરાવ્યું. કામસેન રાજાએ પણ માધવને કહ્યું કે, 'તમે આ નગરમાં રહો.' માધવ તથા કામકંદલા સુખપૂર્વક રહેવા લાગ્યાં તથા વિક્રમ અવંતિ ગયો."

'માધવાનલકથા'નો અજ્ઞાત લેખક આ સુંદર ચમત્કૃતિયુક્ત કથાનકનો વિકાસ કરી શક્યો નથી. એનું ભાષાપ્રભુત્વ સામાન્ય કોટિનું છે. એક પછી એક આવતા પ્રસંગોમાં પણ તે પૂરતી સ્પષ્ટતા લાવી શક્યો નથી. એકંદરે કૃતિ સાધારણ કોટિની છે. સામગ્રીના એક પુરોગામી લેખકની વાર્તા તરીકે આ સંગ્રહમાં તે લેવામાં આવી છે.

---

૩૮. કૌંસમાં મૂકેલો પ્રસંગ મૂળ પ્રતમાં નથી. આખું કથાનક તથા કૃતિનો ઉપસંહાર પણ માગે છે કે એ પ્રસંગ હોવો જોઈએ. સંભવતઃ લહિયાના દોષથી અથવા બીજા કોઈ કારણથી મૂળ પ્રતિમાંની કેટલીક પંક્તિઓ પડી ગઈ હશે.

કૃતિનો પ્રધાનભાગ દુહા તથા ચોપાઈથી ગવાયેલો છે પણ માધવને ગોપીચંદ નન્દન દેશવટો દે છે તે પ્રસંગમાં માધવને મુખે રાગ સોરઠીનું એક ગીત દશીમાં મૂકવામાં આવ્યું છે (પંક્તિ ૮૨–૮૫), તે નોંધપાત્ર છે દુહા–ચોપાઈમાં રચાયેલાં કાવ્યોમાં પણ વચ્ચે વચ્ચે આવાં ગીત કે પદ મૂકવાની પરંપરા 'હંસાઉલી'કાર અસાઇત (વિક્રમનો ૧૫ મો સૈકો) તથા 'કાન્હડદેપ્રબન્ધ'કાર પદ્મનાભ અને 'ઉષાહરણ'કાર વીરસિંહ (બન્ને વિક્રમનો ૧૬ મો સૈકો) જેટલી જૂની છે

## ૭ વૈકુંઠદાસકૃત 'રાસલીલા'

વૈકુંઠદાસકૃત 'રાસલીલા'નું સંપાદન ફાર્બસ ગુજરાતી સભાના હસ્તલિખિત પુસ્તકસંગ્રહના ગુટકા નં ૧૧૪ માંની નકલ ઉપરથી કરવામાં આવ્યું છે સદરહુ ગુટકામાં પૃ ૧ થી ૧૩ માં બ્રહ્મદેવકૃત 'ભ્રમરગીતા' અને પૃ ૧૪થી ૨૨માં આ 'રાસલીલા' એમ બે કાવ્યો લખેલાં છે તેમાં 'રાસલીલા'ને અંતે પુષ્પિકા કે લેખનસંવત નથી પરન્તુ 'ભ્રમરગીતા'ને અંતે નીચે પ્રમાણે પુષ્પિકા છે

સંવત ૧૭૪૪ વર્ષે માઘ શુદ ૧૦ વાર બુધે ગ્રંથ પ્રત જોઈને લખ્યો છે સ કતાબુ જત પઠો આણા સુત ગરોલા ન્યાતી વધૂ શાખા થી ગેરપર મ પે નીવાસી નાહનો ત ૮॥

'ભ્રમરગીતા' તેમજ 'રાસલીલા' એકજ હસ્તાક્ષરમાં લખાયેલાં છે, તેથી 'રાસલીલા'ની નકલ પણ સં ૧૭૪૪ના અરસામાં થયેલી હોવી જોઈએ આ કાવ્યની આ સિવાય બીજી કોઈ નકલ જાણવામાં નથી.

પ્રત સુન્દર દેવનાગરી લિપિમાં લખાયેલ છે, પણ દેખાવમાં જેટલી સુન્દર છે તેટલી વિશ્વાસપાત્ર શુદ્ધિની બાબતમાં નથી. અનેક સ્થળે પાઠ ભ્રષ્ટ છે અને કેટલાક શબ્દો અને વાક્યોના

મહત્ત્વનું આ કાવ્ય આપણા સાહિત્યના અભ્યાસીઓમાં હજી લગભગ અજાણ્યું જ હોઈ આ સંગ્રહમાં તેને સ્થાન આપ્યું છે.

'સાહિત્ય' માસિકમાં 'સૂક્તમાલા'નું સંપાદન મેં સદ્ગત પરમપૂજ્ય પ્રવર્તક શ્રીકાન્તિવિજયજી મહારાજ પાસે પાટણ ખાતે પડેલી લખ્યાસાલ વગરની એક પ્રત ઉપરથી કર્યું હતું. અહીં મેં મુખ્ય પાઠ તરીકે 'સાહિત્ય'માં છપાયેલી વાચના—તેના મુદ્રણદોષો દૂર કરીને—કાયમ રાખી છે અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના હાથપ્રતસંગ્રહની પોથી નં. ૧૪૭૩માંની 'સૂક્તમાલા'ની નકલનાં મહત્ત્વનાં પાઠાન્તરો નોંધ્યાં છે. સોસાયટીના કબજામાંની 'સૂક્તમાલા'ની ઉપર્યુક્ત પોથી કુલ ૫૨ પત્રોની છે, પણ તેમાં પ્રથમનાં ૨૭ પત્ર ગુમ થઈ ગયેલાં છે. ૨૯મા પાના સુધી સોમપ્રભાચાર્યનો સંસ્કૃત સુભાષિતગ્રન્થ 'સિન્દૂરપ્રકર' અથવા 'સૂક્તિમુક્તાવલી' ઉતારવામાં આવેલ છે, અને ત્યારબાદ 'સૂક્તમાલા'ની નકલ કરેલી છે. 'સૂક્તમાલા'ના અંતે પુષ્પિકા નથી, માત્ર **इति सूक्तावली** એટલો જ નિર્દેશ છે; પરન્તુ 'સિન્દૂરપ્રકર'ને અંતે નીચે પ્રમાણે પુષ્પિકા છે :

इति श्रीसिन्दूरप्रकरणप्रस्ताविककाव्यसमाप्तमिति ॥ लिपतं
श्रीपालीनगरमध्ये चेला फतैचन्द वाचनार्थम ॥

અર્થાત્ પ્રતિ મારવાડમાં પાલી ગામમાં લખાયેલી છે. 'સિન્દૂરપ્રકર' તેમજ 'સૂક્તમાલા'ની નકલ એક જ હસ્તાક્ષરમાં છે, એટલે 'સૂક્તમાલા' પણ ત્યાં જ લખાયેલી હશે. લહિયો મારવાડી હોવાના ચિહ્નો હાથપ્રતમાં પણ ઠેર ઠેર નજરે પડે છે. 'આવે'ને બદલે 'આવૈ', 'આપે,'ને બદલે 'આપૈ' તથા 'માણે'ને બદલે 'માણૈ' જેવા રૂપો એ પ્રતમાં લગભગ સર્વત્ર મળે છે, તે એનો પુરાવો છે. આવા પાઠભેદો મેં નોંધ્યા નથી. આ સિવાય

જ્યાં મુખ્ય પાઠના શબ્દનું કેવળ રૂપાન્તરજ સોસાયટીવાળી પ્રતમાં મળતું હોય ત્યાં તેવો પાઠભેદ નિરુપયોગી હોઈને મેં નોંધ્યો નથી; જેમકે 'દુલ્લહ' નું 'દુલ્લહ,' 'જિનધર્મ'નું 'જિનધમ્મ' વગેરે. આમ છતાં શાબ્દિક રૂપાન્તર પણ જ્યાં ભાષાના અભ્યાસની દૃષ્ટિએ કંઈ અગત્યનું હોય ત્યાં મેં નોંધ્યું છે, જેમકે 'પઈણી'નું પાઠાન્તર 'પરીણી'. અહીં સંપાદનમાં સુભાષિતોની સાથે હાંસિયામાં આપેલાં શીર્ષકો મૂળ હાથપ્રતોમાં છે પરન્તુ છંદોનાં નામ મૂળમાં નથી, તે મેં ઉમેર્યાં છે.

'સૂક્તમાલા'ની સંસ્કૃત પ્રશસ્તિમાં કેસરવિમલે તેની રચના સાલ સં. ૧૭૫૪ આપી છે, તથા તેમનો 'વંકચૂલરાસ' સં. ૧૭૫૬ માં રચાયો છે.[૪૧] એટલે આ કવિ વિક્રમના અઢારમા શતકના ઉત્તરાર્ધમાં વિદ્યમાન હતા એમ નક્કી છે. પ્રશસ્તિમાં તેઓ પોતાની ગુરુપરંપરાનું પણ વિગતથી વર્ણન આપે છે. તેમાં જણાવ્યા પ્રમાણે, તપાગચ્છાધિરાજ શ્રીવિજયપ્રભસૂરિના[૪૨] પટ્ટધર શ્રીવિજયરત્નસૂરિ[૪૩] થયા. તેમના રાજ્યમાં શાન્તિવિમલ

૪૧. જૈન ગૂર્જર કવિઓ, ભાગ ૨, પૃ. ૪૪૪-૪૫

૪૨. પટ્ટાવલીઓ ઉપરથી જણાય છે કે વિજયપ્રભસૂરિનો જન્મ સં. ૧૬૭૭ માં કચ્છમાં મનોહરપુરમાં થયો હતો. તેમણે દીક્ષા સં. ૧૬૮૬ માં લીધી હતી. તેમને પંન્યાસપદ સં. ૧૭૦૧ માં તથા ગણિપદ સં. ૧૭૧૦ માં ગંધાર બંદરમાં મળ્યું હતું. સં. ૧૭૩૨ માં નાગોરમાં તેમણે પોતાના પટ્ટધર તરીકે વિજયરત્નસૂરિની નિમણૂક કરી હતી.

૪૩. પટ્ટાવલીઓ ઉપરથી જણાય છે કે વિજયરત્નસૂરિ પૂર્વાશ્રમમાં પાલણપુરના ઓસવાલ હતા. તેમનો જન્મ સં. ૧૭૧૧ માં થયો હતો. તેમના માતા લીલાદેવી સાથે તેમણે સં. ૧૭૨૦ માં દીક્ષા લીધી હતી. તેમણે સં. ૧૭૨૬ માં તેર વર્ષની વયે પંન્યાસપદ લીધું હતું તથા સં. ૧૭૩૨ માં નાગોરમાં તેમનો આચાર્યપદે અભિષેક થયો હતો. તેમનો સ્વર્ગવાસ ઉદયપુરમાં સં. ૧૭૭૩ માં થયો હતો.

તથા તેમના ગુરુબંધુ કનકવિમલ નામે સાધુઓ હતા[૪૪]. કનક-
વિમલના બે વિનેયો–શિષ્યો કલ્યાણવિમલ અને કેસરવિમલ થયા. તે
પૈકી કેસરવિમલે બાલ-મુગ્ધ જનોના મનોવિનોદનાર્થે આ ભાષાનિબદ્ધ
સૂક્તિસંગ્રહ સં. ૧૭૫૪ ના વર્ષમાં રચ્યો.

'સૂક્તમાલા' એ કેસરવિમલનો એક નાનકડો સ્વરચિત
સૂક્તિસંગ્રહ છે. કવિએ એના ધર્મવર્ગ, અર્થવર્ગ, કામવર્ગ અને
મોક્ષવર્ગ એવા ચાર વિભાગો પાડ્યા છે અને પ્રત્યેક વિભાગમાં
ઉચિત શીર્ષક નીચે સંખ્યાબંધ સુભાષિતો આપ્યાં છે. કૃતિનું
મંગલાચરણ સંસ્કૃતમાં છે, પ્રત્યેક વર્ગના આરંભે તે વર્ગમાં સ્પર્શેલા
વિષયોના સામાન્ય અનુક્રમનો એક સંસ્કૃત શ્લોકમાં નિર્દેશ છે, તથા
અંતમાં અન્ત્યપ્રશસ્તિ પણ સંસ્કૃતમાં જ આપેલી છે. પરન્તુ આ
સંસ્કૃત શ્લોકોની તદ્દન સામાન્ય તથા કેટલેક સ્થળે તો અશુદ્ધ
રચના જોતાં કવિનું સંસ્કૃત જ્ઞાન સાધારણ કોટિનું જ જણાય છે.

પ્રેમાનંદના સમકાલીન આ કવિની આખીયે કૃતિ અક્ષરમેળ
વૃત્તોમાં રચાયેલી છે ને એની એક વિશિષ્ટતા છે. એમાં ઘણા મોટા
પ્રમાણમાં પ્રયોગ માલિનીનો થયો છે, પણ તે સિવાય શાર્દૂલવિક્રીડિત,
ઉપજાતિ, દ્રુતવિલમ્બિત, ભુજંગી, રથોદ્ધતા, શાલિની, વસન્તતિલકા,
તોટક તથા સ્વાગતાનો પ્રયોગ પણ નજરે પડે છે. સાદી, સરળ
અને ઉદ્બોધક શૈલીમાં આખાયે કાવ્યમાં સામાન્ય હિતબોધ
આપવામાં આવ્યો છે. ખાસ કરીને 'ધર્મવર્ગ' અને 'મોક્ષવર્ગ'–

---

૪૪. કેસરવિમલે પોતાના 'વંકચૂલરાસ'ની પ્રશસ્તિમાં 'તેહ તણે ગચ્છે જયવંતા, શ્રી શાન્તિવિમલ કવિરાયા રે' (જૈન ગૂર્જર કવિઓ, ભાગ ૨, પૃ. ૪૬૫) એમ શાન્તિવિમલનો 'કવિરાયા' તરીકે નિર્દેશ કર્યો છે, તથા કેસરવિમલના શિષ્ય કાન્તિવિમલે સં. ૧૭૬૭ ના પાલનપુરમાં લખેલા, 'વિક્રમ-કનકાવતી રાસ'ની પ્રશસ્તિમાં શાન્તિવિમલ તેમજ કનકવિમલને 'કવિરાજ' તરીકે વર્ણવ્યા છે (જૈન ગૂર્જર કવિઓ, ભાગ ૨, પૃ. ૪૩૦) આ ઉપરથી સ્વાભાવિક અનુમાન થાય છે કે શાન્તિવિમલ તથા કનકવિમલે કંઈ કાવ્યરચના કરી હશે. પરન્તુ હજુ સુધી તેમની કોઈ કૃતિ જાણવામાં આવી નથી.

નાં સુભાષિતોની રચનામાં આ કવિ ઉપર સોમપ્રભસૂરિની સંસ્કૃત 'સૂક્તિમુક્તાવલી'ની સારી એવી અસર પડેલી જણાય છે. કેસરવિમલની 'સૂક્તમાલા'ના સુભાષિતો મુખપાઠે કરવાનો પ્રચાર હજી ગઈ પેઢી સુધી જૈન સાધુઓમાં હતો. એમ મુખપાઠે કરેલાં સુભાષિતોનો ઉપયોગ વ્યાખ્યાનમાં ઉચિત પ્રસ્તાવે કરવામાં આવતો.

'સૂક્તમાલા'ના કર્તા જૈન સાધુ હોઈ પ્રાકૃત શબ્દપ્રયોગો તેમની રચનામાં ઘણા છે, એટલું જ નહિ પણ મારવાડીની અસરો પણ સારા પ્રમાણમાં વરતાય છે. જૈન સાધુઓ ગુજરાત, રાજપૂતાના તેમજ માળવાના જુદા જુદા ભાગોમાં વિહાર કરતા હોઈ તેમની ગુજરાતી રચનાઓમાં પણ બીજા પ્રાન્તોના શબ્દપ્રયોગો અને લઢણો આવતાં એ સ્વાભાવિક છે. વળી જૂનું ભાષાસ્વરૂપ અથવા જૂની ભાષાની લઢણો બને ત્યાંસુધી જાળવી રાખવાનું પણ જૈન કવિઓનું એક વલણ હતું. આ વલણ કેસરવિમલમાં પણ દેખાય છે. કેસરવિમલના સમકાલીન જૈનેતર કવિઓનાં કાવ્યોની ભાષા સાથે 'સૂક્તમાલા'ની તુલના કરતાં આ વસ્તુ સ્પષ્ટ થશે.[૪૫]

## સંગ્રહ સંબંધી સામાન્ય વિચાર

આ પુસ્તકમાં સંગૃહીત થયેલાં આઠ કાવ્યો ઈસવી સનના સત્તરમા સૈકામાં (એટલે કે વિક્રમ સં. ૧૬૫૬–૧૭૫૬ દરમ્યાન) લખાયેલાં છે. એ પૈકી રામભક્તકૃત 'કપિલમુનિનું આખ્યાન' (સં. ૧૬૬૦ આસપાસ) અને કૃષ્ણકૃત 'પાંડવવિષ્ટિ' (સં. ૧૬૭૭) સિદ્ધપણે ઈસવી સત્તરમા સૈકાના પહેલા ચરણમાં રચાયેલાં છે. ગોવિન્દકૃત 'મામેરું' (સં. ૧૬૮૦ આસપાસ) તથા નરહરિકૃત 'હરિલીલામૃત' (સં. ૧૬૭૨ પૂર્વે) પણ સંભવતઃ પહેલા ચરણમાં રચાયેલાં છે. વિશ્વનાથ જાનીની 'પ્રેમપચીશી' (સં. ૧૭૦૮ આસપાસ) ઈસવી સત્તરમા શતકના ત્રીજા ચરણમાં તથા કેસરવિમલની 'સૂક્તમાલા' (સં. ૧૭૫૪) એ શતકના ચોથા ચરણમાં આવે છે. અજ્ઞાત કવિકૃત 'માધવાનલકથા' તથા વૈકુંઠદાસની 'રાસલીલા'નો રચનાકાળ જો કે ઉપર્યુક્ત કાવ્યો જેટલો અસંદિગ્ધ

---

૪૫. હજી આજે પણ જૈન સાધુવર્ગમાં જે સ્તવન-સજ્ઝાયાદિ રચાય છે તેની શૈલી તપાસતાં જૂનાં ભાષાલક્ષણો જાળવી રાખવાની આ પરંપરા કેટલી જોરદાર હતી એ સમજાશે.

१

રામભક્તકૃત

## કપિલ મુનિનું આખ્યાન

### કડવું ૧

રાગ ધન્યાસી

પ્રથમ પ્રણમુ શ્રી ગુરુસ્વાંમીજી, બેહુ કર જોડી મસ્તક નાંમીજી;
ગણપતિ શરસ્વતી ચરણે લાગુજી, હરિજંશ બોલવા વાંણી માગુજી.
કર્દમ રુખીનુ કુલ તે ધન્યજી, જાંહાં અવતરયા કપિલજી મુંન્યજી.

વલણ

કપિલ મુનિયે અવતાર લીધો જગતિતાત્ત્ર પાલવા;
શાંખ્ય જોગ પ્રગટ કરીં અગન્યાંનનો મોહો ટાલવા. ૫
શ્રીભાગવત ફલ તણુ લક્ષણ ભક્તિરસમાં ભેદવા[1];
ગોહોજાલ જડ અગન્યાંન લક્ષણ જ્ઞાન ખડગિ છેદવા.
ત્રીય સ્કંધે અધ્યા તેત્રીશે નિરોપણ નિરધારીયે;
ચોત્રીશ પુહિ નવ રહ્યા તે કપિલ મુખે વિસ્તારીયે.
નારાયણનુ નાભિપંકજ, તે થકી બ્રહ્મા સહી; ૧૦
બ્રહ્મા સ્તણો કર્દમ રુખી, તેનો પાર કો જાણે નહી.
બ્રહ્માયે રુખીનિ કહ્યુ, "તમો સુશ્રી મારગ પરવરો;
તપ વિના સીધી નહી સ્વામી, પછિ કહ્યુ જે તપ કરશો".
સીધ્યપુરજ સરસ્વતી ઉપકંઠિ કર્દમજી ત્યાંહાં તપ કરે;
દસ શહસ વર્ખ વહી ગયાં, તે ધ્યાન એકાગ્રિ ધરે. ૧૫

---

१ ભેદીયો.

તપ કરીનિ વસ કીધા, પ્રાણુનાથ પ્રગટ હવા;
દંડવત નમસ્કાર કરીનિ રુખી રમના બોલ્યા.
અનેક જોગી જોગધ્યાંનિ કલપ કોટી વહી ગયા;
આદ્યાપિ તિનિ અગોચર છે, એહેવા સાંત સમી ગયા.
તપિ તીરથે દાંન પુન્યિ દેવતાનિ દુલભ હરિ; ૨૦
આજ અમારુ ભાગ્ય મોટુ, દીનાનાથ દયા કરી.
ત્યાંહિ સ્તુતિ કીધી અતિઘણી નિ રોમ ચિત રુખીઆ થયા;
ગદગદ કંઠ હવા સ્તબ્ધ વલી દંડવત કરતા ભયા.
ભાવ નિર્મલ ભક્તનો જોઇ હરખાંસુ હરીનિ હલ્યાં,
કર્દમજીની નેત્રધારા, બન્યો જલ માંહિ ભલ્યાં. ૨૫
નેત્રથી બિંદુ પડ્યાં તાંહં બિંદુસર તીરથ થયું;
સરસ્વતીનિ ત્રટે છિ, શ્રી સુકિ પરીક્ષતને કહ્યું.
ગંગા જમુના સરસ્વતી ને ઉદકમાં વાસિ વસે;
કોટિ જન્મ પવિત્ર હોએ જે ઉદકનિ સ્પરસસે.
વલના સ્વામી વદિ, "કર્દમ, કોણુ કારણુ તપ કર્યું ? ૩૦
કાંઇ ઇછા હોયે તે માગીયે;" ભગવંત એહવુ ઓચર્યું.
"સ્વામી, મુઝનિ, ઇછા નહોતી, બ્રહ્માએ મુઝનિ કહ્યું;
[illegible] શ્રીની આગન્યા આપી, ને માટે મિ તપ ગ્રહ્યું.
[illegible] ર્દુક સોયે [illegible]ડેરી આ મુને આપીયે;
[illegible] કાપીએ" ૩૫
"કર્દમ તુ ઇછા કરે છે તે મિ આગેથા[2] કર્યું;
સ્વાયંભુ મનુ તણી કન્યા, તેહેનુ મન તુ પિર ઠર્યું.
તે દિવસ ત્રિજે આવસે મનુ તાહારે આશ્રમ આપવા;
તેહેનો તુ અંગીકાર કરજે ગ્રહસ્તાશ્રમને થાપવા.
તે પતિવ્રતા સાધવી હસિ, ભગતિ કરસિ ભાવસુ; ૪૦

૨ આગળથી.

તેહેને વીષે અવતાર કરવા કપિલરૂપિ આવસ્યે.
દેવહુતી તાં નામ તેહેનુ, કપિલની માતા હસે;
શાંખ્યજોગ નિ તત્વમારગ કપિલજી વિસ્તારશિ.
પ્રથમ નવ પુત્રી હરિ નિ દશમા શ્રી ભગવાન;"
એહેવુ કહી ભગવંતજી ત્યાંહાં હવા અંતરધ્યાન ૪૫

ઉથલો

હવા અંતરધ્યાન નિ રુખીનિ વર આપીયા;
કપિલ રૂપે પ્રગટ થૈનિ ભગતિ મારગિ થાપીયા.

કડવું ૨

રાગ કેદારો

સ્વાયંભુ મનુ ત્યાંહાં આવ્યા, દેવહુતી કંન્યા લાવ્યા;
સરસ્વતીનિ ઉપકંઠિ જાંહાં કર્દમજી રહિતા હવા રે.
સ્વાયંભુ મનુનિ દેખી, શતરૂપા શાથિ પેખી, ૫૦
અરઘ પાદ્ય પૂજા રખી કરતા હવા રે.
સ્વાયંભુ મનુ એમ બોલે, "રુખી તાપસ નહી કો તુઝ તોલિ;"
અનેક પ્રકારે રુખીની સ્તુતિ કરતા હવા રે,
"જે હુ કહુ તે અવિધારો, કિૃપા કરીનિ શંભારો;
દેવહુતી મુઝ કંન્યા તુઝ વરનિ વાંછિ રે. ૫૫
ઉતાંનપાત તણી ભગિની, શતરૂપા જેહેની જનુની,
શ્રધાયે આપુ તુઝ, લેવા જોગ્ય છિ રે."
પછિ જથાજોગ્ય પૂજા કીધી અને દેવહુતી કન્યા દીધી
ભાવ સાથિ કર્દમજી ગ્રિહિતા હવા રે.

વલણ

કર્દમ રુખીનિ કંન્યા આપી મનુ ચાલ્યા સ્વસ્થાન; ૬૦
દેવહુતીયે સેવા કરીનિ શંતોખ્યા ભગવાન.

પછિ રુખીજી રલીઆત હવા છિ, "માગ માગ, ઇષ્ટમાંન."
"ઇંદ્ર તણો વૈભવ આણીનિ મુઝનિ દ્યો રતુદાંન."
પછિ રુખીજીયે જોગ ધારણા તપનુ બલ વિસ્તાર્યું;
સરસ્વતીનિ ઉપકંઠિ વૈભવ ભોમિ સ્વર્ગ ઉતાર્યું. ૬૫

કલપવૃક્ષ અનુ પારજાતીક, ત્યાંહાં નંદા નંદનવન;
અપછરા ગુણ ગાંધર્વ કીંનર, આપ્યુ સ્વર્ગભોજન.
શૌરપિ કરી કહ્યુ એટલુ, નાંનાંના ભોગ પમાડયા;
દેવહુતીને દયા કરીનિ સપ્ત લોક દેખાડયા.
શંવછર શત વહી ગયા છિ એહેવા ભોગ ભોગવતાં; ૭૦

દેવહુતી કર્દમ સંજોગિ નવ પુત્રી પરસવતાં.
પછિ રુષીજી તપે જવા લાગ્યા, દેવહુતીયે સ્તુતિ કીધી;
"મિથ્યા જનમ ભયો સ્વામીજી, પુત્રીયે શી શીધી!"
"મનુપુત્રી, મંન દુખ મ ધરસો," એમ બોલ્યા રુખીરાયે,
"પૂર્વિ તપ તિં પ્રોઢો કીધો, તે મિથ્યા નહી થાયે. ૭૫

તાહારે ઉદરે થોડે કાલે અવતરસે ભગવાન;
તાહારે વિખિ તે પ્રગટ થૈને પ્રકાશ કરશે જ્ઞાંન."
એહેવું કહીનિ કાલ કેટલો રુખી રહ્યા આશ્રમ.
ત્યારે દેવહુતીયે ગર્ભ જ ધરયો, રતુદાંન કરદંમ.
તે વાર પુઠિ બ્રહ્માદિક સનકાદિક નારદ આવ્યા; ૮૦

રુખી દેખી રલીઆત થયા ત્યાંહાં બ્રહ્મા રૂડુ ભાખ્યા.
"તિ તાં માહારી આગન્યા પાલી, પુત્રધરમ એ તાહારો;
તાહારી જે નવ પુત્રી છિ તે અનેક વંશ વિસ્તારો.
દેવહુતીના ગર્ભ વિખિ છિ કપિલ તણો અવતાર."
બ્રહ્માદિક સનકાદિક નારદ દંડવત્ય નમસ્કાર. ૮૫
ત્યારે કર્દમઋષિનિ કેહેવા લાગ્યા બ્રહ્માદિક સાક્ષાત,
"દેવહુતીના ગર્ભ વિખિ છિ ત્રીભવંન ચતુરદસ નાથ.

ભક્ત તણી વાચાનિ કારણ લીલાએ અવતાર.
તેણિ કરિનિ તમો ઓધર્યા, છુટા ભવસંસાર ".
એહેવું કહીનિ બ્રહ્મા ચાલ્યા પોતાનિ સ્વસ્થાન; ૯૦
દેવહુતીના ગર્ભ વિષેથી પ્રગટ થયા ભગવાન.
સુર્જ કોટિ પ્રકાશ તેજ તે મણિમય મુગટ વિશાલ,
ભૃગુલંછન પિર કૌસ્તભ ઝલકિ, હસિત વદન મહારાજ,
સ્વેત કમલની માલા કંઠિ, સ્વેત ચતુરભુજ સોભે;
સંખ ચક્ર નિ ગદા પદ્મ ત્યાંહાં ભક્ત તણાં મન લોભિ. ૯૫
પરમ હરખ પાંમ્યા કરદમજી, દીઠા દેવ દયાલ;
" કપિલ રૃષિ પ્રગટ્યા પરમેસ્વર ભગતિજન પ્રતિપાલ.
બ્રહ્માદિકનિ સ્વરૂપ અગોચર, માયા થકી ઉદાસી,
પરમ પુરષ નિરલેપ નિરંજન તેજોમયે અવિનાશી.
તાહારા નાભિકમલથી બ્રહ્મા તે તુઝનિ નહી જાણે; ૧૦૦
અનેક જોગી તપ કરીનિ તાહારા વર્ણ વિખાંણિ.
માહારા ગ્રહ વિખિ હે સ્વામી, લીલાએ અવતાર,
માહારુ વચન પ્રમાણ કરેવા પ્રગટ્યા જુગદાધાર.
આજ અમારુ ભાગ્યેશ મોટુ," રુષી થયા રલીયાત,
"અમારા અનુગ્રહનિ અરથે અવતરયા જુગતાત." ૧૦૫
એહેવી સ્તુતિ કર્દમની સુણીનિ બોલ્યા શ્રીભગવાંન,
" તાહારે વિષે અવતાર ધર્યો તે પ્રગટ કરેવા ગ્નાન.
અનેક જોગેશ્વરનિ અરથે મોક્ષ પામવા કાજ
સાંખ્ય જોગ નિ તત્વગ્નાન તે પ્રગટ કરસુ આજ.
કાલાંતિ જે નાહાસ પાંમયાં તે કરવા ઓધાર, ૧૧૦
પૂરવજનમનો તપ છે મોટો, તે માટે અવતાર.
ભક્ત તણી વાચાનું કારણ એ ત્રીજો અવતાર;
હવિ તમોનિ મુક્તિ આપવા સાંખ્ય જોગ વિસ્તાર.

પુત્ર ભાવિ કરી ભજજો અમનિ અથવા જાંણો બ્રહ્મ;
જેન કેન .ઉપાયે ભજતાં તમો છુટસો કર્મ." ૧૧૫
પછિ ત્રણ પ્રદક્ષણા કરી કપિલનિ કર્દમ જ્ઞાનપ્રકાસિ
ડંડવત નમસ્કાર કરીનિ ગ્યા ચાલ્યા વનવાશ.
સંગરહિત એકાંત થકા તે નારાયણપદ પાંમ્યો.
વૈરાગ જુગતિ કર્દમ જાને કાલતણો ભય વાંમ્યો.

કડવું ૩

રાગ આહિર ગોડી

સ્વાંમી યે દેવહુની માત નેહે તપ[3] કીએ, ૧૨૦
કપિલજી ત્યાંહાં રિહિતા હવા એ.
સ્વાંમી એ શીધ્યપુર[4] સરસ્વતી ત્રટે એ,
બિંદુસર તીરથ ત્યાંહાં પડ્યું એ.
સ્વામી એ એક સમિ કપિલજી ધ્યાંન સમાધ્ય એ.
દેવહુની માતા પાસિ ગયાં એ, ૧૨૫
સ્વાંમી એ કપિલજી ધ્યાન થકા જાગ્યા એ.
બેહુ કર જોડી માત સ્તુતિ કરે એ,
"સ્વાંમી એ આટલો કાલ મિથ્યા ગયો એ
ભગતિ વિના ભગવાનની એ.

ઢાલ

ભગતિ વિના ભગવાનની મિં કાંઈ ન જાણ્યો ભાવ; ૧૩૦
દુઃપાર એ સંસાર સાગર, તાહારુ નામ વહાણ નાવ.
તુ આદિ પુરસ પુરાણ કૃષ્ણી, માહારા મંનનો મોહ નિવાર."
ત્યારે એહેના વચન માતાના સુણીનિ કપિલજી ઓચાર,
"માતા, સાધુ સંગત્ય વિના નહી ઉપજે રે જ્ઞાંન;

3 તપ. 4 સીધ્ધ પુરદ.

જ્ઞાન વિના નિષ્કાંમ[5] ભકિત નહી ભજિ ભગવાંન. ૧૩૫
નિષ્કાંમ[6] ભક્તિ કર્યાં વિના વૈરાગ્ય તે મો' જાંણુ,
વૈરાગ પાખિ મોક્ષપદ નહી પાંમીયે નિરવાણુ.
તુ અહંકાર મમતા બુદ્ધિ તજી મુનિ માયાવર્જિત જાંણુ;
જ્ઞાન વૈરાગ ભક્તિ જોગે પાંમીયે નિરવાંણુ.
માયા ત્યાંહાં લગિ વીટંખિ જાંહાં સુધ નહી વૈરાગ. ૧૪૦
જ્ઞાન વૈરાગ ભક્તિ જોગે માયાનો હોયે ત્યાગ.
જેમ સુર્જનિ ઊગ્યા પછી અંધકારનો હોયે નાહાસ,
તેમ સુધ વૈરાગિ કરીનિ માયા પાંમિ ત્રાહાસ.
ક્ષમાવંતનિ દયા જુગતિ, સત્યવાદી જેહ,
પ્રાણીમાત્રનિ મિત્ર દેખે એહેવા શાધુ તેહ. ૧૪૫
માહારી કથાનુ શ્રવણુ જેહેનિ, નિરંજન કીરતંન,
નંદાવર્જિત ભક્તિ માહારી, એહેવા સાધુજંન.
એહેવા માહારા દાશ નિશ્ચય દોષવર્જિત જેહ,
ક્યા તેહેની શોલમીયિ મોક્ષ નાવિ તેહ.
નિષ્કાંમ[7] થોને આદરે માહારી ભક્તિનો મહિમાયે, ૧૫૦
અષ્ટ[8] માહાસીધી તેહેની દાશી, દારથી નહી જાયે.
માતા, એતો લોકનિ મોક્ષનો મારગ એહ,
તીન ભક્તિજોગે કરીનિ માહારે વીખિ મંન જેહ.
હવિ તત્વનાં લક્ષણુ કહ્યાં છિ તેહેનો કહુ વિસ્તાર,
મોક્ષ તાં પંચવીશ," કિહિ છિ કપિલજી નિરધાર, ૧૫૫
"એંદ્રિય દસ નિ પંચમાહાભુત તનુ માત્ર જે પંચ;
મન બુધ ચિત અહંકાર શાધિ ચોવીશનો એ શંચ.
કાલ સાથિ કહ્યાં પંચવીશ તત્વનાં શંજોગ;
જીવાત્મા તે આપ પોતે કરે નાના ભોગ.

---

૫ નીઃકાંમ. ૬ નીઃકામ. ૭. નીઃકામ. ૮. અષ્ટ.

એણે તત્વજ્ઞાનિ નિશ્ચય રેહે, મન નારાયણનિ ચર્ણ; ૧૬૦
નિશ્ચલ ચીત થયુ જે વારે, જન્મ ન હોયે મર્ણ.
સ્વધર્મનુ આચર્ણ કરવુ ભક્તિનિ આધાર;
અધર્મ થકી નિવર્તવુ, ¹ભક્તિને આધાર.
જથાલાભ સંતોશિ રેહિવુ, ઐન્દ્રિય નિગ્રિહિ જેઈ;
નારાયણનાં ચર્ણ આચરતાં ગોક્ષ તત્પર તેહ. ૧૬૫

પવિત્ર ભોજન, અલ્પ આહારી, એકાંતિ જે ધ્યાંન;
અહિંશા નિ શત્યવાદી, ગુરુ સેવા નિ ગ્નાંન.
તપ શૌચ અધ્યંન મૌન્ય અર્ચન વાયુ આસન ધૈર્ય
વૈકુંઠલીલા ધ્યાંન ધરવુ, રાખીયે બ્રહ્મચર્ય.
શ્રવણ કીર્તન સ્મરણ વંદન આત્મનીવેદન ૧૭૦

એહ્વે વાનાં અભ્યાસી કરીનિ નિશ્ચલ કરવુ મંન.
જ્યારે મન નિશ્ચલ થયુ ત્યારે ધરી એહવુ ધ્યાન
નાશા અગ્રિ દ્રષ્ટ્ય રાખી નરખીયે ભગવાન.

ઉથલો

નરખીયે ભગવંતનિ જોવુ રુદિ મુઝાર,
એંદ્રીનિ આકરસીયે ત્યાંહાં ચલવુ નહી લગાર. ૧૭૫

કડવું ૪

રાગ ધન્યાશ્રી

શાંમ ધન તનનિ નમુરે, હરખ વદંન પ્રંસન,
રાજીવલોચનનિ નમુ રે, ચરણે રાખુ રે મંન.
શ્રીવછ ધરતાનિ નમુ રે, કૌસ્તભ ઝલકે રે શાર,
વનમાલા વિરાજિત ગલે રે ઉર મુગતાફલ હાર.

૧. કપ. ૧૦. રાગ દેત્યા.

ઢોઙ

હાર મુગતાફલ તણાં નિ પીતાંમર અંબર ધર્યાં, ૧૮૦
રત્નકંકણ બાજુબંધિ શર્વાંગિ ભૂષણ કર્યાં.
શંખ ચક્ર નિ ગદા પદ્મ જ ચતુરભુજનિ ચીતવું,
માહામણિમિ મુગટ શોભા કર્ણકુંડલ અનુભવુ.
કોટિ સુરજપ્રકાશ પૂરણ વદન સોભા સી કહુ.
ભ્રૂભંગ બાણ અનંગ છૂટે, મરજાદા હુ નવ લહુ. ૧૮૫
લક્ષ્મી અરધાંગ જેહનિ, ચરણે નેપુર ખલકતાં,
કટિમેખલા સકુમાર સુંદર, ત્રપત ન હોયે નિરખતાં.
એંદ્રી સઘલાં આકરસીનિ જંહાં લગે મન સ્થિર રહિ,
એહ સ્વરૂપનું ધ્યાંન ધરવુ," કપિલ માતાનિ કિહિ.
"ચરણથી મુખ લાગી ધ્યાવુ, માનસી પૂજા કરે, ૧૯૦
અવેવ સઘલા નીરખીયે, ભગવાંન સાથે મન ઠરે.
વજ્ર આંકુસ પદ્મ લાંછન પ્રથમ ચરણ નીહાલીયે;
મણિકિર્ણ નખ શોભા ધરિ તે ભક્તિજોગિ ભાલીયે.
જેહેનુ ચરણોદક મસ્તક ધરતાં રુદ્ર ટલીનિ શિવ થયા,
એહેવુ જગતપવિત્ર જલ તે, ભક્તનિ કીધી દયા. ૧૯૫
બ્રહ્માદિકની માત લક્ષમી, તે ચરણ સંવાહન કરે,
ઉરુ [11] સંવાહન જંઘા ધ્યાયે, વસ્ત્ર પીતાંબર ધરે.
મેખલા જુગતે કટિ ધ્યાયે, નાભિ બ્રહ્મા ઉતપતિ;
પછિ વક્ષતુ રૂદિ ધ્યાયે, લક્ષ્મી નિશ્ચલ ગતિ.
કૌસ્તભમણિ કંઠિ ધર્યું, કરકંકણ ટીલાં થયાં; ૨૦૦
મંદરાચલ[12] મથ્યો ત્યારે સમુદ્રમાંહાં વાસી ગયાં.
શંખ ચક્ર નિ ગદા પદ્મ ચતુરભુજનિ નિરખીયે;
સુંદર મુખની શોભા જોઈ દેવા શાધિ હરખીયે.

૧૧. ગુરુ. ૧૨. મંદિરાચલ.

મકરકુંડલ ગલસ્થલ[13] સોભિ,[14] હાસ્યજુગતિ ધ્યાઈયે,
તિલક કેસર તણી શોભા, ભાવ જુગતે ગાઈયે, ૨૦૫
કાયા વાંણિ મન સંધાતે ધ્યાંન હરિનુ જે ધરિ,
સંસાર સાગર દુસ્તર જલ ભગવાંન નામિ તે તરે.
રોમાંચિત વૈરાગ જુગતિ, હોયે ગદગદ કંઠ;
આનંદસાગરમાં રમિ તે જાંણવુ વૈકુંઠ.
એક મુરત માત્ર એહેવુ કરી પછિ શનિ શનિ ઉતારીયિ; ૨૧૦

વૈરાગ જુગતિ મંન થયુ ત્યારે જીવનમુકત વિચારિયે.
હરખપટ તેમ દેહી મોંન, સ્વપનની પિર લેખવે;
સુખદુખથી રહિ અલગો દૈવસબંધે અનુભવિ.
પરમેસ્વરની ભક્તિજોગે માયાગુણનિ વાંમીયે;
તે વાર મુકિ સરીર અંતિ નારાયણનિ પાંમીયે. ૨૧૫

જોગના મારેગ ઘણા; જે કો કાંમના જુગતિ કરે,
એહેવા દંભિક હોયે તે સંસારચક્ર વિખિ ફરે.
પર સરીરનિ વિખિ નંદા, દ્વેખ જે માહારો કરે;
પ્રાંણી થાયિ વૈર લેખે, ભેદબુદ્ધિ આચરે;
એહેવો અભિમાની હોયે :નિ કોટિ તીર્થ વિખિ ફરે, ૨૨૦

તોહે તે સુખ નવ હોયે જે વૈર કો સાથે કરે.
તે માટે, માતા, કહુ છૌં, સર્વ ભૂત સંતાખીયે
ચંડાલ ગર્દભ શ્વાન સરખા તેહેનિ નહી ઉવેખીયે.
પણ નારાયણની કિપા પાખિ ભર્ગતિરસ ઉપજિ નહી. ૨૨૫

પરમેશ્વરની માયા જોગે મોહ પડ્યા જેહ,
નરકજેની પાંમવા પણ દુખ ન જાંણિ તેહ.
વૈરાગ રે નથી પાંમતા, તે જીવ વાઈ છિ ઘણુ;
અહ વિખિ આસક્ત પાંમ્યા, એહેવુ જગ માયા તણુ.

૧૩. ગલસ્થલ. ૧૪. સોહી.

આ આતમા સ્ત્રી પુત્ર માહારા અનિ પસુ ધન પાંચિત સહી; ૨૩૦
હુ નિ માહારુ માયાનુ બલ, અવર કો બીજુ નહી.
એહેવા પ્રાણી દૃષ્ટ[15] જેન તે કાલનો નરવાહા કરે,
અપવિત્ર એ શંશારમાંહાં અગુરજોનિ અવતરે.

ઉપસો

ગ્રગુરજોનિ અવતરે રે, ગરભમાં દુઃખ ભોગવિ;
એ વિખ તુલ્ય શંશારનિ અમૃત જાણી અનુભવે. ૨૩૫

કડવું ૫

રાગ કેદારો

ગરભ તણુ કારણ કહીયે, માત ઉદર માંહાં એમ રહીએ;
બિર્જનિ શંજોગે પ્રાણી ઉદર ધીખિ આવિ રે.
એક રાત્ર તાં એમ જાએ અને રગતને રગત એકઠુ થાવિ;
પંચરાત્રિ બુદબુદ જેહેવો દેહ ઉપજિ રે.
દસ રાત્રે જાણે ગોહ, બદ્રીફલ સરખો દેહ; ૨૪૦
માંસ તણો પિંડ વીસ રાત્રે ઉપજિ રે.
એક માસે મસ્તક થાયે, બિ માસે ભુજ નિપાયે;
ત્રણ માસે નવ દ્વાર અસ્તી[16] ત્વચા રોમ રે.
સપ્ત ધાત ચોથે માસ, પ્રાણ તણો શ્વાસોશ્વાસ;
ક્ષુધા ત્રુખા પાંચમિ માસે ઉપજે રે. ૨૪૫
છઠિ માસ જરા વીટિ, શાત થકી બંધ ન છુટે;
વાંમ ચકી લક્ષણ પાસે પાલટે રે.

ઢાલ

દક્ષણ પાસે ગર્ભ પાલટે સુત્રપુરીમાં આણિ;

---

૧૫. દૃષ્ટ. ૧૬. અસ્થી.

ત્યાંહાં થકી જંતુ કરડે તે બહુ તત્ર દુઃખ જાણે.
માતા કડવુ તીખુ ઉનુ ખાટુ ખારુ ખાયે, ૨૫૦
તેણિ કરિનિ સર્વ અંગને વ્યથા ઘણેરી થાયે.
ત્યાંહાં થકી તાં ગ્યાન ઉપજિ, પૂર્વકર્મનિ જાંણિ;
નારાયણનુ ભજન કરે ત્યાંહાં દુઃખ ઘણેરુ આણે.
'સ્વામી, એવડુ દુઃખ ન જાંણ્યુ; ગરભવાસ અવતાર,
જો જાંણુત તો ભક્તવિશેષે નહી આવત સંસાર. ૨૫૫

એક વારનો આંહાં થકી કાઢો, ભક્તિ કરુ ભગવાંન;
ગર્ભવાસમાં ફરી ન આવુ, ધરુ ધરણિધરનુ ધ્યાંન.'
ગાત થકી દસ માસ લગે રહિ ગર્ભવાસમાં જ્ઞાંન;
કાંમ ક્રોધ માયા મદવર્જિત વીસાર્યું અભિમાંન.
પછિ ઉંધિ મસ્તક ત્યાંહાંથી કાઢી મુત્રપુરીમાં ઘોગો; ૨૬૦

બાહિરવાયુ સ્પરસ ન લાગો, 'હુઆંહાં' કરીને રોયો.
દુખસાગરને વીસિ ઝીલીયો, ગર્ભજ્ઞાંન વીસાર્યું;
માતપિતાયે લોભવસથી બાલક ત્યાંહાં ઉછાર્યું.
પંચ વરસ બાલાપણ રમયો, ચડિ જોબંન મદમાતો;
પુત્રકલત્ર વિષયાનો વાહ્યો, કામક્રોધ રંગ રાતો. ૨૬૫

પછે દુષ્ટ[૧૭] કર્મનિ કરવા લાગો, અહંમમતા વાધી;
ઈંદ્રીનાં પોષણનિ અરથે પેટ ભર્યું અપરાધી
સ્ત્રીના સંગથી સત્ય જાયે, શૌચ દયા નિ ધર્મ;
લજ્યા લક્ષ્મી નિ જસ જાયે, શાંત શમો ગુણ કર્મ.
સ્ત્રીના સંગથી કુમત્ય ઉપજે, આયુસ બુદ્ધિ વિરામે, ૨૭૦

તેહનિ વિષિ આસક્ત થયો તે હરિપદનિ કેમ પાંમિ!
તે માટે જે સ્ત્રીનો સંગી તેહની સંગત્ય ન કરવી;

૧૭. કુ.

જોગેશ્વર મોટા માહંતિ સ્ત્રી નાખિ પરહરી.
માહંતે આસક્ત ન હોવું, સ્ત્રીનિ વિષિ બે કર્મ;
તે માટે હું કહ્યું કહું છૌ ગૃહસ્તાશ્રમના ધર્મ.      ૨૭૫
સ્ત્રી દેખીનિ થાંહાંમો ચાલે, વેગિ વિહિલો ધાયે;
અંધકૂપમાં પડ્યો અજાણ્યો, જેમ ફરની બંધાગે.
તે માટે સ્ત્રી સંગત્ય ન કરવી, નિંરત મારગે રેહેવું;
વિષયાભોગ ઐંદ્રીના વૈભવ માહંતિ નહી મિહિવું.
શ્રદ્ધાપૂર્વક જાગ કરે ને કાંમિક કર્મ અપાર;      ૨૮૦
ચંદ્રલોક પાંમિ તેણે પુન્યિ; પુન્ય ખુટે સંસાર.
પોતાનો સ્વારથ નહી શાધિ, કર્મ કરે નિષ્કામે;
નારાયેણનિ અર્પણ કરતાં વિષ્નુલોકનિ પાંમ.
રજોગુણે કરી કર્મ આચરે સ્વારથ ગરથિ જેહ;
હરિકથારૂપી અમૃત છાંડી વિખનિ પ્રાશિ તેહ.      ૨૮૫
એહવો પુરસ જે શ્વાન સુકર[18] જિમ સ્વારથ વશ હિંડિવાયે;
સરવ વસ્તુનો આહાર કરે નિ વિષ્ટાનિ[19] જૈ ખાયે.
કાંમિક કર્મ તણો જે કરતા ભ્રમણ કરે સંસાર;
તેહ તણાં ફલ ભોગવવાનિ નીચ જોનિ અવતાર.
તે માટે સર્વ ભાવ કરીનિ પરમેશ્વરનિ શર્ણું;      ૨૯૦
પરમેશ્વરપદ પાંમ્યો ત્યારે જન્મ જરા નહી મર્ણું.
કીર્તન શ્રવણ ધ્યાન હરિકેરું, તેણિ કરિ વૈરાગ;
વાસુદેવની વિધિ ભક્તિ હોયે, સંગ તણો હોયે ત્યાગ.
ભક્તિજોગથી મોક્ષ ગ્નાન હોગે, ઐંદ્રી વિષય નિવર્ત્ત;
ભક્તિજોગ અભ્યાસ કરી હરિદરસન હોયે એકાંત.      ૨૯૫
જેહેવું ભક્તિજોગ નિષ્કાંમિ નારાયણ વશ થાયે,

૧૮. સુઅર. ૧૯. વમાનિ.

તેહેવુ ન્યાય દાન તપ ધ્યાને વમ નહી કિહિવાયે.
હું વૈરાગિ કરી પરમેશ્વર શીઘ્ર લાગે સાક્ષાત;
ત્રિ ચ્યારે પ્રકારે જોગ કહ્યો, હવિ સ્યૂ પૂછો છો માત?
દાંભિક લોભિક ભેદદૃષ્ટિ[20] લાગે એંદ્રિય નાંહાના ભોગ; ૩૦૦
અભક્ત દૂષ્પાનિ નહી કિહિવુ, માતાજી, એ જોગ.
ઉચિત, દયા વૃતિનિ જે અ મદમત્સર્જિત નિ શાંત;
માહારી ભક્તિ વિષિ જે તતપર, પવિત્ર મહા એકાંત.
વૈરાગ જુગતિ શ્રદ્ધા જુગતિ ભક્તિપરાયણ, જેહ;
માતા, મિ તમનિ ઉપદેસ્યુ જ્ઞાન કહીઈ તેહ. ૩૦૫
એ કથા જે સુણે શંભલાવિ શ્રદ્ધાયે ગીત ધરસ્યે,
માહારા પદનિ પામિ પામિ, ભવસાગર તે તરસ્યે."
ત્યારે પરમેશ્વરનાં વાયેક સાંભલ્યાં દેવહુતીયે સાક્ષાત;
દંડવત નમસ્કાર કરીનિ સ્તુતિ કરે છે માત;
"માહારિ વિષે અવતાર ધર્યો તિં લીલાયે અવિનાશ; ૩૧૦
ત્રિભુવન ચતુરદસ તાહારે ઉદરિ વ્યાપ્યાએ અવિનાશ.
માહામુનિ અજ્ઞાનિ અતિ મોહ લોક તુ ધરસે;
બાલકરૂપિ જોગનિદ્રાયે વટપત્રિ તુ સુએ.
તાહારે નામિ અનેક ઓધર્યા માહાપાપી ચાંડાલ;
તાહારે દરસનિ મોક્ષ પાંમવા સ્યુ આચરજ ગોપાલ. ૩૧૫
સ્વામી, હુ સરણાગતિ તાહારી, અજાગે આપ સુદાન."
એહેવી સ્તુતિ માતાયે કીધી. વલી બોલ્યા ભગવાન;
"માતા, મિ કહ્યુ જે તમનિ તેણિ માર્ગિ આચરતાં
થોડે કાલે મોક્ષ પાંમશો હરિસેવા કરતાં.
એણે માર્ગિ અનેક જોગી ફલ પદારથ પાંમ્યા;" ૩૨૦
એહેવુ કહીને કપિલ ચાલ્યા, માતાના મોહ વામ્યા.

---
૨૦. ભેદ દૃષ્ટિ.

તે વાર પુદિ દેવહુતીયે જોગ ધારણા કીધી;
સાક્ષાત પદ પરબ્રહ્મનિ પાંમી કપિલિ આગન્યા દીધી.
તત્ત્વ તત્ત્વમાં લઇ મેલવ્યાં, શરસ્વતીમાં લે......[1]
ઉદક સંઘાતિ એક થઈનિ ગઇ જન્મ મૃત ભય વાંમી.          ૩૨૫

તે માટે એ ક્ષેત્ર સરસ્વતી, પુણ્ય થકે અતિ પુન્ય;
ત્રિલોક્યમાં વિક્ષાત સુધક્ર, સુણો પરીક્ષત રાજંન.
એ આક્ષાંન સુણે શંભલાવિ નરનારી જે ગાયે,
દેવહુતીની ગતિનિ પાંમિ, વિષ્ણુલોક તે જાયે.

ઉથલો

વિષ્ણુલોક તેહનિ નહી દુર્લભ, જેહેનિ હરિનુ ધ્યાંન;          ૩૩૦
રામભક્તને.......... ......ચરણે રાખો ભગવાન.

[1] આ પાનાના બે ત્રણ અક્ષરો મૂળ પ્રતમાં ઘસાઈ ગયા હોવાથી વંચાતા નથી.

કુકૃત

# પાંડવવિષ્ટિ

છપ્પા[1]

શ્રીગુરુ અશરણ્ય શરણ ચરણ સ્વામીનાં ધ્યાંઉ,
રંદિ તણી જડ કાપ, આપ સુભ મતિ જસ ગાંઉ,
પૂનવંતનું પ્રાક્રમ, ધરમકીરતિ અઘ જાએ,
ભગત પ્રીત ભાવિ કરી શ્રીહરિ શંતોખાએ;
પાંડવકૌરવ રહસ છિ ત્યાંહાં શ્રીવાસુદેવિ વષ્ટિ કરી,
તે વિધિ કુતોહલ પૂરવક કહું, તું ક્રિપાલ થા જગદીશ્વરી.

હું મંદ કવિની વાંણ, મે જાંણુ હશારત કીધું,
કેમ પાંમું પૃથ્વી પાર, આહાર અંન ગ્રાશેક લીધું;
વામન તારાહાર શાર ધંન કંઠ ગોહાનું,
કીડી કેહિ કૈલાશવાશ વસુધાતલ લાનું, ૧
ગાંહિની શાંણી નહી, લાભ લંક લેખું કરું,
શાગર શંક્ષ્યા કાઢવા જલ ચડી એક ચંચે ભરું.

શ્રોતા આંત શમસ્ત હાથ મુઝ મસ્તક દેજો,
હું વહુ છૌં પૂર અજ્ઞાન, માંન માગું ત્રટ લેજો,
ન લહું અરથ સંબંધ અંધને વાટ અજાણી, ૧
આભે દેવા ચાભ પગ મુઝે ટીટાડી તાણી;

---

1. છપ્પાબંધ.

જે ભાર દ્વિગજેન્દ્રનો કેમ ભીત વિના ભમરી ખમે?
રતન રંક શાહુકારુ, પછે નિરધન મનોરથ મન શમે.

જો ક્રિયા કરિ જુગદીશ, દશિ તેજે તાપ શમાવિ,
અષ્ટ માહાશીધ, નવ નિધિ દશો દિશાથી આવિ, ૨૦
પરવતને[1] કરિ રેણ, રેણુનો પરવત થાયે,
રંક તણે શિર છત્ર, ગિરિ પંગુ ઓલંગી જાએ,
અન પદારથ અનીત છે, શાજુ પાસુ શ્રીહરિ,
વીશભર વિણ નહી, તે રાખો મન નિશ્ચલ કરી

ત્યાહાં સુર કોટિ તેત્રીશ, ત્યાહા રુખી રૈશ્ર અઠાશી, ૨૫
તપ તીરથ અડશઠ સહસ, ત્યાહા ચૌદ ભુવન નિવાશી,
ત્યાહા વિદ્યા વેદ પુરાણ, જગન જોગ તપ શાધન,

× × × ×*

ત્યાહા અખિલ વિશ્વનુ શાર, ગુણી ગાન શત ચતન કરિ,
માહા માગન શકલ નિધાન જ્યાહા શ્રીકૃષ્ણકથા જશ વિન્તરિ ૩૦

વેદશારઉદ્ધાર શ્રીભારથ પરવ અષ્ટાદશ,
ભગત જ્ઞાન વૈરાગ શૃંગાર વીર કરુણારસ,
લલિત ગૌરવ ઉપમા, કરતા કરમ ક્રિયાપદ,
સબજ્ઞાન વિજ્ઞાન માહિ ચતુશાસ્ત્રનુ ભંડાર,
શ્રીગુરુ વેદવ્યાસ મુખ વૈશંપાયન અષ્યન કરુ, ૩૫
છત્રન સુર નર મુનિ તણ તે તત્વ ત્રીલોકિ વિસ્તરુ.

'કોહો પ્રાક્રમ પૂરવજ તણ,' પ્રશ્ન જનમેજે કીધુ,
રુખી કહિ,—હારુ દ્યુત, રાજ કૌરવ હરી લીધુ,
બાર વરશ વનવાશ, સાથ રુખી શેસ્ત્ર અઠાશી,
ગુપત વિખ કરી તિ રમે વિરાટનગ્ર નિવાશી, ૪૦

૧. પરવતને. * આ છપ્પામાં રોથી પંક્તિ ખૂટે છે.

ત્યાંહાં કેચક માર્યો; ગૌ ગ્રેહે, કૌરવ રણ ભાગી પલ્યા
પાંચ ઈશ્વિર પ્રગટા મદી ત્યારિ જાર્દવિંદ્ર આવી મલ્યા.

પાંડવ લાભા પાએ, છે સતી દ્રુપદી સાથિ,
'થોડે દિવશે રાજ પામશો,' કહ્યું શ્રીનાથે,
ઓતરા કુંમરી વેરાટની તે અભિમનયું પરણાવી, ૪૫
તે દિનથી ચડની કલા, લછ પગ ચાલી આવી;
મછરાએ વીનતી કરી, 'સ્વામી શેવંક થાપીએ,
કુટંબકલેશ, પ્રભુ, તો શમે જો વિભાગ વેહેચી આપીએ.'

વલત શ્રીવિઠલ કેહિ, 'કૌરવ કહ્યું ન માનિ,
એહેકારી અભિમાન, તિમિરધ યથા અજ્ઞાનિ, ૫૦
વાધ્યો રોગ અગાધ, વ્યાધ શી વૈદ વિચારિ,[૩]
સુતુ શાલ જાણીએ, વેરી મરે, કે મારે;
તે અધકારી અવનિતણા, રાજરીધ પોતિ ધણી,
ભૂપતિ શહુ શેવા કરિ, જેને સૈન્ય અશંક્ષાક્ષોહિણી.'

કરવા પર ઉપગાર શ્રીહરિ હસ્તનાપુર આવ્યા, ૫૫
કૌરવ ગ્રવિ ગાડામા ગ્યા, છત્રની છાહે લ્યાવ્યા,
ગજ રથ હયે હીંસે ધજા, દેવ દુદભી વાજે,
જેવા જન ત્રૈલોકના અશરણશરણ્ય વિરાજિ;
ભિશમ દ્રોણ સુજ્જોધને ભોજન સામગ્રી કરી,
પ્રભુ ગયા ઘર વિદુરને તે ભગતભાવ જોવા હરિ. ૬૦

કરે દંડવત દશ કોટ, લોટત તન નરહરિ ચર્ણે,
તન ધન મન બલિહારી શાર કરી શાંમલ વર્ણે,
આલસુને ઘેર ગંગ, રંગ ઓછવ રશરીતિ,

૩. વીચારી.

સ્ત્રી પતિવ્રતા શૌજંન, ધન્ય પ્રભુ પૂજા પ્રીતે;
વિહંગમ વ્રત વિદુરનુ, ત્યાંહાં વાશી અંન ન ઉગરે, ૬૫
દરિદ્ર વ્યાપૂં દશોદિશા, તો પ્રભુને આતિથ સુ કરે ?

નરનારી એક મંન દઢિ અંન ઉધારે લીજે,
ઘેર આંવ્યા ગોપાલ, અતિ હાસ થશે સુ કીજે ?
ઘેર દરજોધંન મન રીશ, 'હાહાનજી હાંહાં પધારો ?
જાણું વંનવિરાશી જઈ દાશીપુત્ર સભાર્યો; ૭૦
શરખાને શરખો ગમે,' વાણી ખોલ્યો વાગોલી,
દાઆંણુમ (?) અંન વીકે કરે, આકલાકડી રાવલી (!)

ફરી આવ્યો મુખ દીન, 'આધીન થઇ સુ કીજિ ?
ભૂખ્યા શારંગપાણુ, આંશુ વિખ વેહેચી પીજે,'
અબલા જોડિ[1] હાથ, 'નાથ, તમો વંન પધારો, ૭૫
શાક પત્ર શદભાવ લાવ, . રૈદ્રિ દાવ સમારો;
જથા દેહ તેમ દેવનેં, દુખ અંતરજાંમી કાપશે,
દયાલ દાતા દીનને પછે મનવાંછિત ફલ આપશે.'

ભૂખશાકો સું લજાવત, તે ચંત ચતુર્ભુજે જાણું,
રીધ શીધ પદારથ ચ્યાર, શાર ધંન શોધી આંણુ, ૮૦
સુર ધેનુ પદ્ની સુરપતિ તણી, મણિ કલપતરુ સ્થિર થાપુ,
ધંન પ્રભુ ભગવંત શતનિ શરવશ આપૂં;
સુખ સમપ્રહ પાર ન પાંમીએ, ભાજન ભૂખણુ કનકમે,
પંચામ્રત પકવાંન શત શાક પાક પ્રીતે જમે.

આરોગ્યા અવિનાશ, 'દાશ, વાંછિત વર માગો,' ૮૫
'હું પાંમ્યો શ્રી અવિનાશ, ભ્રાંત ભવનો ભએ ભાગો,
તરશો ગંગાતીર નીર ખણી પીશે કૂપે ?

1. જોડી.

અખિલ વેદના વાંમી શાંમી શતશરૂંપે;
શદા ભગત ભગવંતની, હૂં અંન્ય અવિદ્ય પરહરૂં,
જનમ જનમ જુગદીશજીની ચરણશરણ સેવા કરૂં.' ૯૦

વર આગી વિદુરનિ રાજશભા હરિ પોહોતા,
ભીશમ દ્રોણ ને કરણ સુરજોધંન કરા શમોહોતા,
દુશાશન જેદ્રથ શકુની દુષ્ટ ચતુટી,
શત કૌરવ શેવા કરિ, પૂભપ પરિમલ વ્રષ્ટિ;
રતનાશન બેઠા હરિ ત્યારિ દરજોધન મુખ બોચરઃ, ૯૫
'કુલખંપણુ ઘર વિદુરનિ, પ્રભુ, ભાવિ ભોજન શું કરૂં?'

'ભોજન મો પૂછીશ રાએ, જાએ પત, દૂખણુ લાગે,
બાધીથી લેહે લાખ તે ભરમ ઉચાડિ ભાગિ,
ભોજન ખણભંગુર[1] અછિ, આદર શદા અજરામર,
કંમલ શંધાતિ સ્નેહ, મોહ નહી મૂકિ મધુકર; ૧૦૦
જાંહાં પોતાના પ્રીતમ વશે ત્યાંહાં અણુચીના આવીએ,
શંહ શાંમશી હોએ નહી તો કોરા કંકણુ ચાવીએ.

વિદુર ધરમ અવતાર, તું કિમ કહિ છિ કુલખંપણુ?
પરલંછન તલ મેર, મેર પોતિ શરશવકણુ,
કોહો કેહેનું કુલ નિરદોશ?[2] કો વણુવાધે નારી નર? ૧૦૫
વસન વિમા કો વીર? કેહેનિ સુખ નિરંતર?
ગંધારિ ધૃતરાષ્ટ્રનિ પૂછ પરીઆગન આપશું,
સેહેસ છિદ્રની ચાલણી, કહી એક છિદ્ર કરવા તણું.

કેહિતાં રખે રીશ કરો, વૈર વિચેથી કાપો,
રાજરીધ અધિકાર અરધ પાંડવને આપો, ૧૧૦
તે પ્રગટચા પૃથ્વીમાંહિ તેર વરશ વંન વાંમ્યા,

1. ખણભાગર. 2. નિરદોષ.

દુરજનમુખ ભંજન કરી વિશ્વપૂજ વર પામ્યા;
શાંતનસુત નૃપ વિચિત્રવીર, પાંડુરાજ મહિમા ઘણો,
જેહ પુત્ર પૃથ્વીપતિ, એ ધુરા ધરમ ક્ષત્રી તણો.'

'શું કહીએ!' કૌરવ કહિ: 'જો હરિ પોતિ જાણે, ૧૧૫
જારજાત કુલવંત કેમ એક તોલાએ શં માણે?
મૃગસ્યાપે પાંડુ શમ્યો, અંમગરજાત પાલું,
કુંતી શમર્યાં ઇસ, રાજધન જાતું વાલું;
અમ શાથે શમંધ શો? એ અવતારિક અંશનાં,
આમ વિણુ શીમ કાંહાં શોધીએ? પોથાં શોથાં વંશનાં.' ૧૨૦

'મુખ નાંહાંને મોટી વાત, તમ્યો બોલો વચન વિચારી,
નંદે દેવચરિત્ર તિ નરક તણા અધિકારી,
સ્વકુલ દોષ દે સુંમત્યા, લજ્યા શરણી લાગિ,
ડાલ ચઢી થડ છેદીએ, શોક ચુડો મસ્યો લાગે;
મહુભારથ કસ્તુરીક, નૃપ વેશા તપસી તણી ૧૨૫
ગુણ ગ્રહીએ, નહી ખોજીએ પારંપરજ અતિ ઘણી.'

'[1]વનમાંહી પ્રશવ્યા વીર, કુંતી હસ્નાપુર લાવી,
કપા દાઝ જાંણી કરી લેઈ મધઅ વાશ વશાવી,
દયા કરી ધૃતરાષ્ટ્ર કાષ્ટવન થકી ઉધાર્યા,
તે ઘાસે શંહી મુખ હાથ, તિ ઉદ્ધત ન વરે વાર્યાં; ૧૩૦
નાખ્યા લાખાધવલમાંહાં ત્યારે કુંતામાત શાથિં હતી,
વિદુર વિવર કરતો નહી તો શહુ થાતા પૃથ્વીપતિ.'

'એણે હેલાં હણ્યા હેડંબ, રિપુ દાનવ વંશ ઉછેદો,

---

૧. આ પહેલાંની કડીમાંથી "મુખ......નરક તણા" એ શબ્દો આ "વનમાંહી......" પહેલાં મૂળ પ્રતમાં પુનરુક્ત થયેલા છે, એ સ્પષ્ટ રીતે લહિયાની શરતચૂક જણાય છે.

દ્રુપદી સ્વયંવર માંહિ મકર જંત્ર શર ભેદો,
પૂને પામ્યાં માહાશતી માત આગન્યા પાલી, ૧૩૫
રતુ અંતે અગ્નિસ્નાન કરી પાલિ વ્રત પંચાલી;
તુંને બાંધી ગંધ્રવ ચિત્રસેન લઈ જાતો અમરાવતી,
જો અરજુન નહીં મૂકાવતો તો તું થાતો પૃથ્વીપતિ.'

'એહેનિ કાંહાંનુ રાજ? હજી આજ લગિ વનવાશી,
અરજુંન વ્રેહિંદલ નાર, જુધિષ્ઠિરદા સંન્યાશી, ૧૪૦
ભીમ રસોઇયો જાંણ, પાંણુ કુંતી બહુ આહારી,
સેહેદેવ જોશી પુસ્તકી, નિકુલ બલ ઇસ્ત્રાચારી;
એ જાણ્યાં જદી એ દુશાશને હરાં વસ્ત્ર દ્રુપદી તણાં,
બલીઆ કાં બોલ્યા નહી પારોથી પાંચે જણા?'

'એણે બાલ્યું ખાંડવવંન, શ્વેત રથ આપ્યો અગ્ને, ૧૪૫
દીગવિજે રમી શકા, ત્યાંહાં જીત્યા ગએસું જગે,
બાંધી પશુપતાસ્ત્ર[1] બરદ પોતાનું થાપું,
જુદ્ધ સંતોષ્યા ઇશ, અંદ્રે અરધાસન આપું;
જાદુત શત કૈચક હણ્યા, તમ્યો રણમાંહાં રેજો ટર્યા,
એ ભોમિભાર ઉતારવાનિ પાંચે ઇશ્વર અવતર્યા.' ૧૫૦

'ઇશ્વર ન હોએ અંદ્રગોપ, ભ્રહ્મ કંઠે દેશ છંડાવ્યા,
ભ્રષ્ટ થયા બલહીન દીન મું મુખ લેઈ આવ્યા!
બિકુલ વેખ વપરીત, જંનમ જુવટિ હાર્યો,
ઘેર ઘેર કરી માધુગરી મહિમા ઘણો વધારો;
તેહેને તેની સુધ નથી, મધ્યભેદ જાંણું અમ્યો, ૧૫૫
બોહોલાશી બેઠા કરીને નીતિ એશ છો તમ્યો.'

'રાજંન, કલહ વિનાશ, વાદવિવાદે ખોટા,
સરસાવના કથ્યુ માંહિ કો નહી નાહનો મોટો,

---

૧. પ્રક્ષેપક.

પરશ પેર મધ મરમ, તમો ભોમો દર અહી થાશે,
વેહેચી આપો રાજ ઠેકના દ્રવિ જાશો; ૧૬૦
પાંચ ગાંમ પીછું કરો, રખે કો ધરમે ચલો,
જો છવ રાખે ખપ કરો તો પાંડવસું પ્રીતિ મલો.'

દરજોધન મન રીસ, 'હું થાપી શિષ્ટ ઉથાપૂં?
અરધતી આવી વાત, જોગો એ અગ્ર નહી આપૂં;
માહારે ભજો - દિગંપાલ કાલદાવાનલ દેખિ, ૧૬૫
ત્રૈલોક વચન પ્રમાણ, આણ નહી કો ઉવેખે,
પાંચેને ગ્રહી છવતા હું દ્રષ્ટ બાહાર સૂલી ભરૂં,
તો શીર બાંધુ પાગડી જો નપાંડવી પૃથ્વી કરૂં.'

'જે કોહો છો તે નિરધાર, વલી વાઘો ઉચેર્યા,
આવું મરણ અકાલ, પછિ કાંધું ખાએ ફેરા, ૧૭૦
વેરી વલગો વ્યાલ, તાલ ડંખે વિખ બાધું;
નીપની છલશે ઘાત, દલ ધપટ નહી ગ્રેહે શાધું;
નિધિ મધ્ય નાવ શું ગાબડું, કાં દીપ હાથ કૂપે પડો?
ખશો કરાડ પીપલો તિ જાશે રેહેટ સદા વડો.'

'પાંડવતણાં ક્રતુત તે,' કૌરવ કેહિ, 'સું કહીએ? ૧૭૫
રાજકુલી છત્રીશમાંહાં અમો ઉપકીરત વહીએ,
ત્રૈલોકમાંહાં ઉપહાશ એ શગા ભણી સું કીજે?
આખો કારો આભ, થીગડાં કાંહાં કાંહાં દીજે?
કો કનક છરી પેટે કરે, કાંહાં પાકે પાટો બાંધીએ?
પંચ પુરશ એક સ્રી તણું ફરી રાંધૂં તિ કેમ રાંધીએ?' ૧૮૦

'ધુએ કોડી કાલ્વ થાએ, શામકું તાંણું ત્રુટિ,
ઘાતી જતિ ને સુર સાધ, નંદા જશ ખુટિ,
દ્રુપદીનું શત શાહાશ તિ ચૌદ ભુવન જાંણે,

દૈત માત્ર વિખ વેર, ખાંણી કીધી ભોમ ઉગાડી;
સાગર મથવા કાજ ગ્રીગત્યે વાસુકી તાણ્યો, વિખ ગરિ,
ઈશ્વર પાશે ધર ગનિ, પછિ અશાત બુદ્ધિ, શત[1] તરે.' ૨૧૦

'પાનુ કીવા માટ કોડ્ડા સુ સુખ દીઠું દાને?
દરિદ્ર દુખ નહીં[2] પાગ, આહાર નિદ્રા નહીં ત્રાગે,
વિકુલ વેખ વન મ્હાલે પસુ પખીની રીતિ,
કરમે કીધા કોપ, કષ્ટતા વડ ધન શીને,
સુખ શયન સજ્જુ નથી, પસુ બીજ, સુ નાણીએ! ૨૧૫
પનોતુ વ્યાહારુ, પ્રધાનો, પાછલી રાતિ જાણીએ.'

પ્રતિઉત્તર પરિભ્રમ કિહિ, 'રકસુ તટ તમારો,
તિ કાલે તમનિ માગ્ગે, હું ના ખીજ ઉચારો,
અવધ દિન અષ્ટાદશ તણી, તમ્મો પુરવજને મળશો,
પાડવ દીપક જોત માહા તમો પતંગ થઈનિ બળશો, ૨૨૦
પરચિંતુ પોતે હણે, વાગરોહો વીરવ ભણે,
તમ્પો મદમાના લેઈ મસ્તકે, તમા ઠાગજ રજ ઘાલો આપણે.'

ભીસમ દ્રોણુ નિ કરણુ વિકરણુ દ્રોણ[3] દુશાસન
દુરજોધનને કોપ ધરણુ ભુજે અદ્રાસન,'
કડણુ વચન જે બાણુ કહ્યા, 'કૃષ્ણુ અહીં ઝાલો, ૨૨૫
પછિ શબલ દલ ગજ ઘટા વેરી છિ ત્યહા ચાલો;'
માર માર કૌરવ કરિ, આયુધ લેઈ ઊભા થયા,
વેરાટ વેખ લીધલ કરી તિ દુમદન ભેદી ગયા.

રીસ કરી જગદીશ ગયા પાડવનિ પાગે,
પ્રભુજી કરી સતોખ, સ્તુત કીધી નિજ વાગે, ૨૩૦

---

૧. શત. ૨. દુખને. ૩. દ્રોણનું નામ પુનરુક્ત થાય છે, તેથી આ પંક્તિનો પાઠ કંઈક ભ્રષ્ટ હોવા સંભવ છે.

'મરણ શરણ અવતરણ ચરણ સ્વામીના ક્રિયેસું,
અખિલ શુભાશુભકરમ નિજ સેવામાંહાં નરવેસું;
પ્રભુપૂજ્ય વિના નહી પામીએ શ્રસેગ્ંક પટંતરો,
વાંક શરવ ક્ષમા થશે જો જગદીશ્વર પાધરો'

પછે વિરાટિ પ્રધાન બોલ્યો: 'એ સું કીધું ! ૨૩૫
પાંચજણામને કાજ મરણ મુખ માંગી લીધં',
પીંડવમાંહાં પરિમલ, બ્રહ્મમાહાં ધરમ સમાએ,
અગ્નિ દીપ, સૂત્રિ મણિ, હેમ ઘાટ હેમ ધાએ;
લવણ ઉદકમાંહાં ભલી ગરે, પાવક મુખ આરો લવી,
ભગત રશ ભગવંતમાહાંભલે, જેમ જલ જમુના જાંહાંનવી. ૨૪૦

જો હરિ તમ્યો જાંણ્યો નથી, તો પ્રતિબોધ સો દીજિ !
પંખી મધ પાખાણ તે ભીતર કેમે ન ભીજે,
શ્વેત ન થાએ શ્યામ, શ્યામ સ્વભાવ ન છડે,
માયા અમર મરે નહી, પછે દુખ ઉખલે ખડે,
ચેતનહાગ ચેતજો, વિખમ કાલ છે આજનો, ૨૪૫
તમ્યો અગ્રુધ શી બુધ દીજીએ, જેમ કાક તોરંગે તાજણો'.

દુર્યોધનની નાર શ્રીભાનવતી નિજ નાંમી,
એકાંત કરી આલોચ 'કાં વપરીત કીધું સ્વાંમી !
હરિ અખિલ વિશ્વનો ઈશ, કાં તિનું વચન ઊવેખ્યું !
વીશંભર્યું વેર, રાજ કેમ રેહેતું લેખું ?
હરિસું શરર ન કીજીએ, વરવે શરવ સભાપતિ,
રુધિર દુશાશન તણે સ્નાનપાન કરસે દ્રુપદી સતી.'

'અબલા, તું અજાંણ, અંગ્ન માહારી નવ પાંમિ,
સુર મુનિ દે શનમાંન, દાંનકી રન ભમડે,
પાંડવ કોણ વીર જના ? નાએક ભેએ કંપે, ૨૨૫

દેવ દંત શંવાઓ, રાઓ ગાંણા પગ ચંપે;
જે કર્મું ભવીશ હોનાર છે તે ભંમાએ નહી ચંપે,
તો વેરીને કેમ વાંકીએ ? નહી મંન ગોની ભાગાં મને.'

તવ સાંહાં બોલ્યા પુત્રઃ 'તાત, ધરસુત વિચારો,
રાજ રીધ નિરમૂલ તૂલ થ્યો ભાર તમારો, ૨૬૦
વંદીએ તિ નહી-નદીએ, કોપ વને અમ શમાવિ,
સુરજ ઉપર ધૂલ નાખતાં મુખમાંહાં આવિ;
સામે ગયો તિહેનિ સું ગ્રહું ? ચાલો જઈ પગ લાગીએ,
સરવ સમરપી નાથનિ કહી સ્થિર રેહેવા મહી માગીએ.'

તું કુલકંટક, ક્ષત્રી નહી, કાયરની બુધ કાચી, ૨૬૫
હું મહી માગુ તિ કનિ ? વડુ છઉં બરદ અયાચી,
માહારું સરવ આધીન, દીન કાં કેહેને કહીએ ?
આપે લેશે કો નહી, શત્રુ સરજા વશથી લહીએ;
જાંહાં લગી ઘટમાં પ્રાણ છે ન ગણું બલ દુરજન તણું,
જીવ ગયા પછી જાંણજો જે ભોગવજો આપાપણું.' ૨૭૦

'આગે અમોઘ ગએ વિક્ષાત, તાત, હું તિહેનિ જાંણું,
જુધ કરવા લાગ્યો ઇંદ્ર શૈન્ય ખોહેણી પંચાણું,
ભએ બોહીના દિગપાલ, કાલકલેશ રખે વાધે,
જાયો મેર શિખર, ત્યાંહાં નરનાગયણ તપ સાધે;
દીઠું દલ દામોદરિ, અરજુનનિ આગ્યા હવી, ૨૭૫
કાંસા પૂરપ બાંણે હણ્યાં વિષ વાધિ જો જુધ કેહિ કવિ.

બીજો રાવણ રાએ, જેહનિ શાઠ શેસ ધરનારી,
અઉત બેહતાલીશ જોધ્ય, સુત સવાલાખ એહેકારી,
ત્રિકુટાચલ ગઢ ગુઢ તે લંક અજે ભૂ નમી,
આહારિ પાસ સમુદ્ર, તિ સંપત પૂરી લે રમિ; ૨૮૦

પછિ રાજિ કિહિઃ 'ધ્રુતરાષ્ટ, એ ધરથી વાંક તમારો,
તમ્યો અંધ, સુત અંધ, કરણ કુલ કલેશ અગારો,
સહોદરના સુત સાધ તિ તેહેનિ વનવાસ કઢાંવ્યાં,
નવકુલ નાગ અછતા કરી અલગીઆં ઊટ ચઢાવ્યાં; ૩૧૦
તિ ત્યારિ જાંણૂં નહી દૂત કરમ કપટિ કરૂં,
હરિ વસ્ત્ર વડ વડુ તણાં મદ શસુર, સું ઉગરું ?'

સુણતાં થ્યો પરિતાપ, 'આપ મહાપાપ શમાવો,
વિદુર વિચિક્ષણ વીર, શ્રીભીશમદેવ અહી આવો.'
મદ ગોષ્ટ એકાંત, 'કો ન કરિ તિ મે કીધું, ૩૧૫
વિષ્ણુભગત કુલતિલક તિનું રાજ હરી દુખ દીધું,
હવિ શું કરવું ઘટિ ? વિવિધ વિચાર કરી જોઓ,
રાજિ પાલ કરી નહી, પછિ વર લાગુ ખણવો કુયો.'

કોપ્યા પાંડવ વીર, ધીર ક્રોધી ધરણીધર,
'હવિ કહો શી આગન્યા ?' પૂછુ રાએ જુધિષ્ટર, ૩૨૦
'સ્વામી રાજંન વિરોધ, શુ ધરમ કરમાતર કહીએ ?
કાએ જમણું છેદીઈ, તે દખ શરીર સહીએ;
કો બાંધવ કો ગુરુ પિતા હનન કરમ કેમ કીજીઈ ?
સુખા શભાવા તેઓની કેમ ક્રોધવહની મુખે પીજીએ ?
પછિ જે તિ સ્વાંમિ હાથ, શ્રીનાથ કહિશે તિ થાશે, ૩૨૫
પશ પરની મસાર, જહાં પેર્યો તાંહા જાશે
સોધો આસુરી[1] ભોમ, જહા નીરદે જુદ્ધ કીજે.
દુષ્ટ સ્થાન રણજંગ ત્યાહા ત્રૈલોક પતીજે,'
અરજુનનો હરિ કર ધરી અખિલ ભોમ જોતા ગયા,
રાચક શંખ સનમુખ રહ્યો, પછિ કુરુખેત્ર સ્થાપિત હુવા. ૩૩૦

૧. સુરી.

ત્યાંહાં કણબી એક, હલ પાંચ પુત્ર પોતાના વાહિ,
શરપડંશ એકને હવો તે શેટે નાખ્યો સાહી,[1]
પૂછ્યા પાંડવ કુરરાણી, 'એને દેહેન દેતા નહી સું?'
'હવડાં હલ ખોટી થાએ, રાત્રે પરવાણ દેસું.'
મધ્યાન અંન લાવી સતી પતિમરણ સહેજે સરૂં, ૩૩૫
દારા દુખ આણ્યું નહી, ભરતાર ભાગ ભોજન કરૂં.

આવ્યા જાંહાં ઘરવાસ, માતનિ વાત જણાવી,
પુત્રમરણ સાંભલ્યું, પૂછ્યા હસની આવી,
'સ્વાંમી, સગ્જું કો છુટિ નહી, દેવદોષ કાં દીજે?
ઉદિ તિહેનો અન્ત, શોક પ્રાણો કેહેનો કીજે? ૩૪૦
અખિલ ચગાચર સુરમુનિ રાચ્યો રંક એક જ ગતિ,
કાલે કો એમ્લો નથી, પછિ કાપે સર્વ સભાપતિ.'

તેડી વ્યાહારિ વદ્યુ, 'તમ્યો સેહેજે સભાવ મો છો,
જેહને વલગો નાગ, ભાગ ઓકો સ્ત્રી ખાડો,
વ્યાગી, એક વૃક્ષ વિહંગમ વાસ્ય, તે પ્રભાત દિશોદિશ જાએ, ૩૪૫
કાંનસીના એક પાગ ભાગિ નહી ખોડી થાએ,
એ રેહેટમાલ ઠાલી ભરી, તરૂઅર ફલ પાકું ખરે,
તીરથ સંગે આવ્યો વયો, પછે પૂર ચઢે તેમ ઓસરે.'

વિરી તણું વિરામ સગ્રામઠામ જોઈ આવ્યા,
દેશદેશ કંકોતરી ભુપતિ સરવ બોલાવ્યા, ૩૫૦
પ્રથમ લખ્યું દ્વારામતી, 'જદુ છપન કોડ અહી આવો,
સાહું લખ સંતાન જદ્દ સામગ્રી લાવો;'
સમગ્ર સૈન્યા જાદવી ધનુરધારી મુગટામણિ,
બલિભદ્ર હુતા ન આવ્યા, ત્યાં અક્ષૌહણી પૃથ્વી તણી.

પછિ લખ્યું પંચાલ, 'સગ્ગે દ્રુપદ, શીઘ્ર પધારો, ૩૫૫

૧. દાહે.

કુરુખેત્ર રણજંગ ત્યાંહાં વરવા શમે તમારો,'
દુષ્ટદમન વેરાટ શેન શીખંડિ શાથિ,
ભીશમદેવનું મરણ લખું છિ જેહનિ હાથિ;
વંગ કલિંગ નિ કામરુ મધ્ય માગધ મથુરા મરુસ્થલી.
સુરશેન શવાલખ શેતુબંધ સુરાષ્ટક શીંગલી. ૩૬૦

ઉત્તર પંથ અગાધ જે, પૂરવ ગંગાસાગર,
પસમનો નહિ પાર, નિજ દખણ દેશ વેરાગર,
શપત દ્વીપ નવ ખંડ પંચાશ કોટિ પૃથ્વીતલ,
સ્વર્ગ મ્રુત પાતાલ નર દાંનવ દેવ અતુલીબલ;
નગ્ર નાંમ ગઢ ભૂપતિ વાધિ વિસ્તારિ કલા, ૩૬૫
જે અનુશરતા જેહેના તિ તેની શાથે શવા.

ત્યાંહાં ભીમશેનનો પુત્ર શ્રીઘટોતકછ અતુલીબલ,
ભગ્ને કપે દિગપાલ, શમજોધ નહી જગતિતલ.
જગદગુરુ કેહિ, 'કીહાં લગિ કાહો પ્રાક્રમ તમારૂં,'
'સ્વરગ મ્રત્યુ પાતાલ ત્રિણુ એક બાણે મારૂં, ૩૭૦
હરિપગ પાતાલે શપતમે પંદમમરાગ અંકું તદા,
અજીત માઆ રાખશી, હું ભાગા દલ પાશે શદા.'
'તિમો પિતા પુત્ર,' કહિ[1] કૃષ્ણ, 'તિમાં કાલ એકનો કીજે,
તો જુધે જગ્ગે થાએ જો ભોમ રુધિર બલ દીજે;
ભીમશેન ઝખ તાત, નાથ, તું પરઉપગારી.' ૩૭૫
'ઝુઝ વદનકમલ ભૂ પૂજીએ, રેહિ કુલ કીરત અમારી.'
સુદરશને શીશ અલગું કરૂં, શમી વૃક્ષ જે જે જપે,
શેવિ તિહેનિ સુખ કરિ, શેહી અડતિ જ ત્રિભોવંન તપે.
પછિ કૌરવ શરવ રણખેત્ર, શેન ખોહેણી એકાદશ,

[1] અહીં.

આસમુદ્રાંતના રાએ, જુગ દ્વાપર હવી જેહુને વશ, " ૩૮૦
ભીશમ શકુનિ કરણુ વિકરણુ દ્રોણુ દુશાશન
સોમદત્ત બાહાલીક જેદ્રથ કુલ શંભુ ઉપાશન;
દુરજોધન શરખા મહીપતિ નહિ સોગિ આગિ હવા,
શલ્ય મુદ્રેશ્વર ભૂપતિ, વલી ભગદત્ત ભુરિશ્રવા

શણગાર્યાં ગજરથ ઘણા, ચઢ્યો ગગે જુધિષ્ઠિર, ૩૮૫
મેઘાડંબર છત્ર, ગુણુ ગાંધ્રવ, જખ ચમરવર,
પંચશબદ વાજીત્ર, નીસાણુ ઘાએ ઘંન ગરજે,
બ્રમગજે ગ્રમ રાગો કૈઆજ પછી નહી શરજે;
પાંચે બાંધવ દીપતા, બલ પ્રાક્રમ શરખા હરિ,
શેન્યા શાંતિ ક્ષોયેણુ તિ દિશેદશાએ વિસ્તરી. ૩૯૦

અરજુન રથ આરૂઢ, સારથિ સારંગપાણિ,
'જએ હોશે રણુજુદ્ધ' થઇ અચલ આકાશે વાંણી,
એણુ પશુપતાસ્ત્ર, અસે ભાથા ફરી આવે,
ધનુરવિદ્યા માહામંત્ર જંત્ર અરિમાન શમાવિ;
ચઢાવી પ્રતંચા ગાંડીવની, તાંણી ટંકારવ કર્યો, ૩૯૫
હનુમંત રુદ્ર અગ્યારમો તે ધ્વજ કપીશ્વર શાંચર્યો.

ભીમશેન ગ્રહી ગદા, જિંખિ શેન કરૂં વાએ વાદલ,
ભદ્રજાત દશ શેહેસ ગજ એકેક ભુજ અતુલીબલ,
પગ ચંપાણી ભોમ્ય, સ્તોકેક થઈ પદમાક્ષરે,
શેખ સહે નહીં શીશ, તને કછપ ચળ્યો ભૂભારિ; ૪૦૦
પવનપુત્ર માહાપ્રાણથી પરવત ભાગી રજ થયા,
વસ્ત્ર વાઉ પ્રગટા તદા, તેણુ ગજ ઊડી ગગને ગયા.

માદ્રીસુત શૈહદેવ જેણે જોગિનીસું જુધ કીધું,
શનમુખ લેતી પ્રાણુ, બાણુ આહુતિ બલ દીધું,

રુધિર બંદથી શેસધા લખધા કોટિધાં થાએ, ૪૦૫
પવનઅસ્ત્ર હરી વસ્ત્ર તે વશ કીધી, જશ ગાએ;
વરતમાંન વર ઈશ્વરી જોતીશ બરદ આગિ મેંહિ,
ભૂત ભવીશ વરતમાંન શરવ જાંણપણે પૂછું કેહિ.

શ્રીહરિ શાથિ જુદ્ધ દ્વારકાં, ગેસ દશ ગોરેદેવ વાધ્યા,
અન્યોઅંન વરદાંન ઇષ્ટપતિ ઇષ્ટ આરાધ્યા, ૪૧૦
હરિ કિહિ, 'સેહિદેવ, હવે રહો,' વર લીધો શ્રીનાથે,
'પ્રભુ, શદા શાંનીધ, મરણ પાંડવની શાથે;
નિકુલ બલ પાર ન પાંમીએ, મલુ સેન અણીએ અણી,
દુંદભી વાજે દિવનાં ત્યાંહાં શૈન્ય અષ્ટાદશ ખોહેણી.

આવ્યા ત્રિખભારૂઢં ગૃઠ ગણ ગાંધ્રિત શાથે, ૪૧૫
વીરભદ્ર ને મણિભદ્ર શરવ શૈન શણગારું નાથે,
પિનાકપાંણ ત્રિસુલ ગ્રહ ભૈરવ ભુત ભયંકર,
નંદી ભંગી વીર ધીર સુત સ્યાંમ વિઘનહર;
છપન કોડ ચામુંડ, નવ કોટ કાલાએની,
ચોશેઠ લખ જોગની શર્વ શખાત થઈ ધરમરાએની. ૪૨૦

પ્રથમિ જુધ અભિમંન ધંન શોભદ્રા માતા,
ધંન કુલ અરજુન તાત, ધંન વપુ ઘડો વિધાતા,
કીધું ફલ ભંગાણ બાણ દ્વાદશ ઘન વરશે;
સુંદર લલિત કિશોર રૂપ જોવા જગ તરશે;
પ્રાક્રંમ પાર ન પામીએ, દલવાદલ ખટ ખોહેણી, ૪૨૫
નવ શેકે નવાંણુ ભૂપતિ, વલી અશંખ શૈન્યા તિહ તણી.

શકટાવ્યોહ રચ્યો રાએ, શૈન્ય શરવ ચક્રાકારે,
ગજરથ હએ નરવીર તેની શપત ભોમી, એક દ્વારે,
દિશોદિશાએ માહારથી, અમ્યો તમ્યો રહો શાથિ,

'મેં જાણ્યું,' કહિ કરણ, 'એનું મરણ દ્વારિકાપતિ હાથિ,' ૪૩૦
જેદ્રથને હવી આગન્યા; દશ અગજ જોધ સાથિ ગયા,
ચંદ્ર બાણ છૂટ ઘણાં, તેની ધૂમજ્વાલ વ્યાકુલ થયા.

ચેકો બ્યોહો માંહાં વીર, ધીર દશ કોટ વીઆર્યા,
જે છતે ત્રિભોવન તે અભિમનનિ જુદ્ધ હાર્યા,
કરણ કપટ ગોહો દ્વાર મારગજ ભોગવ દીધી, ૪૩૫
વિગ રાખ્યો મહીપાલ અંદ્રજાલ વિધ કીધી;
માગ ન પાંમ્યો દશો દિશા, પછિ ચંનસૂત્ર તણો તપ્યો,
અવધ આણુ જિદ્રથ તણે પછિ માહાજોધ્ધા અભિમંન હણ્યો.

અરજુને નાક્ષાં બાણ, 'જાણો પ્રાણુ પુત્રની સાથિ,
પાંડવવંશ તણો ગવિ અન્ત દો દુરજન હાથિ,' ૪૪૦
લોક રએ 'હુતભાગ, આગ લાગો એ ગજે,
મણિ તિલક વિંભોવિન તણું, હવે વટીએ કહિનિ કાજે?'
'વલતુ શ્રીનીકલ કેહે, 'ક્ષત્રીને રણતીર્થે મરતુ ઘટિ,
ઈછા વરતે ઈશ્વરી, જિમ ઉપજે તિમ' આવટે.'

દેહે અધલેપ્યો અરજુન કિહિ, 'જો જેદ્રથ નહી મારું, ૪૪૫
કરુ પ્રતિજ્ઞા: જિન છતાં વિરીવૃક્ષ વિડારું,
વણમારિ દિન આથમે તો દેહે અગ્ન પ્રજાળું.'
જેદ્રથ શાંત્યો ભોએરે, કૌરવે દીધું તાળું;
હરિ સમર્થા, પાવક ગયા, ભૂતલ જ્વલજ્વલતુ કરું,
સૂરજે ન દીધો ચાલવા ત્યાંહાં સુદરશન આડ ધરું. ૪૫૦

'રાખ રાખ,' જેદ્રથ કિહિ, 'દારુણ દુખ શરૂ નવ જાએ;
ઊઠી પાવકજ્વાલ કાલ કલપાંતર થાએ;'
દ્રોણાચારજે દયા કરી, 'એ વિધ કીધી ખોટી,
સવિતા ઢાંક્યો ચાલણી; ઉટ લેઇ શાંતુ ઓટિ,'

કરણ કિહિ, 'કાદો રખે, કાષ્ટભક્ષ અરજુન કરિ; ૪૫૫
વ્યાધ શમિ ત્રણ ઓખધે, પછિ કાંટે કાંટા[1] નીશરે.'

કાદો જાણે કેશરી તવ અરજુન વલગા શાંકે,
લેઈ ઉડો આકાશ ગ્રાશ પડો ત્રૈલોકે,
મલજુદ્ધ ભૂતલ પડ્યા, તવ રથ લીધો હાથિ,
ભમાવ્યો કપિધ્વજ, પડ્યા શ્રીનાથ શારથિ શાથે; ૪૬૦
જાણિ સુરપતિ વ્રત્રાસુર વડ્યા, પાંડવશૈન માહું ઘણૂં,
જોય્યા માંહાં શામાતરું, જલમાં બલ જેદ્રથ તણૂં.

ગ્રોજું ગાંજીવે બાંણ, તેનું અરજુને મસ્તક છેદું,
શંકર વર અભેદ અછેદ, પુનરપિ કલેવર ભેદું,
પુરશોતમની આગન્યા, શીશ લેઈ બાંણ પધારો; ૪૬૫
સિંધુ દેશ માંહાં તાત, તેને તરપણ કરતો વારો;
બાણ પડ્યું ઓછંગે વરધને, 'મુઝ પુત્રપ્રાણ કોહો કેમ રૂંધ્યા ?'
રુદન કરિ તપથી ચલ્યો; પછિ પિતાપુત્ર બેહૂ શમ્યા.

'વીતું જુદ્ધ જેદ્રથ તણું; હવિ ભીશમદેવ પધારો,
પાંડવ શૈન સમુદ્ર માંહાં નાવ થઇ પાર ઉતારો, ૪૭૦
ભૂનિ રાખ પિતુ માહારાજ, કેહિ વહી રંક રશાતલ જાઉં,
તું કલપતરુ છાહા છતાં વેરી તિજ તવાઉં.'
ગંગાસુત વલતું વદે, 'નિધિ તરશુ' સૂરપે કરી,
જીત્યા પાંડવ જાંણજો, ભઈ, જેહેને પાશે શ્રીહરિ.

એ હરિ પુરશ પુરાંણ પરમતત્વ પરમેશ્વર, ૪૭૫
જે 'નેત નેત' કેહે વેદ, અભેદ અછેદ અજરામર,
ઉતપત રક્ષણ કાલ એની ઈછાએ થાએ,
વિશ્વબીજ વિસ્તાર પછે એહેમાં વિશ્વ શમાએ;

[1] કાંટા કાંટા

એ ચૌદલોક ચંતામણિ, એનું કીધું નહી ચલે,
કુમતિનિ મન કઠણ છે, પણ ભગતભાવ પ્રીતિ મલે.' ૪૮૦

પછે વીશ અઉત રશ કનકમે, છત્રીશ અજર હયે આણા,
મદગલિત ભદ્ર જાત ગજ એશી શેડેસ પલાણા;
પુંનપાવન જનમકુમાર, જેના નામ શમરણ અઘ જાએ,
જેનાં કીધાં સ્તોત્ર વિધિ શિવ શનકાદિક ગાએ;
શાંતનસુત થયા અમ્રણી પંચાશ કૌરવ શાથે ચડયા, ૪૮૫
ત્યાંહાં જુદ્ધની સંક્ષ્યા શી લહું? જાંણે મસ્તકના પરવત ચડયા.

ભીશમદેવનિ બાંણ જાંણે ચૌદ ભુવન વિખંડાં,
ભએ ભૂ કંપે દિગપાલ, દેવ મુનિ આશન છંડયાં,
તલ ઉપર થયું બોમ્ય, મેરુ અચલા ચલ દીધા,
વાંહા શાત સમુદ્ર તે નહી શરખા, થયા શીધા; ૪૯૦
સુત માગધ બંદી સ્તવિ, 'તું ધન ધન સુત જાંહાનવી!'
કરિ પુશપવ્રષ્ટ સુરાંગના, રણ જોવા રથ રાખ્યો રવિ.

ત્યારિ દીનાનાથ કિહિ, દ્રુપદી, તમ્યો રણુંમાંહી પધારો,
વૃદ્ધ શસુર સંગ્રામ, શરણ જઈ વડના વારો;'
જગનશેની શીઘ્રિ ગઈ, જઈ પિતામહનિ પગે લાગી, ૪૯૫
આપ્યો વર આશીશ, 'માત, તું શદા શૌભાગી;'
વચન શીશ લઈ સ્તુત કરી, વિવિધ વચન કૃષ્ણા કિહિ,
'અવધ જુદ્ધ સ્વાંમી કરે તો મુઝ શેવા ગૌરવ કેમ રેહે ?'

'બાઇ, જેને રાખે શ્રીહરિ. તે અજીત ન છત્યા જાએ,
જુગ કોટિ ચરાચર અરત થા રચી રચી અલીક ઉપાએ.' ૫૦૦
વલતું પૂછ્યું દ્રુપદી, 'મરણ કેમ, તાત, તમારું ?'
'એ જાણે છે જુગદીશ આદ અંત લગિ માહારુ;

અમો ચિત્રામણ પૂતલાં, નહી એકો વાત વરિ શરિ,
તે રમાડિ છિ રાજીઓ, નહી તો ખણુ એક[1] માંહાં પ્રલે કરિ.'

શતી સાથે કરી આગન્યા, પછિ થયિ રણ ભેલું, ૫૦૫
જાંણે પવન ઘંન શઘન શૈન ઉમેલું,
ગજ રથ નર હય ધીર કોટ મુગટામણિ માર્યા,
જે પાંમા રણમરણ સરણ સુરલોક પધારા;
હરિ તિલક શીખંડીનિ કરું, અતુલ શૈન લઈ શાંચર્યો,
બાંણ ઘંન વરશે, નદી વહી, રુધિર માંશ કરદમ કર્યો. ૫૧૦

ત્યાંહાં જુંધજગનો આચાર, આહાર લેવા અપવાશી,
ભૂત પ્રેત વ્યંતાલ કાલ ચેટક ચોરાશી,
ખર ખેચર જંબુક શ્વાન ગીદ શમલી શીચાણા,
ઉલક અજગર કાગ વાઘ વરુ શહી શપરાણા;
શોણિતપાંન શબ વાહની, માંશ આહુતિ મેલાં ઘણી, ૫૧૫
ઘણી[2] શીધ શીકોતરી ભૈરવ જોગણી જક્ષણી.

ભીશમદેવ કેહિ, 'નહી કરું જીજુદ્ધ શીખંડી શાથે;
પાંમું પદ વૈકુંઠ, મરુ અરજુનને હાથિ.'
તવ પ્રેરી પરશોતમ કિહિ, 'હવિ, શ્રીપૂજ, પધારો;
હસ્ત તમારિ મરણ માગિ મુખ પિતૃ તમારો.' ૫૨૦
અસ્ત્ર નાખી અરજુન કિહિ, 'સ્વામી, વસ્તુ વિચારીએ,
ભૂ પાપે પાતાલે શમે, કેમ વૃદ્ધ પિતામહ મારીએ?'

'તમ્યો અરહાક મુ મારીએ મો? એ મે મૂકા શરવ મારી;
જુગકરમા શરવ કરી રહો, તમો તો નિરમત-ધારી.'
ચર્મચક્ષ શીઘ્ર અંજને દીવચખ જ્ઞાન પ્રકાસું, ૫૨૫
આ વિશ્વરૂપ વિભૂતિ, શ્રીકલ વદન વિકાસું;

---

૧. એ. ૨. મૂળ પ્રતમાં નથી.

ભુવન ભુવન મુખમાંહાં વરી, કાલચક્ર રણમાંહાં ફરે,
અરિ તિ વૈકુંઠ સાંચરે, રુધિરપાંન જોગણી કરિ.

ઉપરાકીઅર, વિશ્વઆતમા, એ તેજ શહુ નવ જાણે;
કેલે ન ભવ વિધિ સુર મુનિ, નિગમ 'નેત' કહી ગાએ;' ૫૩૦
શાંખ જોગ ખટ દરશને ગીતાગ્યાન ઉપદેસ્યં,
અચ્યુત બ્રહ્મ અજપા જપે શી અરજુન રુદિ અવિસ્યં;
જોત પ્રભાવે ઉપજે, જોત માંહાં જોત શેહેજે શમે;
શતગોર કિપાએ પાંમીએ, નહિ તિ અન્ય ભ્રાંત ભૂલા ભમે.

એ અનુભવ વિના નહી પાંમીએ, કાષ્ટ વહનીની રીતિ, ૫૩૫
વ્યાપક રવિ જલ ચંદ્રમાં, સુદ્ધ તાંદુલ નવનીતિ(?);
સમઝી શ્રીખંડી.શનમુખ કરો, અરજુન બાણ નિવેદાં,
પ્રોજ્યં અસ્ત્ર મંત્રિ કરી, શ્રીભીશ્મદેવ મધ ભેદાં,
બાણ શેજ્યા ઓતરાએન લગિ, ખટમાશ મરણ માથે રહ્યું,
પાંડવ શરવ શરણે ગયા, ત્યાંહાં પંચતત્વ પૂછ્યું કહ્યું. ૫૪૦

ગજેન્દ્રમોખણ ક્રીશ્નનામ જપા; 'શરસુરતી' કહી દાશી,
"ધંન ધંન ભગિત,' કહ્યું 'આલિંઘન અવિનાશી.
અંવધ વિમાન આવ્યું તદા, આગ્યા કરી શ્રીનાથિ;
'અમ્યો આવું છઉં પૂઠથી આ અમર અવતારિક શાથિ.'
પાંડવ આપ્યા હાથ માંહાં, 'એને નીત નવી કરજો દયા;' ૫૪૫
દેવ દુંદભી વાજતે શ્રીભીશ્મદેવ વૈકુંઠ ગયા.

દરજોધનની આગન્યા, રણ દ્રોણાચારજ પધાર્યા,
ખથિ જઈ દીધી રણ દોટ, કોટ મુગટામણિ માર્યા,
ખંણી નાખ્યું કુરુખેત્ર, શેન કરશણ લણી લીધું,
જાણે જુદ્દનો સ્થંભ કે શંભુ ત્રિપુર જુદ્ધ કીધું; ૫૫૦

ભૂ કંપી પાતાલે ગઈ, શેખ કચ્છપ ઉપર ઢળ્યો,<br>
નવગ્રહ આશન છાંડી ગયા, જાણે મેર શિખરથી ઉ ચલ્યો.

તવ કોપ્યા પતિ પંચાલ, કાલ કૌરવદલ શાથે,<br>
શાંહાંમો બહાલીક જોધ ક્રોધસું વલગા બાથિ,<br>
ગજે ગજ રથે રથ હએ હય નરે નર માર્યા, ૫૫૫<br>
જે ૫મા રણ મરિણ શરણ સુરલોક પધાર્યા;<br>
જાણે શસ્ત્રાઅરજુન ફરશરામ મલજુદ્ધ કુંડે વઢ્યા,<br>
ત્યાંહાં જુદ્ધની શંખ્યા શી લખું, જાણૂં ચદરાહુ વૈરે વઢ્યા.

ત્યાંહાં જંબુક જોગી વેખ ધડકુંજર મઠ છાંહે,<br>
રુધિરપાન ઉનમત કરિ રંગાલા રણ માહે, ૫૬૦<br>
અધમૃતક ગજારૂઢ માહિ નાહાશી પેશિ આણિ,<br>
જાણિ કર વીણ કુંડ કુશાવતી કેશ ગ્રહી પાંથા તણિ;<br>
શોણિત દશંગમ મસું, અખિલ વિશ્વ જાએ વહું,<br>
કરિ નૃત કુલાહલ જોગણી, ભએંકર રણ હાકી રહું.

પાંડવ કો આવિ નહી રણઆંગણ ગુરુદષ્ટિ, ૫૬૫<br>
ધનુરવિદ્યા માહામંત્ર હરિભગત ભણાવ્યા છષ્ટિ.<br>
'જનેતા ઉપરેત્તા ચ જેષ્ઠ થકી વીદા લહીએ,<br>
અંનદાતા ભએત્રાતા પિતૃ પંચનિ કહીએ;<br>
જો રવિ ઊગિ પશમ દિશા, મરજાદા લોપે નિધિ,<br>
તોએ અમ્યો જુદ્ધ કરવું નથી, મેરુ ચલો કે ભવ વિધિ.' ૫૭૦

શ્રીપરશોતમ પોતિ ગઆ જિહા દ્રોણ કરિ જુદ્ધ ક્રોધે,<br>
પ્રણમ્યા શ્રીરુખીકેશ; હરિ બોલ્યા વચન પ્રબોધે,<br>
'શુ સુતકમાંહાં સંગ્રામ ! રણ અશ્વસ્થામા વિરામ્યો.'<br>
'અભેદ અછિદ,' દ્રોણ કહિ, 'પુત્ર મરણ કેમ પામ્યો !<br>
તમ્યો પાંડરની પ્રીતે કરી ઘાત દ્વાર શોધો હરિ; ૫૭૫

જો યુધિષ્ટર આવી કહે તો માનું હું સત વૈખરી

પુનરુપિ પ્રેમાનંદ જઈ ધરમ જુધિષ્ટર પ્રેર્યા,
'દ્રોણાચારંજનિ બાંણ પ્રાંણ લેશે રણ ઘેરા;
નાશી જાઓ ત્રૈલોક તોહે પણ ત્યાંહાંથી મારે,
નહી અટકે. જોધ કો આપણે જે જઈ વડના વારે, ૫૮૦
કરો ઉપાય જીવ ઉગારીએ ? મરમ વચન મનમાંહાં અહો,
તમ્યો જાઓ તમારા ગોર કને, પુત્ર મરણ પામ્યો કાહો.'

'સ્વાંમી, તું શતશાહાએ, કેમ અશત કરમ ઉપરાજું ?
જન્મ લગી, જુગદીશ, પૂનતું પાપ શાજું.
જે જુગતિ જશ જાએ તે રાજરીધ સું કીજે ? ૫૮૫
વિશ્વાસઘાત અન્યાએ કેમ ધરમ મસ્તગ પગ દીજે ?
શત્યાધારે-મહી રહી, શતે વાઉ, વ્રષ્ટ, તપે રવિ;
તોહે અશત વદુ નહી જો પૃથ્વી થાએ નપાંકરી.'

હરિ દુષ્ટદમન તિહાં તદા, કપટ કરમ નિવેડ્યું;
અશ્વસ્થામા ગજ નાંમ તિહેનું મસ્તક છેદ્યું; ૫૯૦
'એ મરમે રણ શાંચરો, બોલજો વચન વિચારું.'
અણમણતો રાઅ ગઓ, મુખ જેમ શરવશ હારું.
ડંડવત ગુરુને કરી અશુભ વચન મુખ ઓચરું,
'સ્વામી, દુષ્ટદમનનિ ખડગે કરી અશ્વથાંમાનું હનન કરું.'

અસ્ત્ર નાખ્યાં આચારજ, રાઓનિ પૂછિ શોકે, ૫૯૫
'પુત્રમરણું કોહો કિમ હવું, જેહની ખ્યાત ત્રૈલોકે ?'
'સ્વામી, નરો વા કુંજરો વા, બોલતાં બીજું થાએ,
હાબલીઆની રીત જાંહાં પ્રેરો ત્યાંહાં જાએ.'
'હું મંદભાગી અજાંણ, મુજ દષ્ટ થકી અલગો રહે,[1]
તે કર્યાં કરમ અંતજ તણાં, લોક શરવે શતવાદી કિહિ. ૬૦૦

1. રહો.

હરિ કંઠ વેખ પાખંડ, શાસ્ત્ર જાણી શવે માંને;
પરઉપદેશ કુશલ, વિશ્વ વાહું અગમ્યાંનિ,
જાત વિનાશી ભાત, સ્ત્રી પંચ પુરુષ મલી પરણી,
ત્રૈલોક માંહાં ઉપહાસ, : માતનાં મોટાં કરણી;
મહી માંધાતા નહી લેઈ ગયો, હવિ તું જાશે મસ્તક ધરી, ૬૦૫
ઉપગાર કરો રખે જાંણુતો, તુઝ નીર ઉતારું નરહરિ.

તું કુલકંટક, ખત્રી નહી, કાં બોલ્યો વચન અવિચારું ?
ખાશે સઘલો શાપ, દાયથી સુક્રિત હારું.'
'સ્વામી, આહુધ લેઈ શીર છેદીએ, કે વચન પ્રહારિ માર;
જદપિ પુત્ર પતિત, તાત નહી દોશ વિચારે.' ૬૧૦
'ત્રિભોવન થાએ એકઠું' તો ન દ્રોણ આહુધ લેઈ વઢે,
તમ્યો જંબુક હણશે કેશરી, નદીનીર પરવત ચઢે.'

અવધ અચાનક બાંણ દ્રોણને આવી વાગાં,
ભેદુ [1]વ્રજ્રશરીર, ત્રાંણ છેદી તન લાગાં,
ત્યારિ સનમુખ રાખો કાલ તાલ દેઈ પવન આકરશો, ૬૧૫
અર્ધસ્ફુટ ગયા પ્રાણ, જઈ પરમેસર પદ પરશ્યો;
હસ્તાપુર કુલાહલ થઉ, લોક શોક પાંમ્યા ઘણા,
અશ્વસ્થાંમાએ ક્રોધે હણ્યા પંચ બાલક દ્રુપદી તણા.

દ્રોણસુતે બીજે બાંણ નૃપ પાંડવ વંશ ઉછેદ્યો,
'નિરમૂલ કરું અરિવંશ,' ગરભ ઓતરાનો ભેદ્યો; ૬૨૦
તિ જાણું શ્રીજુગદીશ, જઈ દુરજન દોશ નિવાર્યો,
સુદરશન રહ્યુ રાખવા, પરીક્ષત પ્રાણ ઉગાર્યો;
પંચ પુત્ર મરણ દ્રુપદી તણા, દેવી દુખ પામી ઘણી;
રિપુ [2]વ્રજ્રબીજ માર્યો નહી, હરિ શિખા કપાવી તેહ તણી,

૧. વ્રજ્રશરીર. ૨. વ્રજ્રબીજ.

નૃપ જનમેજય આશ્ચરજ, 'શ્રીહરિએ એમ કાં કીધું ? ૬૨૫
પોતિ શમરથ છે શાંનીધ, તો દ્રુપદીને કાં દુખ દીધું ?
સ્વાંમી પરીક્ષત પ્રાણ દઆલ તો બાલ કાં શરણ શમાયાં ?
બ્રહ્મા કીધું હરણ, ગોપ વછ નવાં નીપાયાં;'
વૈશપાએન ઋખી કેહિ, 'મધ્ય ભેદ મન માંહાં ધરો,
કલજુગ આવ્યો ઢુકડો, શ્રીનાથે શંક્યો શાથરો.' ૬૩૦

હવિ લુધ ત્યાગી કરણ નીતે સોવરણ શવાભાર આપે,
પ્રથમ પોહોર કરી આપણો દીનનાં દાલિદ્ર કાપે;
આગિ પૃથુ બલિ હરિચંદ્ર પએનત માંધાતા,
તેમાં કરણ વિશેષ નિજ કનકદાંન દેહે દાતા.
દરજોધન રાએ સ્તુત કરી, 'તમનિ સું કહીએ કથી ?' ૬૩૫
કરણ કેહિ, 'રથશોભા કરો મુઝ શલ્ય મુદ્રિશ્વર શારથી.'

એ માતુલ પાંડવ તણો વીનવીનિ[1] પ્રારથી આંણ્યો,
મદ્રદેશનો રાએ જેની શોભા વિશ્વ વખાણ્યો;
ભૂપતિમાંહાં મુગટામણિ શમગ્ર શૈન્યા શાથે,
જેહેની ઈછા આવે તે કરિ, વાત નથી કેહેને હાથે; ૬૪૦
ભૂપતિ શહુ સ્તવના કવા, 'કરો પરઉપગાર એ વીનતી;'
'કોહો, કેમ રથ હાકું ?' શલ કહે, 'કરણ પ્રજા, હું ભૂપતિ.'

'જે કરશે પરઉપગાર તે મંન ગોટમ નહી આંણે;
હરિ હાકે રથ અરજુન તણો, જે ગતિ વિદ ન જાણે'
પછિ શલ્યરાય થ્યો શારથિ, કરણ ચઢો અતુલીબલ, ૬૪૫
શાથિ કૌરવ પંચાશ, વીર ધાયિ મૂછિ વલ,
ગજ હએ પાર ન પાંમીએ, દલવાદ્ય ખટખોહણી,
નવશેકે નવાણું ભૂપતિ, વરી અશંખ શૈન્યા તિહ તણી.

---

૧. વીચવીનિ.

બહુ ધન ગરજે વાજીત્ર, ચમર ટલે બહુ પંગત,
ખડગ ઝળુકે દાંમની, ધજા ગુરધનુખ પ્રમાણત, ૬૫૦
ચંદ જોત ખાદ્યોત, ચાતુક સ્વર શરણાઈ
ફેરી નફેરી નાદ, રવિશશી જોત શમાંઇ;
એકિ રશનાએ કેમ કહું જુદ્ધવરણન ત્યાગી તણું?
ઘોર નિશા થઇ દિશોદિશા, ત્યાંહાં સુઝિ નહી પર આપણું.

કરણ કહિ, 'સુણ્ય શલ, હવિ રાજમદ મંનથી તજ, ૬૫૫
હાંક રથ શીઘ્રિ કરી જાંહાં છે કૃષ્ણ કપિધ્વજ.'
'મોટિ બોલે બોલ, કરણ, મોટા નહી થઈએ;
આપિ હંશ કાગનો વાદ, કહિ શાગર પારે જઈએ.
મરાલ આવ્યો મલપતો, તિ ખાંપ્યુ એક માંહાં જઇ ત્રટલહો,
ઓઢી કોટ કછપ તણી, તે કાગ શામુદ્રમાંહે વહો.' ૬૬૦

'કરણ થયો પાપકવરણ ચરણ ચાટેક ગઇ રીશિ,
ત્યારે[1] નામ પડયો ત્રૈલોક ભૂતલ ઉપર થઈ રીશિ:
'હું ઉદયાચલ ઉપશમ કરૂં, ખીર નીર એક શાગર,
વિશ્વચક્ષુ વર દાશ શીર પર તાત દેવાકર;
માહારે અખે ધંન અષ્ટમાહા શીધ છે,' કરણે આપ્યો
શંજીવન મણિ, ૬૬૫
ધનુરવિદા આદ અંત લગિ શ્રીફરશરામ મુખથી ભણી.

શલ્ય કહિ, 'શમરથ હરિ, ચેત. કથા ગઈ અતિ;
ભોમિભાર ઉતારવા એ ભેદ રચ્યો ભગવંતિ;
ક્યાંહાં ચંદ્રજોત ખાદ્યોત, કાંહાં ગુંજા ગિરિ પટંતર?
કાંહાં શાએર કાંહાં કૂપ? ભોમિ આકાશનો અંતર? ૬૭૦
પરવત શાચિ, શીશ ભાગીને ભૂકો થાશિ,
ચૌદ ભુવન ભોંજે ઘડિ, શ્રીનાથ કરશે તિ થાશે.'

---

1. ત્રાકે

પછિ બેઠું દલ જેમ માહાપ્રલે, કરંધ દાવાનલ લાગો,
પાંડવ સૈન્યા ભસમ થઈ, ભાર હતો તિ ભાગો,
દુષ્ટદમન વેગટ રાગ્યે દ્રુપદ પાંમ્યા પ્રાજે, ૧૭૫
ભૂપમાત્ર ભાગા સવિ, રણુમાંહાં કરણ વિરાજે:
શલ્ય વિણા લઘુલાઘવી, અશ્વમંત્ર શ્રવણે જપ્યા,
હકિ રથ પારથ કને, અન્ય જોદ્ધા રણુમાંહિ ખપ્યા.

ત્યાંહાં પ્રમુક પ્રમુક કૌરવ વઢ્યા, કેમ વરણુવ કરી શકું શુદ્ધ ?
જાણિ હિરણ્યકશ્યપ હિરણ્યાક્ષ કે શુંભનિશુંભ તણું જુદ્ધ. ૧૮૦
અરજુને મોકું બાણુ, પ્રાણુ કૌરવના લીધા,
પ્રથમ હણ્યા પંચાશ, શોએ શમલ તાં કીધા;
અતુલ દેશના માહારથી, આહાલીક ગેન શાથે શમ્યા.
સમદન જુરિષ્ટવા સોમદત્ત સ્વર્ગિ રમ્યા.

ત્યાંહાં તુમુલ જુદ્ધ ક્રોધે કરું કરણ કપિધ્વજ શાથે; ૧૮૫
અશ્વમંત્ર શ્રવણે જપા, રથ હાંક્યા શ્રીનાથે;
પ્રથમ બાંણે કરણુ[1] કવચ અરજુનનું ભેદ્દુ,
મદ્દ કરી બીજે બાણુ શ્રીવાસુદેવ તંન છેદ્દુ:
ત્રીજે ધ્વજાકપિ હણ્યો, દલવાદલ ખટ ખોદેણી,
ચોથે ચ્યારે હએ હણ્યા, શૈન કરગણુ લીધું લગી. ૧૯૦

અરજુન આણે રથ કરણુને જૂતલ મધ્ય ભમાડ્યો:
જ્યાશી સોઅ જોજન ગયો, ખંણુમાંહાં પાછો આવ્યો,
બીજે બાંણિ ગગન ગઓ, ત્રીજે ગો પાતાલે,
ચોથિ મુરછાંગત[2] કર્યો, જેમ સુગ્રીવ કીધો વાલે:
કરણુ બાંણે રથ અરજુન તણો કંપદ પાછો ઓસરિ, ૧૯૫
'ધન ધન કરણુ પરાક્રમી' મુખ કેશવ' કીરત કરિ.

૧. કર્ણનું. ૨. મૂર્છાગત.

અરજુન કરી મંન ગરવ શરવ આયુધ નાખ્યાં રીશે,
'રથ ઓશારે પેદ ત્રણ, ધંન હરણ' કહ્યું જગદીશે,
મુઝ બાંણે રથ હરણનો ભૂ ચાંગ્યે રસાતલ જાએ,
ગોપદને જલનિધિ કેહિ, વટબીજે વિશ્વ શમાએ.' ૭૦૦
શ્રી વિશ્વવદન વિકાસ્યું તદા, 'જો અરજુન, ભાગ્ય તણા નિધિ,
ચૌદ ભુવન મુખમાંહિ વશે, મેરુ ચલો કે ભવ વિધિ.'

માંહી નિધાંન શાત સમુદ્ર નદી નવશેહે નવાણું,
પૃથ્વી અપ તેજ વાઉ આકાશ પવન ઘંન મેર પ્રમાણું,
અહિ અરક અગ્નિ વિખવેલ રિદ્ધિ પસુપંખી મુનિમાંનવ, ૭૦૫
ખંડ દ્વીપ પુર ગાંમ જક્ષ ગાંધર્વ સુરદાનવ,
ભૂત ભવીશ નિ વરતમાંન, શીધ પ્રકૃતિ પુરશ માયા રમે,
ઉતપતિ સ્થિતિ જુગ અંત લગિ શ્રી અધોક્ષજ ઉદિર વશે.

વલી મુખમાંહિ દીઠું તદા જુદ્ધ પાંડવ કૌરવ શાથે,
શત્રુ મિત્ર ત્યાંહાં કો નહી, વાત વિશંભર હાથિ, ૭૧૦
શ્રીહરિ માંહાંથી શરવ ઉપજે, હરિમાંહાં શરવ શમાએ,
હરિ વિણ અવર ઉપાધ છે, જલ તરંગનો ન્યાએ,
કો મારું મરતું નથી, કરતાહરતા શ્રીહરિ,
કો અવિગત ગત જાંણે નહી, અકથ કથા શ્રીઈશ્વરી.

જે વીત દીઠું ઈ અરજુને, તિ ગતિ વિદ ન જાંણે, ૭૧૫
ગુંગિ પએ-સાકર પાન કરું, સ્વાદ શો કહી વખાંણે?
એ ભારે ધંન હરણ, જે રથ ત્રેપદ પાછો ઓશારો,[૨૯]
અભિવંદન અરજુન કરિ, ગરવ ત્રેતાપ નિવાર્યો;
વલી જુદ્ધ અરજુન-કરણસું, વીર વડતા ગગને ચઢ્યા;
અતિ વિસ્તારિ વાધિ કથા, જાણિ ચંદ્ર-રાહુ વૈરે વઢ્યા. ૭૨૦

---
૨૯. આચારો

આગિ ફરશરામ કનિ ભણી ધનુરવીદા દ્વિજ લેખે,
અરજુનનિ હિત ગુરપતિ વજ્રકીટ થયો દેખે,
ગુરુ પોઢ્યા ઓછંગ, શીશને કીટ નવિ ચાલ્યો,[1]
ઉષ્ણ શોણિત જાગ્યા ગુર, 'તું કહિ કાંહાંથી આવ્યો ?'
શાપ બે કરણ 'ખત્રી' કહ્યો, સ્તુત કીધી સ્વામી તણી; ૭૨૫
'જા અંતકાલ સ્ફુરશે નહી તે બ્રહ્મવીદા[2] કપટે ભણી.'

પૂરવકથા છિ કરણ, શ્રીધરણ શાપ શિર હૂતો,
ભૂ વેર સંભારૂં અવસરિ, અંતકાલ રથ ખૂતો;
બ્રહ્મવીદા પ્રોજે નહી ફરશરામનિ શ્રાપે,
રથ નહી ચલણ વલણ કરિ, જાણે દુઉ અદાપે; ૭૩૦
વાગાં બાણ અરજુન તણાં, શનમુખ છિ સુત દેવકી,
મહાદાના મહીતલિ પડ્યો, જાણે કનકગુરસ ગગને થકી.

દુરજોધન પેઠાં થકાં રણ દુશાશને જુદ્ધ કીધું,
પાંડવે[1] શીન સમરન જાણિ અગ્રતે ઉદધિ પીધું,
ભાંજ્યો રથ અરજુન તણો, શારંગધર નવી શાંખ્યા, ૭૩૫
રાનુમંડલ જ સુથાંકે નિગ્રી જૂપ દિશોદિસ નાખ્યા;
અનેક કષ્ટનાં બાણ, દેહી પ્રગટ દીપાજ્ય તણી,
તપે તેજ તનમાંહાં થકી સુદ્ધ કરવાને સૈન્યા તણી.

ગજ મદસાતી લાંગુલ ગ્રહી હરિ માર્યાં અરજુન સાથે,
તેણિ ગજે દુઃશાસન હણ્યો, આવનો ગ્રહી હાથે, ૭૪૦
અવધ બાંધ્યું અરજુન તણે રિપુ દુશાશન સધાર્યો;
'હવિ હારું' દુરજોધન કહિ, અતિદઢ ગરવ નીવાર્યો,
કહિ કમલનએન કૃષ્ણ પ્રતિ, 'ચોખિ શભા માંહિ
અંબર હરું.'
રુધિર દુશાશન તણે દ્રુપદી નિજ સ્નાન પાન તરપણ કરું.

૧. વધુ પશ્ચાત્યો. ૨. બ્રહ્મવીદા

પછિ શલ્ય કરો સંગ્રામ, મુખ એક રશના કેમ કહીએ ? ૭૪૫
જાંણિ મેહેરામણ વિસ્તર્યો, શમપ્ર પાર ન લહીએ,
વાધ્યો વંધ્યાચલ થકી, જાણિ રવિ ઉદિ અસ્ત નિવાર્યો,
જાણે જુદ્ધ જાલંદ્રતું, તારકાસુર સંધાર્યો;
અતુલ સેન પાંડવતણું કશો દિશાઓ વિસ્તરું,
શલ્ય રાએ વઢતાં પડ્યાં પિષ્ટ માંહે લવણ કરું. ૭૫૦

ત્યારિ ભીમસેન ભારથ ધણી કોપ્યો કાલદાવાનલ,
જાંણે થાશે એક શરગ મુન રશાતલ,
મહિમા મેર શમાંન નિધાંન ગદા ગ્રહી હાથે,
દેવ દાનવનું જુદ્ધ કરું મુદ્રેશ્વર[1] સાથે;
મારી ગદા લેઈ મસ્તકે, શલ રવિ અસ્તાંગત થયા, ૭૫૫
સેન અષ્ટાદશ ખોહેણી ભૂપતિ સહુ સૌરગે ગયા.

અવધ દીન અષ્ટાદશ તણી, હજી અરધ રહ્યો છે અંતર;
'જો જીવું ' દુરજોધન કેહે, 'તો રાજ કરું મનવંતર.'
જો હજી માયા પાપની, રાત બાંધવ સજન સમાવ્યા,
પોતે પ્રાણ ઉગારવા રણતીર્થવિમુખ થઈ આવ્યા. ૭૬૦
જોઈ પેઠો, 'જાણું સ્થિર રહું,' જમનાજલ શેજ્યા કરી;
જાંણિ જરાશંધ જાંચવા ગ્યા ભીમ અરજુન લેઈ શ્રીહરિ.
વઢાર્યો જઈ રાયો, 'જાએ જરા, રૂપ પ્રગટ કર,
દેહી દગધ થશિ, કીરત રેહે જગ જુગ નવી નિરંતર;
ઉઠો આવુ આજાન, કોટ કુંજર બલ સાથે.' ૭૬૫
જાંણિ ગિરિવર લોકાલોક કોપ્યું વલગ્યા બાથિ;
ત્રૈલોક કંપમાન થઉ કે રુદ્ર સંહીઆર પ્રલે થશે,
કે મરજાદા નિધિ લોપશે કે પૃથ્વી પાતાલે જશે.

---
[1] પ્ર- સમુદ્રેશ્વર

દુર્જોધન રાએ ભીમનિ લેઈ ઉછો આકાશે,
પડતા ત્રુટા ત્રાણ, પ્રાણ રાખ્યા જુગદીશે; ૭૭૦
પછિ ભીમે માર્યો રાએ, ઘાએ નહી લાગા અંગે;
'એનો દેહ છે અભેદ અછિદ,' મુખ શાન કરી શ્રીરંગિ,
લજ્યાસ્થાન મારી ગદા, કનકાચલ શેહેજે શમ્યો,
પ્રાણ ગયા પરિબ્રહ્મ માંહાં, માહાદાતા મહીતલ રમ્યો.

કરણ રોજ્યા ગતિ ધરણ, હરિ મરણં શમિ દ્વિજ વેષે, ૭૭૫
જઈ દેવે જાચ્યું દાન પુત્રી પરણાવા મેષે
'મુઝ દંત જડાં છિ રતન, કાંઈ પારશ જોઇ એ આપ્યો,'
'મે સેવાદાન લેવું નહી,' ત્યારિ કરણે જગપતિ જાણો
જઈ રથે લીધો કરી પ્રાણ, નિરવાંણ બાંણ ભેદી ગયાં.
'પડાં રતન લીજે પ્રભુ,' 'એ ઉચ્છિષ્ટ મુખ જુઠાં થયાં.' ૭૮૦

બાણગંગા આપ્યા ત્યાંહાં, રણ રતન પખાલ્યાં રીતિ,
કીધું દાન નિધાન, પરમેશ્વર પ્રગટ્યા પ્રીતિ;
'માગો વર;' કેહે કરણ, 'દેહેન દો બ્રહ્મ કુમારી;'
હરિ લેઈ આવ્યા પ્રાણ શાગરતટ ભગતાધારી;
પ્રભુ બાણે જલનિધિ ઓરાર્યાં, દ્વિજવેષે કર જોડી રહા, ૭૮૫
'દશકોટ કરણ કરુણાનિધિ અહીં' આગિ શ્રીકૃષ્ણે કહા,'

હરિ હેમાચલ સ્થલ લેઈ ગયા, ત્યાંહાં તલ એક ભોમ કુમારી,
કર તીરથ દીધું દહન, - સ્વદન ઘનસ્યામ મોરારી;
જાંહાં શત કૌરવ રણમાંહાં પડ્યા ત્યાંહાં રોતી ગઈ ગંધારી,
પ્રભુ કહિ, 'ઇછા ઈશ્વરી, કરો ભોજન શોક નિવારી;' ૭૯૦
'સ્વામી, રાજરીધ શરવશ ગઇ, દુખ પુત્રવિરહ કેમ વીસરું?
વેલા વિટંબે, જન હશિ; પ્રભુ, પ્રાધીન ભોજન કેમ કરું?'

ત્યાંહાં કલપતરુ ફલ કારમાં રથાપલ કર્યાં શ્રીનાથે,
કહી બભોરી જઠરાગ્યની, લેવા ગઈ, નાવિ હાથે.

શોએ શીઆ ઓફક પેર, ચઢી શબ ઉપર માતા, ૭૯૫
શ્રીપુરશોતમ પ્રગટ્યા ત્યાંહાં, જુઓ વિપરીત ગત વિધાતા;
'તું કુંતી શાથે છલ રમી, કૃત કરમ નીતિ નવું,
દુરવાશા વર આપ થો, પરચંતું પોતે હતું.'

હરિ હસ્તનાપુર પાંડવ ગયા, દેવ દુંદભી વાજિ,
શુદ્ધ સ્નાન કરું રાએ, મણિભૂખણ વસ્ત્ર વિરાજિ, ૮૦૦
ચઢ્યા ચક્રવર્તી ભદ્રાસને, જશતિલક કરું હરિહસ્તે,
આશમુદ્રાંતના રાએ હરિ પૂજ્યા એ શમસ્તે;
ત્યાંહાં અખિલ વિશ્વ ત્રિભોવન મલ્યું, બંદી સૂત
માગધ સ્તવતા હવા,
ઉચિત ગજ રથ હએ મણિ, વલી ઘેર ઘેર ઓછ્વ નીત નવા.

શશી શોલ કલા ઊદોત, જશ ચૌદ ભુવને વિક્ષાતા, ૮૦૫
ધન પાંડવ કીરત પવિત્ર, એ મુનિ અમર વિધાતા,
ભારથ કથા સમુદ્ર, મે પોહોણુ પયોલી કીધું,
મમ મન મધુકરંદ[૨] શાર શંખેપે લીધું:
એ પ્રશ્ન જનમેજે રાએનું, કહ્યું વેશપાએન સુરરૂપી.
શ્રોતા વિગતા ઉભએ તા, રાજા રાજપ્રજા સુપી. ૮૧૦

**સંવત શોલ શત્યોતરિ શાવણ શુદ મંગલવારિ**
**નવમી** નારાએણ તણી કીરત કહી વિસ્તારે,
સુણતાં સરવ સુખ પામીએ, ભણતાં ભવદુખ જાએ,
મહિમા નરહરિ નામનો મનઇચ્છ્યા ફલ થાએ;
અજાચીક વ્રત અનાવલા કવિ ગણપતિ સુત કહો કહે, ૮૧૫
મારી બુધ અનુશારિ કહી કથા, શ્રીગોવંદગત ગોવંદ લહે

૨. મમ મધુકરદ

ગોવિન્દકૃત

# મામેરું

## કડવું ૧

રાગ બેરાડી

શ્રી ગુરુચરણે કરુ પ્રણામ, મહિતાની પુત્રીનૂ કુંવરબાઈ નામ;
તેહ તણુ સીમંત આવિઉં, સહુ કોને મન્ય ભાવિઉં.
"વેહવાઈજી, વેહિલા આવજો, સ્ત્રીકુટંબ સહુને લ્યાવજ્યો;
કાગળમા શૂ લિખિએ ઘણુ, સીમંત આવ્યુ તમ પુત્રી તણુ."
'નરસિંહ મિહિતાનુ ગામ કે જેણુ, કંકોતરી લેઇ જાશે કોણ?' ૫
'કંકોતરી વેગે મોકલો, લેઈ જાશે પંડ્યો ખોખલો.'

તતક્ષણ બ્રાહ્મણ તેઓ સહી, આપી કંકોતરી ચાલ્યો લેઇ.
પુત્રીએ તે વાતજ લહી, દ્વિજ ચાલતાં આગળ્ય થઈ.
ઝાંપે રહીને કહી એક વાત, 'એટલું તો કહિજ્યો અમ તાત;
જો હોએ મોહમેરાની પેર્ય, તો તહ્મો આવજ્યો માહરે ઘેર્ય. ૧૦
આગે સહુ મુહને મિંહણાં દે, ત્યમ કરજો યમ મહિમા રહે.
પંડ્યા ખોખલા, લાગૂ ચર્ણ, કેહેજ્યો રૂડાં વાહલવચન'

વળતો બ્રાહ્મણ વદીઉ વાણી, 'મનમાં બાઇ કાંએ દુખ મ આણ;
સમઝાવી કહૂં હૂં વાત, માહામેરુ કરશે તુજ તાત.'
દેઈ શીખામણ વળી કુમારી, ચાલ્યો બ્રાહ્મણ હર્ષ અપાર; ૧૫
મન સાથે તે કરે વિચાર, 'મોકલો તો કરશે આકાર.'

દ્વિજરાજ પગ ચલાવી ગયા, જૈ વૈષ્ણવને મંદિર રહ્યા;
મેહિતાને પ્રણામજ કરી લેઇ કંકોતરી આગલ્ય ધરી.

નરસિંહ મેહિને વાચી સહી, મન સાથિ વિમાસણુ થઈ,
'આતાં આવ્યૂ મોટૂ કામ, ઘરમાં નથી ખોટો દ્રામ.' ૨૦
વાચી કંકોતરી ઘરમાં કલો, 'વાર લાગે', વિપ્ર, વિહિલા વલો.
અહો પાછલથી આવૂ સહી;' વલીયો બ્રાહ્મણુ કૌતક કહી.
કરે મેહિતો ચાલવાની ચાલ, લીધૂં ગોપીચંદન તાલ.
લગ્ન શિરોમણિ મહૂર્ત ઘડી, તાણી તાં બાંધી ગાંડડી,

માગ્યા બલદ નેં સૂતરી વહેલ્ય, ગરડા બલદ કરાવેં ટહેલ્ય. ૨૫
કુટંબ સહિત તેડી પરવાર, મેહેતો આવ્યા નગર મુઝારિ.
ભેટયા વેહેવાઇ ને વલગૂં જોડ, માહામેરે નથી લ્યાવ્યા મોહોડ.
નરસિંહ મિહિતાનેં સહૂ કો હસે, કુમર જાણે 'માહારા બાપનેં દસે'.'
હસેં પરસ્પર દગ અતિમાન, 'આપો ઉતારા, ધરશે ધ્યાન.'
ઉદ્દ્સ મંદિર હૂતાં માહાં, મેહિતાજી ઉતાર્યા ત્યાંહાં. ૩૦

જૈ ઉતરીયા, હરખ્યા ઘણું, 'ભાગ્ય જૂયો આ ધરતી તણું.
જે મંદિર પાઉધારે હરિ, માહારે મન્ય એ વૈકુંઠપુરી.'
તે સમે પુત્રી તાત કને ગઇ, કહી વીનતી સહી,[1]'
'તાતજી, તમ્યો ભલે આવીયા, કહો માંહામેરુ શૂં લાવીયા?
આવ્યો અવસર, મોટૂ કાજ, શું માંહામેરુ કરશો આજ? ૩૫
મુહને નિશ્ચે તાં કહો નિર્ધાર.' મેહિતો બોલ્યા તેણિ વાર,

'હુ' લાવ્યો છું, બાલ, ચંગ ને તાલ, માહામેરુ પૂરશે શ્રીગોપાલ;
આપણે પાસે હરિનૂ નામ, ગોપીચંદન, શાલિગ્રામ.'
એહવી વાણિ જાહ્‌વારે મુહિતે કહી, પુત્રી મનમાં ઝાંખી થઇ.
વહુની પુત્રી બોલી વાણિ, 'સાભજો માહારા તાત સુજાણ. ૪૦

1. આ ચરણમાં એક શબ્દ ઘટે છે.

કડવું ૨

રાગ મલ્હાર

'જો નોહોતી માંહામેરાની પેર્ય, તો શીદ આવ્યા માહારે ઘેર્ય ?
આગે સહૂકે મુહ્નને મિહિણાં દે, દાદી ઉઠી 'તાલકૂટિયાની' કહે.
નગરલોક કુગવિદ્યા કરે'' પુત્રી આંખે આંસુ ભરે;
'એહવા નિરધનને પેટચ કાં પડી ! સાસરામાં મુહ્નને કહે બાપડી.
એ પિતાથી હૂં નવિ ઠરી, જાહારે માગૂ ત્યારે જપો માઇ હરિ. ૪૫
સાસરે જૈને હૂં શૂં કરુ ? દીયર જ્યેઠને મિહિણે મરૂ.
માહારી માતા મુઇ તો અંતર ધરો, નહીતર માહામેરૂ મુહ્નને
ધણુંએ કરો.
માય વિના સુનો સંસાર, માય વિના ધિક્ અવતાર,
માય વિના લોક મેહણાં દીધ, માયવિના બાપને ચોરે લીધ,
માય વિના બાઇભિશો કોણ કહે ? માતા વિના દુખ કહે કુણ લહે ! ૫૦
માય વિના બાપનૂ એહવૂ મંન, ભક્ષ નાનાવિધ લૂખૂ અંન,
માય વિના તાતનૂ એવૂં હેજ, તેલ ઘટચે દીપકનૂં તેજ;
માય વિના પુત્રી સદાધામણી, યમ મૃગબાલ ભૂલૂં રણ ભણી.
*માય વિના કુણ કરાવે લાડ ? માય વિના પીહરની ભાગી વાડય.'*

તુછ બોલ એહવા પુત્રીએ કહ્યા, ગદ્ગદ કંઠ મેહેતાજી થયા; ૫૫
નયણે નીર વછૂટાં સહી, બોલ્યા વાક્ય, મન્ય કરુણા થઇ;
'શાહનિં કાજે બાઇ તૂં દુખજ ધરે ! તુહ્નને માંહામેરુ કૃષ્ણદેવ કરે.
માહારે ધિર્ય એ મોટી આથ્ય, માહાંમેરુ કરશે યદુનાથ.
મન નિશ્ચે કરી જાણે તૂં, શાહ્નને કાજે થાચ્યૂ હૂં.
અવસર આસ પૂરે યદુરાય, નવિ પૂરે તો બિરદજ જાય' ૬૦
પિતાવચન પુત્રીએ મન ધર્યૂં, હરિ આવતાં હયડૂં ઠર્યું.
વાક્ય સાંભલી પુત્રી ગઇ. સાસ નણદ કહને ઉભી રહી.

નણદ પૂછે, 'કહો, વહૂ, વાત, શું માંહામેરુ લાવ્યો તુજ તાત ?'
'સાંભળો, બાઈ, કરુ વિનતી, લાવ્યો છે તાત તે હું નથી જાણતી.'
નણદર કહે, 'મેં જાણ્યૂ તેહ, કરી રહ્યો માંહમેરુ એહ. ૬૫
જે તાલ લેઈને ગાતો ફરે તે મ્હાહામેરું ક્યાંથી કરે ?

જો તાલ ત્રીકમ વશ થાય, તો નિગમ નેતિ કરિ શાહને ગાય ?
એ બહૂ પાસાં રાખે નારિ, કીર્તન કરે કતક સંસાર.'
કહિ પુત્રી, 'બાઈ, જાણો શું ન, ઊષ્ણ જલ મેહેલ્યૂ જિણે દિન,
માગ્યૂ સમરણુ,' નાપે કોય, સાર કીધી સામલીએ સોય. ૭૦
વલી માંડલીક રાયે રુઠ કર્યો, હાર લેઈ પ્રતિમા શીકર્યો;
શ્રીહર હાર આપ્યો મુજ બાપ, ત્રીકમ તાલ તણે પ્રતાપ.'

## કડવું ૩

પુત્રી વાણી ઇમ ઉચરી, મન્દિર માંહિથી બહાર નીસરી;
તવ તાતની દ્રષ્ટિ પડી, બોલાવી[2] લીધી તે ઘડી.
કહે મેહિતો, 'સુણ પુત્રી એહ, તાહારે માહામેરુ કરવું યેહ.' ૭૫
'તાતજી, માહારે માહામેરુ કરો, આવ્યો છે આ ઉત્તમ વરો.'
'પુત્રી, માહારે નથી જેડચ, બાઈ, તાહારા સહુોને તેડચ.

યેહની પેહેગમણી તે ઇચ્છા સોય, કાગલમાં લખાવો સોય.'
જેઠ જેઠાણી સાસુ મ્યલી. તેડ્યાં નણદ નાખુદી વલી.
તેડ્યો પાડોશી પરવાર, સર્વ મ્યલ્યૂ આપોપણો અધિકાર. ૮૦
'જે જોઈએ તે લખજ્યો તહો,' કહે નરસિંહો, 'લાવશૂ[4] અહો.'
કાગલ[5] લખીયો કરી પ્રણામ, પુત્રીએ લખાવ્યૂં સઘલૂ ગામ
'વલી લખતા કાઇ ચૂકીએ, ગરડાં બાઇજીને પૂછીએ.'

---

૨ મરણ ૩ બોલાવા. ૪ લાવશૂ. ૫ કાગ

પુરૂ બાઇઅને, ચઢી છે રીસ, ગાવે તાં દમરીમ[૬]
'આગે કર્ગવિદ્યા વલી વિસ્તરે, નનરો બેઠો નાગર ચીતર ૮૫
સૂડ મંદિર જડયુ છે આગ, રુધી એહ તેહ દાર
ગણે, વહુ તૂ રીસ ચઢાન્ય, લખાવે તો બે પાહાણ નખાન્ય
મેહિતા લય લાગી હરિ સાથિ, લખ્યા પદાસુ, નન્ય જાણી વાત.
માહામાનની વેના થઇ, નરસિહ મેહિતો લ્યાવ્યો સહી

જહી સભા નાગરની મલી, મેહિતોછ ગેલાવ્યા વલી, ૯૦
'ઉંગ નરસિહા, બાધા પગવરા, પુત્રીને મહામેરુ કરો '
નરસિહ મેહિતે લીધી તાન, મનમા સમર્યા શ્રીગોપાલ
'ગાઢ દરિદ્ર હરો મહારાજ, નાટનાજ ધણી, અવસર આજ
આગે દરિદ્ર સુદામા ગય્ય, સ્ત્રીઆના પૂરી ગોપ લ
પાચાલીના પૂર્યા ચીર નાગ વણી રાખો યદુવીર ૯૫

પ્રહ્લાદ પીડા ટાની નાથ, પ્રસા નિજ સેવકના હાથ.
સુધન્વાએ દૂ ચિત ધરો, તેલકડાથી એ ઉગર્યો,
ચદ્રહાસે સમર્યા હરિ, વિષ કુડીને વિષયા કરી
તાહારા દાસ કહી યાચૂ નહી, જો યાચુ તો તુજ સહી
નરસિહાની સુણો વીનતી, સાર કરો પ્રભુ કમલાપતિ ૧૦૦
મુઝ પુત્રી સાસરે સુખાય તે લજ્જા તમને યદુરાય.

દ્વારાવતી પોઢ્યા ગોવિંદ, ઝબકી ઊઠ્યા નંદાનંદ,
'નરસિહાની સ્તુતિ ચિત ધરી, ચીર થઇ ચાલ્યા નરહરિ.
કમલા પૂછે, ' કહો મુજને વાત, કુણ કાજ ઊઠયા તહ્મો નાથ ?'
'નરસિંહો સમરે મન માહ, તે માટે મે રહ્યુ ન જાય.' ૧૦૫
અગુહાણે પગે દોડે મહારાજ, ભક્ત તણુ તાં કરવા કાજ

[૬] આ ચરણમાં અક્ષર ઓછ

કડવું ૪

રાગ સારંગ

પ્રભુ આવતો દીઠો આપણો, નરસિંહીયા મન્ય આણંદ ઘણો,
આવી મસ્તક દીધો હાથ, પ્રસન્ન થે કહે વૈકુંઠનાથ:
'માગ્ય, માગ્ય, નરસિંહીયા તૂ, જે માગે તે આપૂ હૂં.
વસ્તુ અનોપમ જાંણો જેહ, મનમાં હરખી લેજ્યો તેહ.' ૧૧૦
કહે મિહિતા, 'સાંભલ્ય મહારાજ, સકલ મનોરથ પોહોતા આજ;
પામ્યો ચરણકમલ તુજ હરિ, દુખ પામે માહારી દીકરી;
લોકલજ્જા મોરી અવિનાશ, માંહમેરુ કરે પોચે આસ.'
એમ કરી છાબ લાવ્યા હાં, કાગળ લેઈ મેલ્યો માંહે.
ઢાંકી છાબ તે યત્ન કરી, શ્રીહરિ છાબ સોનેએ ભરી ૧૧૫
નરસિંહા મન્ય હરખ ન માય, 'સ્યોજી ! સ્યોજી !' મુખ શબ્દ કહેવાય.
ધરી પાણિ મુખ માગે જેહ, છાબ જ્મીલો પૂરે તેહ.
ગમતા ગણીયા ત્રણ્ય સહસ્ત્રીસ, દોશી થૈ[૭] બેઠા જગદીશ.
ભૈરવ સાલુ ને અટાંણ, નારયણનાં શાં કરુ વખાણ ?
આછી પછેડી તે તરવટી, માહે મેહેલો હીરાગલ ઘટી; ૧૨૦
ક્ષીરોદક ચણીઆં સાઓલા, પ્રથમ પેહેરો કુઅરીના નાઆલા.
નીલ પીત નવરંગ મોલીઆં, અતિ ચટક દોસે[૮] ચોલીઆં,
હીરણ તાર યુત અમરી જેહ, નિજ જામાત્ર[૯] પહેરાવો તેહ.
કનક રત્ન જડયાં કુંડલ સાર, શ્રવણે આરોપાં કરે ઝાકઝમાલ.
બાજુબંધ મુદ્રિકા હાથ, જડિત્ર વેલીયાં સોહે સાથ્ય ૧૨૫
કંઠ કનક આરોપો હાર, સંતોષ્યા જામાત્ર અપાર.
પૂજા અર્ચા બહુ વિધ કીધ, ચરણ પખાલી ચણોદક લીધ.

૭ થૈને. ૮. દીસે. ૯ યામા.

તેહના તાત ભ્રાત નેં ભાણેજ, મેહેંનોજી બોલાવ્યા હેજ.
મ્યહીયરાં પાડોશી પરિવાર, પેહેરામણી તે ઇછિ સાર,

ચીર ખીરોદક વલી આણીઆં, સાવટુયાં શણીયાં[10] આણીયાં ૧૩૦
શહેરી ખાપડકી નેં બાસ્તા ઘણા, કટિબંધ નેં ત્યાહકારા ઘણા,
ધોતીયાં ફાલીયાં મજાપીયાં, જેહને ઘટે તેહને આપીયાં.
પંચો ખોખલો તેજાવીઆ, વસ્ત્ર અનોપમ
પહેંરાવીઆ.
ખોખલે ઠગ વિદ્યા કરી, માગ્યાં વસ્ત્ર જાડાં, આપ્યાં કરિ

પુરુષ જાત્યને વસ્ત્ર પુગિયાં; વેવાંણોને તેડાં ગયાં. ૧૩૫
સાસુ નણુદ આવ્યાં તેણીવાર, સુકટંબ્યો સઘલો પરિવાર.
નીસી શલી નાટી ઘણી, જાણે નેહવહાની વણી.
નારંગી કમખા કાપડાં, આપ્યાં જાગદીરેં, પેહેરે બાપડાં,
પીતાંબરની ફાલી જેહ, બાઇઓને પેહેરાવી તેહ.
ચીર ચોલી ચરણા ચૂંનડી, તે પુત્રીને આપી ઘણી. ૧૪૦

' પાલટી આપો બીજી ઘાટડી, તાત મુજને સાસુ એ નડી.'[11]
બીજી ઉત્તમ ઘાટડી સાર, આપી તત્ક્ષણ વલી કુમાર.
મેઘવરણાં માચરોલાં જોડવ, પીલા કમખા, રાતાં કોર.
દોરંગી ને મહુર સાર ચોરેલાં ને ભાત્ય અપાર.
લાહ્ય અતલસ બાણી ઘણી, મેહેલી છાબમાહા તરતજ વણી. ૧૪૫

ધોલાં રાતાં શેલાં જેહ વિધવા સ્રીને પહેરાવ્યા તેહ.
પહેરામણી અતિ ઉત્તમ કરી, માંડવડે માહાલે સુન્દરી
ભૂષણ વસ્ત્ર ત્યાહા પોહતા ઘણાં, નામ વિશેષે કરુ તે તણાં.

---

૧૦ શણી. ૧૧ નહિ,

### કડવું ૫

રાગ ભૂપાલ

આપી એ પહેરાંમણી મન્ય દીજે ધીર,
મોહનદે માલનદેને દક્ષણી ચીર ૧૫૦
રાજલદે પ્રેમલદે નેં ગાંગબાઇનેં કોડ,
તેહનેં આપી છાહલની જોડ્ય.
કેસરી ક્રમખા ગુલાલીઆં જેહ,
લાછલદે લલિતાદેનેં આપ્યાં લેઈ તેહ.

પ્રેમ શું પટોલી આપી શ્રીબાંબાઇનેં સાર, ૧૫
માંડવડે મરકલડા કરે અપાર.
લીંબુઈ ખજૂરી લાહ્ય જરહોરિઆ જેહ,
જીવાદે જવાદે બાઇનેં આપ્યાં લેઈ તેહ.
પાનભાત્ય વેલ્યભાત્ય પડી સાઓલાં,
લાડીબાઈ પદૂઆળી પહેરાવ્યાં ભલાં ૧૬

નાતી કાકી માટી કાકી વીરબાઈ ઓળાઇ,[૧૨]
તેહનેં રુડા સાલુ આપ્યા જોઈ.
હીરવણી નાટીઆણી ભાત્ય ચોખલીઆં,
આપી આપી સહુને સંતોષીઆં.
ઘરનાં વતાગરાં નેં પોલઇઆનેં ઘેર, ૧
આપ્યા જાડા સાડા, તેહેની ભારે નમી કહેડ્ય.
હીરુ વીરુ બ્ય બીહન્યો પાલી સંઘરી,
માહોમાંહિ મામેરાની વાતો કરી.
'કુંઅરબાઇનૂ શ્રીમંત નાવત ઉંહણ,
શ્રીકૃષ્ણ વિના સાઓલા પેરાવત કુંણ ? ૧

આપણા ભૂડા અભાગીયાં, રહ્યા મન કોડ;
પેટધીે ન ભજ્યા રણછોડ.'

વરણ અઢાર ' વશ બોલે હામડામ
નરસિંહે પેરામણી કીધાં સઘલે ગામ.
સખાવ્યાં પાહણ આવી રહ્યા સોય, ૧૭૫
સહુ કોએ આશ્ચર્ય જુએ, બોલે નહિ કોયે.
પુત્રી કહે, 'તાત માહારા, વીનવું આજ,
પાહણ એહ લાવ્યા કુણ કાજ ?'
મેહેતા કહે, 'કુંઅરબાઈ, લખાવ્યું'તું તમ્યો,
તે તો[13] સર્વ આવી રહ્યું, નવ જાણુ અમ્યો.' ૧૮૦
વેવાઇ વેવાણો કહે, 'કૃષ્ણજી પ્રસન્ન:
નરસિંહા ચર તૂ એણિ વાટિ અસન્ન.'
પુત્રી કહે, 'જે બાઇ, હરિને ભજ્યો;
જેવો તેવો બાપ માહારો જીવતો રહો.'
'નારે બાઇ, અમ્યો નથી કહ્યૂ કશા માટ, ૧૮૫
માહામેર રહૂં કરૂં તાહારે તાતે.'
આ આણીઆં · કનક તરન જડે,
સીમંત . શૃંગાર · વેલા કુંઅરીબાઇ નાવા.
મજ્જન કીધું, શી ગૂરી પેઠુય,[14]
ચરણા ચોલી ચીર હાર કાજલ નયેણ. ૧૯૦
ટીલડી લલાટે સોહે પીયલ તે સાર,
વીંછીઆ અણવટ પાએ ઝાંઝર ઝમકાર,
કટિ તો મેખલા[15] અધિક બાજુબંધ બાહુ,[16]

---

13 વ તો. 14 ગંઠ્ય. 15 સં. ૧૭૨૮વાળી જૂદી પ્રત અહીંથી શરૂ થાય છે. જોકે નવે પાની તેનાં પાઠાન્તરો આ ટિપ્પણોમાં નોંધ્યાં છે. 16 બાહિ.

કંકણ કુણિત[17] ચૂડી, મુદ્રિકા[18] સોહાય,[19]
ત્રોટડિ ફૂલડિ સજી રાખડી સુચાર, ૧૯૫
ગોફણે[20] ઘૂઘરીનો હોય[21] ધમકાર.

ઉરસ્થલી સોહાવે[22] કંઠે[23] સકલ શૃંગાર,[24]
દર્પણ નિહાલે મન્ય[25] હરખ અપાર.
ઓઢી[26] ચીર ચૂનડિ[27] તે[28] પોહોંચે કોડ,[29]
બાસટ[30] ઝામરીનો માથે[31] મોડ. ૨૦૦
પીલ્યા પાગ, શ્રીફલ મેલ્યુ[32] માંહે,[33]
ઉતારેથી કુઅર્યબાઈ નિજ ગ્રહે જાય.

ચાલે[34] પ્રેમ્ય, પણ હેઠ[35] પાટ પથરાય,
દીવર નારણીઓ પછેડીઓ છાય.
વાજિંત્ર પંચ શબ્દ, નીસે શોભાય, ૨૦૫
અમર આનંદ ભરે દુંદુભિ વાય.[36]
પુષ્પવૃષ્ટિ ઇન્દ્ર કરે, બોલે જે જેકાર,
કલજુગમાં નરસિંહો દેવ અવતાર.

ઉદ્ધવ અક્રૂર[37] વિદુર કેહેવાય,
જેહને હાકે સામનીઓજી છડી ચાલે[38] ધાયે. ૨૧૦
માન્યની માથે[39] માટ, મંગલ તે ગાય,
વાજતે બાજતે આવ્યા પતિગૃહ[40] માંહ.[41]
[ભોજન ભાવ વસન પામુ સહુ કોએ,

---

૧૭ કુણત, ૧૮ મુદ્રકા. ૧૯ સોહામિ. ૨૦ ગોફણડે. ૨૧. સં. ૧૭૨૮ની પ્રતમાં નથી. ૨૨ સોહેવિ. ૨૩ કંઠ. ૨૪ શણગાર. ૨૫ મન. ૨૬ ઓઢી. ૨૭ ચૂંદડી. ૨૮ નિ. ૨૯ મનકોડી. ૩૦ બતરી. ૩૧ મેહિયા માથે. ૩૨ મેહિયુ. ૩૩ પથીલ માહિ. ૩૪ ચાલિ. ૩૫ હેઠ. ૩૬ સં. ૧૭૨૮ની પ્રતમાં નથી. ૩૭ અક્રૂર કહિએ. ૩૮ ચાલિ. ૩૯ મસ્તગ. ૪૦ ગ્રેહિ. ૪૧ માંહિ.

'જાચક જાગી જાએ વુભનીઆ તે હોએ.
આભરણ વસ્ત્ર આપ્યાં બહુ દાંન, ૨૬૫
ઘણી કર્મ (!) જગજોતિ જેહિવા જજમાન]*
વધાવે[૪૨] સોહાગણ નારિ, માંહાં[૪૩] લીધ,
ગોત્રજ માતાજી મુંહે આગા દીધ.[૪૪]

હલ્લુ ૬

રાગ ભૂપાલ

ગુરુ આના દીજે[૪૫] તેણિ[૪૬] વાર, ગોત્રજ પૂજવા[૪૭]
આવ્યાં[૪૮] કુમારિ;
ધીમિ પગ ડગ ભરે પૂંઠ,[૪૯] સોનૈએ ભરાવી[૫૦] મુઠ. ૨૭૦
ગોત્રજ મનાવીને કર્યો[૫૧] પ્રણામ; લઘુ દિયર નારણીઓ[૫૨]
નામ;
ખૂસટ દક્ષિણા વંછે સાર, આપ્યાં કનક રત્નમણિ હાર.
શ્રવણે કુંડલ, કર્ણ મુદ્રિકા, સતોષ્યા દીયર લાડકા;
હવું શ્રીમંતને[૫૩] હરખ અપાર, વલી વેવાણ્યો કરે[૫૪] વિચાર,
'કુંઅરબાઇને તાતે માંમેર[૫૫] કરું, જેઓને કો નથી[૫૬]
ચીસર.' ૨૭૫
વિમાશી વિમાશીને[૫૭] સાસુએ કહ્યું, 'નણદની નાણદી
તેહને આપવૂ રહ્યું.'

---

* કૌંસમાં મુકેલી ચાર પંક્તિઓ સં. ૧૭૨૮ની પ્રતમાં છે, પણ સં. ૧૭૫૨ ની પ્રતમાં નથી. જૂની પ્રતમાં મળતી હોવાને કારણે તે ક્ષેપક હોવા સંભવ નથી; આથી તેને મુખ્ય પાઠની સાથે સ્થાન આપ્યુ છે. ૪૨ વધાવિ. ૪૩ મંદિરમાં. ૪૪ ગોત્રજ પૂજવા ગોર આગના દીધ. ૪૫ દીધી. ૪૬ તેણી. ૪૭ પૂજવાનિ. ૪૮ ચાલી. ૪૯ રેહિ પુઠિ. ૫૦ ભરાવે. ૫૧ કીધૂ ૫૨ નારણીક. ૫૩ શ્રીમંતનિ. ૫૪ કરે છિ. ૫૫ માહમેિર બહુ. ૫૬ જેહેઓ મે પેહિસમણી માંહિ નથી.° ૫૭ વીમાંસીનિ.

કુંઅરબાઇ વચન તે સુણીઉ કાન, 'તેહનો ભાર હું રાખું શાહાન ?'
તાત ઉતારે પુત્રી ગઈ, વિનયવિવેક વીનવીયા જઈ,
'બાપજી,[58] તમે માહામેરુ કર્યું, તે માહિ હજી કાંઇ વીસર્યું.
નણદની નાણદ્રી નાનબાઇ[59] નામ, તેહને[60] એક કાપડુ આપ્યાંનો[61] કામ.' 230

'પુત્રી, તે મુઝને[62] પહેલું એ નવિ[63] કહ્યું ? તે તો મુઝને[64] વિસરી ગયું.
કાં મારા નાથજી,[65] આલસ કરો ? મંદિરમાં[66] શોધીને પરવરો.
પૂરણહારો[67] પૂરી ગયો, હવે નરસિંહો એકલો રહ્યો.
[68] પુત્રિ. કાં આક્રંદ કરે, આજ્ઞા વિના[69] દ્વાર કિમ ઉઘડે ?'
નરસિંહ મેહેતો વાહે[70] છે તાલ, મનમાં સમર્યા[71] શ્રીગોપાલ. 235

એહવી[72] વાણી જ્યારે મેહેતે કહી, પુત્રી મનમા ઝાંખી થઈ.
રીસાવી ઊઠી નીસરી, અંત્રીખથી અમરી ઊતરી.
'લે પુત્રી !' નરસિંહો[73] વદે,[74] આશ્ચર્ય લોક થયું સર્વ રદે.
અંત્રીખ વાણી કહે[75] યદુરાય, 'પુત્રીનૂ[76] પૂરુ કુણે ન થાય.'
'ના રે સ્વામી, પૂરૂ કર્યું, નરસિંહાનુ મેહેણું ટલ્યું.' 240
વેહેવાઇ વેહેવાણો[77] કરે વિચાર,
'નરસિંહ મેહિતો એ કારણ અવતાર;

---

58 પિતા માંહાભેરૂ ભલૂ તહમો કરું. 59 તેહનુ નાનબાઇ.° 60 1672ની પ્રતમાં નથી. 61 આપ્યાનો છે.° 62 તે તાં. 63 શં ન. 64 સખવાં. 65 આલસ. 66 મંદર. 67 ખાઇ પૂરણહારે. 68 પૂત્રી તું કાં આક્રંદ કરે. 69 "કેમ મંદર ઊઘડે. 70 વાહિ. 71 માહામેરુ કીધૂં.° 72 એહિવી. 73 નારસંઘીઉ. 74 આખુજ લોક થૂ આશ્ચર્ય રદે. 75 કહિ જદુરાય. 76 કાહો પૂરૂ. 77 વાદ કરેછિ.

આપણું[78] તે મંદભાગીયાં સહી,
 ૭૯ કરતાં ભાગ્ય[79] પામ્યાં સહી.
જેહને કૃષ્ણ સરખા સજોડ[80];
તેહ વિના (કુણ[82]) પૂરે કોડ ?
ઇમ બોલું સહુ (જસ[83]) વિસ્તરિ,[84]
 કુંઅરબાઇ [85]પીહર સંચરી.[86]

સાસુ નણંદને લાગી[87] પાય,
 સૌભાગ્યવંતી સહુ કહે[88] ત્યાંહ; ૨૪૫
'બાઈ, વહુવર,[89] વહેલાં આવજ્યો,
 પુત્ર જાગી વેહેલાં[90] ભાવજ્યો.'
સહુ કોએ[91] આશીષ જ કહી,
 કુંઅરબાઇ પીહર ચાલી સહી.

તનયા તાતને દે આશીષ,
 'તાત[92] જીવજો કોડ વરીસ.
તમે તો માંહામેરુ ભલું સહુને કર્યું,
 સાસરામાં માહારું ગેહલું ટલ્યું.
દ્વિજ નાગર કુલ ભલે[93] અવતર્યા,
 એકોતર શત[94] કુલ ઊધર્યાં. ૨૫૦
વૈષ્ણવ નામ ધર્યું[95] ભલે[96]
 તો આશા પૂરી સામલે.'[97]

---

૭૮ સં. ૧૭૨૮ ની પ્રતમાં નથી. ૭૯ બે. ૮૦ નાડી. ૮૧ શાખા રામ લેર. ૮૨ સં. ૧૭૨૮ નો પાઠ. ૮૩ સ. ૧૬૨૮ નો પાઠ. ૮૪ વીસતરે. ૮૫ હવાં પીહર. ૮૬ સંચરે. ૮૭ લાગે. ૮૮ કોડ. ૮૯ બાઇ વહુ વહુઅર. ૯૦ ભલાં. ૯૧ એમ આશીસ. ૯૨ બાપજી. ૯૩ ભલિ. ૯૪ ગો. ૯૫ જગત. ૯૬ ભલિ. ૯૭ સામલિ.

પુત્રી કેરાં [૯૮]વાક્ય જ મન્ય ધરી,
[૯૯]તાતજી વાણી ઇમ ઊચરી;
'જ્યા[૧૦૦] તહીંએ નારસિંહો હુતો,
લઘુ વેશે હું પશૂ ચારતો.
કહિણ વાણી[૨] ભાભીએ કહી,
[૩]તેતે એ મન્ય મુહે આવી સહી.
રિસાવી ગયો[૪] [૫]વન્ય મુઝાર,
એકાંત્ય [૬]ત્હે સેવ્યા ત્રિપુરારી; ૨૫૫

મહાદેવ મુહે થયા પ્રસન્ન,
'માગ્ય, માગ્ય' એમ કહ્યૂ વચન્ન.
મેં માગ્યુ, 'સ્વામી આપો એહ',
તમ જાણતાં વલ્લભ જેહ.
દીપા [૭]કરી તમો આપો સહી',
મુઝને[૮] વૃષભે બેસાર્યો ગ્રહી.[૯]
લેઇ ચાલ્યા જહાં શ્રીભગવાન,
રમે રાસ રાધાવર કાહ્ન.[૧૦]
દીઠી તાણે મેં ઉલટે[૧૧] રહી,
હરિલીલા [૧૨]સર્વ દીઠી સહી. ૨૬૦

તે દિનનૂ માહારે ઉલખાણુ,
ગુણુ[૧૩] શંકર પ્રતાપેથી[૧૪] જાણ્ય;
નહી તો માહારી ભત્ય જ[૧૫] કશી,

૯૮ વાક્ય. ૯૯ તાતજીએ વાણી ઉચરી. ૧૦૦ આ[illegible]
૧ લઘુ વેશમાં જ હતો. ૨ કડ વાણુ સુણ્ય(?)નિ. ૩ તો મુજ મત એ આવી સાહી. ૪ ગો. ૫ વન. ૬ °રામરા.° ૭ °કરીને આપૂ સાહી. ૮ મુઝનિ° ૯ ઘઇ. ૧૦ તાહા. ૧૧ ઓલવિ. ૧૨ શરવ. ૧૩ ગુર, ૧૪ પ્રતાપે. ૧૫ ગોવા.

શ્રીહરિ એમ આવિ[16] ઉહરી[17],
ગૂન્ય[18] કરતાં જાય [19]તનયા—નાત,
પામ્યા સ્થાનક પ્રફૂલિત ગાત;
પીહર્ય જઈને માતે[20] મલી
સાથે ભલે જનમી દીકયરી[21],
પાસ્યા[22] લાડ પ્રભુ જુગજીવન,[23]
પાડાપાડોશી કહે[24] ધન્યધન્ય;[25] ૨૬૫

વિષ્ણુભક્તિ કેરે[26] મહિમાંય[27],
આપ્યૂ લાડ[28] કહી કૃષ્ણકથાય.
[29]કલુયુગમાં મોટા[30] મનુહાર,
કેશવ રીઝે કીર્તન સાર[31];
શ્રોતાવકતા[32] પૃછક[33] જંન, પાપી નર[34]શાએ[35] પાવંન.
સુલપ[36] તાલ ને[37] ચોપે બધ,
ભકત કાજ કીધૂ ગોબ્યંદ,[39]

૧૬ આવિઓ. ૧૭ હરી. ૧૮ ગુંજ. ૧૯ તનયા નિ તાત. ૨૦ માનિ. ૨૧ દીકરી. ૨૨ પાલ્યુ. ૨૩ જગજીવન. ૨૪ કહિ. ૨૫ ધન ધન. ૨૬ કેરિ. ૨૭ મિમાઇ. ૨૮ પાળ્યુ પ્રી૦ ૨૯ કુલ જગમાં. ૩૦ મોટૂ. ૩૧ સં. ૧૭૫૨ વાળી પ્રતમાં 'કેમકે રીતે કીર્તન સાર' એવો અર્થરહિત પાઠ છે. સં. ૧૭૨૮ વાળી પ્રતમાં 'કેશવ કીર્તન રીઝે સાર' એવો પાઠ છે, તે ઉપરથી પહેલી પ્રતનો પાઠ સુધારીને મૂકયો છે. ૩૨ શ્રોતાવકતા, ૩૩ પ્રીછક. ૩૪ મોટા પાપીજન. ૩૫ થાઇ. ૩૬ સુલપુષિ [?] ૩૭ નિ. ૩૮ વાગત

## ૪

## નરહરિકૃત

# હરિલીલામૃત

### ચૌપઈ[1]

પર્શોત્તમને કરુ પ્રણાંમ, જે સર્વ ભૂતનો અંતર્જામ;
પરાત્પર પરમાત્મા હરિ, રહ્યો નિરંજન ચરાચર ભરી.
તે ઇષ્ટ દેવ મ્હારો પરબ્રહ્મ,[2] જિ નિરાલંબ નિત્ય નૈકમ;
ધરુ નિરંતર તેહનું ધ્યાન, જે આપે અવિચલ ભક્ત્ય જ્ઞાન.
ક્રિપા કરો રાજા રણછોડ, મુને હરિલીલા ગાયાનુ કોડ;

આપો ઉત્તમ બુધ્ય વિસ્તાર, ગાઉં ગુણ પરબ્રહ્મના સાર.
ગુર ઇષ્ટ દેવનું ધ્યાંન જ ધરૂ, સાધુ પુરૂષને પ્રણાંમ તે કરૂ,
સર્વ ભૂતને નામૂ શીશ, જય જય જય જય[3] શ્રી જગદીશ
ભક્તિજ્ઞાન જ્યહા આત્મવિચાર,[4] તે હરિલીલા અમ્રિત અતિ સાર;
હરિરસના રસિયા જન જેહ, સદા પર્મપદ પામે તેહ.

પ્રથમે પ્રણમુ નિરંજન દેવ, આદિ શક્તિ કરે જહની સેવ;
અનિર્વચનો અકલ અરૂપ, પરાત્પર પરબ્રહ્મ સ્વરૂપ.
આપણપાના આનંદકાજ, નિજ સકત્ય પ્રગટા મહારાજ;
પરમાત્મા પરશોત્તમ જેહ, પ્રગત્ય–પુરષનો કારણુ[5] તેહ.
પ્રગત્ય–પુરષ નિમત્યે કરી, ત્રિબિધ પ્રકારે વસ્તુ બિસ્તરી,

---

1. રાગ આસાવરી ॥ દેશી ચાલની ॥ ચૌપઇ ॥ 2. પર ગ
3. જય જય જય. 4. આત્માવિચારો. 5. કારણું.

કાલ કર્મ સ્વભાવ જીવ હોય, પેહેલ બીહ રૂપેં બ્રહ્મ સોય.
કર્મ રૂપે પ્રગટ બ્રહ્મ કરે, કાલ રૂપે બ્રહ્મ સર્વ સંખરે;
સ્વભાવ રૂપેં બ્રહ્મ સર્વ ધરી રહ્યો, જીવ રૂપે બ્રહ્મ ભોગતા થયો.
ઇમ આપણુપેં બ્રહ્મ કરે આનંદ, ભોગ્ય ભોગત પરમાનંદ;
અનેક નામ રૂપ ગુણ કર્મ, સર્વ ભાવેં સોભિ પરબ્રહ્મ. ૨૦

તે પરમપુરુષને કરૂ પ્રણામ, સર્વ અંતર્યામી પર્ણ રામ;
પ્રથમે વૈરાટ શરીર તેણે ગ્રહ્યું, વિશ્વ સમસ્ત જે માંહે રહ્યો.
પ્રકૃત્ય મહતત્વ અહંગુણ ત્રય, ભૂત માત્રા ઇંદ્રી અંતરકર્ણ;
પ્રાણ નાડચ ધાતુ વલ દેવ, એ સર્વ સમુદાય નિર્મ્યો અમ્મેવ.
અર્ધ–ઉર્ધ મધ્ય રચના કરી, પિંડ બ્રહ્માંડમિ નિર્મ્યાં શ્રીહરિ; ૨૫

ગુણવિભાગે સરજે સહુ, દેવ માનુશ તિર્જક જંત બહુ.
પરા પશ્યંતી મધ્યમા વૈખરી, સ્થૂલ સૂખ્મ રૂપે શ્રીહરિ;
વિશ્વ ચરાચર્ય જે માંહે રહ્યો, તે વિરાટરૂપ ભગવંતનું કહ્યું.
ઉપજે સમે રહે વસ્તુ માહે[૬] સર્જ કોય, એ સદા સર્વદા ઇમજ હોય;
અજ્ઞાને ભાસે ભિન્ન ભિન્ન, આત્માજ્ઞાને ન દીસે કો અન્ય. ૩૦

કનકકુંડલ, જલલહરી ન્યંમ, વિશ્વ સમસ્ત જાણો જન ત્યમ;
જગત સર્વ બ્રહ્મમય જાણ્ય, નરહરિ એહવો અનુભવ આણ્ય.
પુરુશાઅવતાર આદિએ કહ્યું, સકલ લોક વ્યાપી જે રહ્યો;
વલી અંસ કલાય હરિ કરે સનકર્મ, લોક માંહે પ્રવર્ત્તાવે ધર્મ.
લીલા અવતાર અસંખ્ય હરિ ધરે, અને સાધુ ધર્મની રક્ષા કરે; ૩૫

દુષ્ટ અધર્મનો કેડે ઠામ, રૂપ ધરી હરિ કરે એહ કામ.
વલી ભક્તને કારણ્ય શ્રીહરિ, કરે દિવ્ય લીલા અદ્ભુત તનુ ધરી,
પ્રભુજીને છે સર્વ સમાન, પણ ભક્તને સુખ આ ભગવાન.
ભક્ત અચ્યુતને શર્ણ જ રહે, અન્ય વારતા ક્યમે ન કહે;
ભક્ત વિષે પ્રગટ ભગવંત, ઇમ વદે વેદપુરાણ સીધાંત. ૪૦

૬. મહે.

નર-નારાયણ રૂપે કરી[7] દુષ્કર તપ કરે શ્રીહરિ,
રહ્યા ધર્મ પ્રગટ તે કરે, લોકસુખાર્થે હરિ તપ આચરે
સનકાદિક રૂપે પરબ્રહ્મ ધરે નૈષ્ટિક બ્રહ્મચર્યનો ધર્મ,
સદા જ્ઞાન ધ્યાન પર ધીર, જટાજુટ લઘુ નગન શરીર
કપિલ રૂપ ધરી ભગવાન પ્રગટ કીધું તે સાંખ્ય[8] જ્ઞાન, ૪૫
માતાનો ઉપદેશ કરી, મુક્ત માર્ગ દેખાડ્યો હરિ
દત્તાત્રે રૂપે દેહ ધર, કર્યો અદ્વૈત જ્ઞાન તણો ઉપદેશ,
યદુ પ્રહ્લાદ અલર્ક મિષ કરી આત્મવિદ્યા વિસ્તારી હરિ
હંસરૂપ મહારાજે ધરું અને ખીરનીર તે અલગું કરુ,
અગત્ય-પુરુષ કર્યા ભિન્ન ભિન, સનકાદિકનું મનાવ્યું મન ૫૦
હેગ્રીવ રૂપ ધરુ આદિ દેવ, મધુ-કૈટભ માર્યા અજમેવ,
બ્રહ્માને વેદ આપ્યા હરિ, ધર્મકર્મની પ્રવર્ત્ય જ કરી
હરિરૂપ ધરુ વૈકુંઠરાય, ગજેન્દ્રની તો કીધી સહાય
ગરુડ તજી આવ્યા ગોવિન્દ, ગ્રાહ-ગજેન્દ્રના કાપ્યા બંધ
હરિ નારદનું રૂપ તે ધરી, વિષ્ણુભક્તિ તે પરગટ કરી, ૫૫
અનેક સાધુને દીધો ઉપદેશ, ટાળ્યા તેહના કર્મ કલેશ
વ્યાસરૂપ મહાવિષ્ણુ ધરુ, વેદ મથ્યું વેદાંત તે કરુ,
શાસ્ત્ર પુરાણ ઇતિહાસ ઉચર્યા વર્ણાશ્રમ ધર્મ પ્રગટ તે કર્યા
ધનતર રૂપ ધરુ જગદાધાર, આયુર્વેદનો કર્યો વિસ્તાર,
વ્યાધ સમાવ્યા ત્રિભુવન સ્વામિ, સમસ્ત ઉપધિના ધરાવ્યા[9] નામ. ૬૦
મોહની સ્વરૂપ કરુ મહારાજ, દેવસમસ્તનો કીધો કાજ,
અસુર સર્વ બનાવ્યા ભગવાન, સુરને કરાવ્યા અમૃતપાન
પૃથુરૂપ ધરુ પરબ્રહ્મ, ધરા દોહી વરતી કરી ધર્મ,
પ્રાણી માત્ર તણું દુખ હરુ, મહાપુરુષનું અર્ચન કરુ
ઋષભદેવનું રૂપજ ધરી, પરમહંસ મત્ય દેખાડી હરિ, ૬૫

---

૭ કરિ ૮. સાંખ્ય ૯ ના ધરાવ્યુ

પુત્ર-પ્રજાને કહો પર્મ ધર્મ, સ્વે આચરૂં માર્ગ નૈકમ.
મનુરૂપ ધરૂં બૈકુંઠ ધણી, પ્રવર્ત્ય કરી કાયાકી સૃષ્ટ તણી;
યજ્ઞ કરી જન્મ્યા ભગવંત, રમૃત્ય કહી મુકાવ્યા જંત.
જનાર્દને જનરૂપ જ ધરું, મનવંતરનું પાલણ કરું;
સ્વયંભૂ મનવંતર[10] તાં જેહ, યન્ય રૂપે પાલ્યો હરિ તેહ. ૭૦

મચ્છરૂપ ધરૂ દેવાધિદેવ, રાય સત્યવ્રત રાખ્યુ અસ્મેવ;
ધરા નામ મહાઅંગ તે ધરી, વધુ શંખાસુર, વેદ વાલ્યા હરિ.
કચ્છપરૂપ ધરી ભગવાંન, ગિર ફરતાં સુખ પામ્યુ નિધાન;
ખીરાબ્ધિ મથિયો જગદાધાર, કાઢયા ચૌદ રત્નશુ લક્ષ્મી[11] નાર્ય.
વારાહ રૂપ ધરૂં ભગવંત, હિરણ્યાક્ષનો આણ્યું અંત; ૭૫
પૃર્થ્વી રસાતલથી ધરી, લક્ષ્મીવરે લીલાયં ઊધરી.
નૃસિંહરૂપ નિરંજને ધરૂં, હિણ્યકસ્યપનું વિદારણ કરું;
અનેક સંકષ્ટથી તે બાલ રાખ્યુ પ્રહલાદ હરિ તત્કાલ.
બામનરૂપ ધરી બલ છેતરૂં, સુરપત્યનો પક્ષ હરિ કરૂં;
ત્રહો ક્રમે[12] સર્વસ્વ હરિ લીધ, દેવકાજ એણી પેરે કીધ. ૮૦

ફરસરામનું[13] રૂપ જ ધરી, નક્ષત્રી પૃથ્વી સર્વ કરી;
ધનુર્વેદ ભણી ભગવંત, દુષ્ટ રાજાનો આણ્યો અંત.
રામરૂપે રાવણ વધ કીધ, પુરી અજોધ્યા x વૈકુંઠ કીધ;
અનેક પરાક્રમ કીધા ઘણા, ધર્માચર્યું શ્રીરામજ તણા.
હવે કહું કૃષ્ણ અવતાર,. જેણે પૃથ્વીનો ઊતાર્યો ભાર; ૮૫
અનેક લીલા પરાક્રમ કરી, કહી ગ્નાન સ્વધામ્ય ગયા હરિ.
બુદ્ધ રૂપ ધરી ભગવાન, બૈઠા પ્રભુ ધરી જોગધ્યાન;
જોગપંથનું કર્તવ્ય કહ્યુ, સતપુરુષે સમ્યકતે ગ્રહું[14]
કલંકીરૂપ ધરી અબ્બનાશ, દુષ્ટ અધર્મનો કરસે નાશ;
વિશ્વને સુખ આપે શ્રી હરિ, લીલા અવતાર અનેક તે ધરી. ૯૦

૧૦. ધનવંતર. ૧૧. લ્ગી. ૧૨. ક્રમેં. ૧૩. ફરસરામનું. ૧૪. ગ્રહ્યું.

અનંત લીલા અનંત અવતાર તે કહતાં ક્યમે ન આવે પાર;
હરિ વિશ્વ સરજે પાલે સંવરે, આપણી ઇચ્છાયે ઇમ કરે.
કહ્યા સંખેપે લીલા અવતાર, પુરાણ વિષે પ્રગટ વિસ્તાર;
હરિની ગત્ય તે જાણે હરિ, કહે નરહરિ નમીએ ફરી ફરી.
નિરાલંબ નિર્ગુણ નિરાકાર અનિર્વચની અકલ અપાર; ૯૫

તે કહવો કોણે ન જાયે કહ્યો, જે સર્વ નિરંતર વ્યાપી રહ્યો.
'નેત નેત' કરતા જે રહે, ઉત્પત્ય સ્થિત્ય લય નિયમ ત્યહાં કહે;
જેહનિ આદ્યઅંત નવ્ય હોય, પરાત્પર પરમેશ્વર[૧૫] સોય.
સર્વભૂત માંહે ચૈતન્ય જેહ, કૈવલ્ય બ્રહ્મ જાણે જન તેહ;
શબ્દાદિકને ગ્રહે જે કોય, જાણો જન પરબ્રહ્મ તે સોય. ૧૦૦

જન રુપે જાણો હરિ તે દૂરિ, નખાગ્ર કેશાગ્ર રહ્યો ભરપૂર;
બાહ્ય મધ્ય વ્યાપક તે ઇશ, જાણનહાર જાણો જગદીશ.
સદ્ગુરને ઉપદેશે કરી, સેવો સદા પરશોત્તમ હરિ;
મેહલી મન તણા તે વિકાર, ભાવે ભજીયે જગદાધાર.
નિરગુણ સગુણ[૧૬] તે એક પરબ્રહ્મ, સમઝો સમઝુ એહેજ મર્મ; ૧૦૫

. વાદવિવાદ વિષમ બુધિ તજો, હરિ જાણી ભાઈ સર્વને ભજો.
ભાવે સગુણની કીજે સેવ, કે ભજીયે નિરંજન દેવ;
અહંતા મમતા મનથી જો જાય, ત્યારે ભજન સંપૂર્ણ થાય.
જ્યહા લગે મનમાહે હતું લેશ, ત્યહા લગે ભોગવે કર્મ કલેશ;
ગુરુ શાસ્ત્ર સંત સંગે કરી, દ્વૈત બુધ્ય તે મૂકો પરહરી. ૧૧૦

વસ્તુ વિચાર રહે ધરે જન, હરિ જોતા સ્થિર થાયે મંન;
ગુણદોષ દ્રિષ્ટ તે તજો, સર્વાત્મભાવે હરિને ભજો.
આત્મા વિના અન્ય નહી કોય, જત્ કિંચિત્ કેવલ બ્રહ્મ સોય;

૧૫. પરાત્પર પરમેશ્વર. ૧૬. સર્વજ્ઞ.

જેહને નિરંતર અનુભવ એહ, પરમપુરુષ નારાયણ તેહ.
એહ જોગ આવે તેહને, પ્રભુ અંદી મન વસ્ય જેહને; ૧૧૫

નિર્મલ બુદ્ધિ ભજે ભગવાન, તેહને આવે બ્રહ્મજ્ઞાન.
બ્રહ્મજ્ઞાનનું લક્ષણ કહું, બુધ્યમાને જેહવો લહું;
કાંઇ તજતાં ગ્રેતાં[17] આવે બિજ્ઞાન, વિજ્ઞાને હોવે દ્રષ્ટ સમાન.
કામ ક્રોધ લોભ નો હોય જેહને, બ્રહ્મવેત્તા કહીએ તેહને;
મોહમદ મત્સર નહી અભિમાન, ત્યહાં જાણો પ્રગટ જન બ્રહ્મજ્ઞાન. ૧૨૦

રાગ દ્વેષ ભૂતદ્રોહ પરહરે, કહની અસૂયા કદમે નવ્ય કરે;
પરવંચના કપટ લીલ્ય નહી, બ્રહ્મજ્ઞાન તે જાણો સહી.
માયા મમતા જીવજાનો ત્યાગ, વિરેભોગ વિરે વૈરાગ્ય;
હંસ્યા નંદ્યા સંગે નિર્ફેપણું, બ્રહ્મવિદનું લક્ષણ એહ ભણો.
દંભ પાખંડ હેતવાદ ન કરે, નિઃસ્પ્રધ આચર્ણ સર્વ પરહરે; ૧૨૫

જેહને કહી શું ન બિરૂધ, તે નર નિશ્ચે જાણો પ્રબુધ.
અભક્ત ખલને સંગ્ય નવ્ય રહે, મિથ્યા કથન ક્યમે નવ્ય કહે;
ઈંદ્રી ઉનમાર્ગ નવ જાય, શાસ્ત્ર બ્રહ્મવિદ તેહને ગાય.
વિષેબિકુલ ન થાએ અંગ, કનક કામ્યનીનો છંડે સંગ;
ઓગીન શું જેહને સ્નેહ નહી, સાધુ પુરુષ તે જાણો સહી. ૧૩૦

એવમાદિક જે દોષ અનંત, તેહનો સંગ કરે નહી સંત;
જેણે ગુણે આવે બ્રહ્મજ્ઞાન, તે ગુણને સંત દે સનમાન.
પવિત્ર થલ એકાંત જ રહે, સત સંતોષ શમદમ મૌન્ય ગ્રહે;
બિબેક બિચાર બેરાગ્ય બિને ધરે, વિધિવત બ્રહ્મચર્ય આદરે.
કરે ભક્ત્યભાવે હરિગુરની શેવ, મેલ્હી સદા અષ્ટ મદ અહમેવ; ૧૩૫

બાહ્ય આભ્યંતર પવિત્રજ રહે, કોમલ સ્વભાવ અંતરગત ગ્રહે.
ક્ષમા સાંત અનુદ્વેગજ પણું, વહાલૂ એક હરિ નામ તે ઘણું;

---

૧૭ ગ્રતાં.

અલ્પ આહાર દૃઢ આસન કરે, ઉભે ઇંદ્રી નીત પ્રહરે
પ્રાણ અપાન નિરોધે ગત, મન બુધ્ય અહં ત્યજે ચિત્તનત,
ત્રિગુણ તજી તુરીયા ધરી રહે, જ્ઞાનાગ્નિ સ્થૂલ સૂક્ષ્મ દહે ૧૪૦

વળી જ્યોત ધારણાયં કરી, રહે નિરંજન ધ્યાન તે ધરી,
ધન શૂન્ય થઇ રહતા લક્ષ, ભાસે જ્યોતિ પ્રગટ પ્રત્યક્ષ
કહું અર્ક પાવક તે નહી, ના સરોદિત પૂરણ સહી,
આદ્ય મધ્ય નિરંતર સોય, તેહ તુલ્ય ઉત્કૃષ્ટ ન કોય
નિરાલંબ પરમાત્મા જેહ તે માંહે લય પામે જેહ, ૧૪૫

લય પામ્યો તે જાણો સહી, જે પુનરપિ દેહ મહે આવે નહી
વિદેહ તે નિરાશ્રય રહે, આકાશવત્ નિગમ તે કહે.
જેહને ઉપાધ્ય૧૮ સ્પર્શ ન હોય, વિદેહ આત્મા જાણો સોય
વિદેહ તણો, ભાઈ, એહ વર્તમાન, નહી હર્ષ શોક મમતા અભિમાન,
સ્તુત્ય નિંદા માનાપમાન૧૯ શુભાશુભ સુખદુખ સમાન ૧૫૦

અનેક ઉપદ્રવ કે બહુ જેહ, વિદેહ વિષે વર્તે નહી તેહ,
યમ આકાશને સ્પર્શે નહી કોય, ત્યમ વિદેહ નિર્લેપ તે સોય
તે પક્ષપાત કહનો નવ કરે, એક આત્માભાવ નિરંતર ધરે,
અન્યભાવ ઉપજે નહિ કિનો, વિદેહતણો અનુભવ કે ઇનો
સર્વત્ર સર્વ વિષે સમવંત, નિરખે નિરંતર એક અનંત, ૧૫૫

અંતરવાસી વ્યાપક રામ તે વિણ કાનો નહી કો ઠામ
સ્થાવર જંગમ રૂપે હરિ એક અસત બહુ પરે વિસ્તરી,
જ્યહા જેહવો ત્યહા તેહવો હોય, અસલ પુરુષ પરમાત્મા સોય
સત્ય સ્વભાવ રૂપ ગુણ કર્મ, સર્વ નામે સોહે પરબ્રહ્મ,
દ્રશ્ય અદ્રશ્ય સર્વે ભગવંત, ઇમ કહે મે સદગુર સાધાત. ૧૬૦

---

૧૮ ઉપાધ્ય ન ૧ માનાઉપમાન

પંડ્ય બ્રહ્માંડ બ્રહ્મ રહે ભરી, જુઓ તંતુપટ વિચાર તે કરી;
તંતુ વિના પટ કહે જન કોય, ત્યમ બ્રહ્મ વિના એ વિશ્વ ન હોય.
તંતુ પટ અને પટમાંહે તંતુ, સઘલે સમ દેખે તે સંત;
બ્રહ્મ બ્રહ્માંડ, બ્રહ્માંડ માંહે બ્રહ્મ, ઇમ જાણે તે નર નેકમ.
તે સદા આનંદ, સદા સુખરૂપ, જે સઘલે ન્યહાલે બ્રહ્મસ્વરૂપ; ૧૬૫
અનુભવ જ્ઞાન કેવલ એ કહું, વિરલે જોગેંદ્રે જે લહું.
અનેક સાધન બોલ્યા જેહ, અનુભવ કારણ જાણો તેહ;
અનુભવે સાખ્યાત તે હોય, નહીતર પૂર્વવત્ સર્વ કોય.
અનુભવ અર્થે જન તે કરે, દ્વૈતભાવ સર્વે પરહરે;[૨૦]
એ પરમાર્થ, એ નિજજ્ઞાન, જે સર્વ નિરંતર દ્રષ્ટ સમાન ૧૭૦
આત્મભાવ સઘલે આણવો, જાણનહારો હરિ જાણવો;
ઉત્તમ ધ્યાન સમાધ્ય લય સોય, જે અર્ધ ઉર્ધ મધ્ય પરબ્રહ્મ જોય
જે સર્વને વંદે ફરી ફરી, નિજ જ્ઞાન નિજ ભક્ત્ય એ ખરી;
જ્યારે ક્રિપા કરે ભગવાન, ત્યારે આવે એ તત્ત્વજ્ઞાન.
હરિ ક્રિપા જાણો જન તેહ, ઉત્તમ ભાવ રદે ઉપજે જેહ; ૧૭૫
કરતાં બિધ્ય નક્ષેદ સાધન, હોય નિર્મલ નિશ્ચલ શાંત તે મંન.
શાંત વિષમતા પામે ન ક્યમે, જે ઉપજે તો પાછો વલી સમે;
બાહ્ય આભિંતર આત્મા જોય, આત્મા સમ તે ભણિયે સોય.
એ અનુભવ જન રદયા ધરો, અવર ભાવ સઘલો પરહરો;
વલી વલી કીજે એહ અભ્યાસ, હરિ ભજીએ, તજીએ અહંઆશ. ૧૮૦
સતશાસ્ત્ર તે એહવું વદે બ્રહ્મભાવ જન રાખો રુદે;
બ્રહ્મભાવે હોય ભવપાર, ઇમ કહે જન નરહરિ બારંવાર.
ઇમ કરતાં આનંદ અતિ હોય, વાણીયે ન ક્હાવે સોય;
મન બુધ્યે ચિંતવ્યો નવ્ય જાય, અદ્ભુત લાભ અલૌકિક થાય.
જેણે લાભ સુખ હોયે અતિઘણું, તે સુખ કહો કેઇ પેરે ભણું ? ૧૮૫

૨૦ પરહરો.

જે સુખ તુલ્ય અવર્ય સુખ નથી, જોઉ વિવિધ પેરે મેં મથી.
તે સુખતુલા ન આવે મોક્ષ, તો કેણુ કશા જોગ પ્રત્યક્ષ પરોક્ષ ?
તે સુખને પામ્યા જે કોય, મહાદુઃખે ચસે નહીં સોય.
તે સુખ કારણ[21] જોગી જંન, અહર્નિશ કરે અનેક જતન;
જે સુખ આદિ સકલ અનુભવે, જે સુખથી મુલ પુરુષ[22] ન ચવે ૧૯૦
જે સુખ નિગમ નિરંતર ગાય, ઉલટ તેહને અંગ ન માયે,
જે સુખનું શંકર ધરે ધ્યાન, વળી ઉમયાને કરાવે પાન,
જે સુખ મહાવિષ્ણુ જ રમે, જે સુખ મહાલક્ષ્મીને ગમે,
જે સુખ પામ્યો પ્રજાપત્ય દેવ, આદિ વ્રિગુની કરતાં સેવ,
જે સુખ સેસ સહસમુખ ભણે, અતિ આનંદ અંગ્ય તેહ તણે ૧૯૫
જે સુખ નારદજીએ લહ્યું, બ્રહ્માયે શ્રીમુખ તેં કહ્યું,
જે સુખ પામ્યો વેદવ્યાસ, બોધ જથારથ હવો પ્રકાશ;
જે સુખ શુકદેવ જ્યોગી ગ્રહી રહ્યો, તેણે કરી અવધૂત તે થયો,
જે સુખ પામ્યુ પરીક્ષત રાય, અને સદગુરુ વિષ્ણુ તણે પસાય;
જે સુખ સનકાદિક મન ધર્યું, અનંત જીવનું અર્ચન કર્યું, ૨૦૦
જે સુખ મૈત્રને કહ્યું હરિ, વિદુરભક્ત નૈમેષાંતર કરી,
જે સુખ અર્જુનને આપીઉ, મોહજાલ સઘલું કાપીઉ,
જે સુખ પામી વ્રજસુન્દરી, વદાબન માંહે બેહાર તે કરિ,
કુરુક્ષેત્ર માંહિ મનાવું મન, વ્રજવનિતા ત્યહાં હવી મગન,
જે સુખ ઉધવજીને કહી પ્રભુ સ્વધામ પધાર્યા સહી, ૨૦૫
સુખ સ્વરૂપ તે શ્રી ભગવાન, વૈષ્ણવજન ધરે નિત્ય ધ્યાન.
જે સુખ જાણી જનકવિદેહ, રાજ્યભોગે ન લેપાયો તેહ,
જે સુખ કારણ પ્રિયવ્રતરાય. ભોગ તજી વસિયો વનમાંહિ.
જે સુખ કહ્યું કપિલમુનિ સાર, સુણી દેવહુતી હવા તદાકાર,
જે સુખ[23] રામે શણ્યુ એકાંત, વશિષ્ઠનું નિશ્ચય કર્યું સ્વાંત, ૨૧૦

૨૧, કાપ્યર્ય. ૨૨ પુરુ. ૨૩ સુખી.

જે સુખ શ્રીમુખ કહ્યુ શ્રીરામ, પામ્યુ હનુમાન તે નિશ્ચલ ઠામ,
જે સુખ વિષે દત્તાત્રય મુનિ મગ્ન હવા, શમિ દૃઢ ધ્યાનિ,
જે સુખ નરનારાયણ ઋષી નિશ્ચળ તપ કરે તે સહી,
જે સુખની ઇન્દ્રાદિ દેવ નિતિ ઇચ્છા કરે અમેવ,
જે સુખ અર્થે ઋષીશ્વર બહુ ક્રિયા જોગ આચરે તે સહુ, ૨૧૫
જે સુખ કારણ[24] શિવ જતન જ કરે, એકાંત રહે ધ્યાન ધારણા કરે
જે સુખ શિવે સ્કંદને કહ્યુ તેણે કરી મન નિશ્ચિન્ત થઉ,
જે સુખ પરચ અપાર રહ્યુ ભરી પગ પામીજે ગુરુભક્તિ કરી
અને જોગી છે અતિઘણા, અહર્નિશ ભોગી તે સુખતણા,
અંત સદા તે સુખ માહે રમે અને કો કાળે ક્યારે નવ ક્યમે ૨૨૦
ઇંદ્રી થી અગોચર જેહ અનુભવી અનુભવે લહે સુખ તેહ
અનુભવ વચન જે કરે કોટય કર્મ તે સુખનો તે ન જાણ્યુ મર્મ
સાચો અનુભવ એ જ સહી હરિ વચન બીજુ ભાસે નહી,
એ અનુભવ અંતર્ગત આણ્ય, હરિસુખ નરહરિ અનુભવ નિર્વાણ્ય
હરિસુખ પામે સમે સર્વ કામ હરિસુખ પામે રહે મન ઠામ્ય ૨૨૫
હરિસુખ પામે ત્રિગુણ તે ગળે હરિસુખ પામે હુ તુ ટળે,
હરિસુખ પામે અનીત્ય તજે, હરિસુખ પામે હરિને ભજે
હરિસુખ પામે શમે વિકાર, હરિસુખ અંતઃકરણ ઉલ્લાકાર,
હરિસુખ પામે ઊર્મિ ન હોય, હરિસુખ સ્મરત સંતનો ખોય
અનેક પ્રપંચ ઇચ્છા કર્મ બહુ, હરિસુખ પામે સમે સઘ સહુ ૨૩૦
ધર્મ અર્થ કામ અને મોક્ષ જોગ સીધ્ય સુખ પ્રતક્ષ પારોક્ષ
હરિસુખ આવે એક દુઃખ જાય હરિસુખ લગન તણો ભગ થાય
હરિસુખ ને અનુભવે જન જેહ દગ્ધપટ જાણો તે દેહ
હરિસુખ પામે વિરુધ ન રહે ઊંચનીચ તે ક્યમે ન લહે
હરિસુખ પામે હરિરૂપ હોય જગત સર્વ ચિદ્રૂપ તે જોય, ૨૩૫

હરિસુખ પામે ભિક્ષુક ને ભૂપ, હરિસુખ પામે વિશ્વ હરિરૂપ
હરિસુખ પામે સેવક ને સ્વામ્ય, ભાગે સચરાચર અંતરજામ્ય,
હરિસુખ પામે અસુર ને સુર, તે સર્વને પેખે હરિ ભરપૂર
હરિસુખ પામે ઉસ્ન ન સીત, હરિસુખ પામે ટને ભયભીત,
હરિસુખ પામે નહ મુક્ત્ય બંધ, હરિસુખ પામે પરમાનંદ ૨૪૦
હરિસુખ પામે ટરે ત્રય તાપ, હરિસુખ પામે ન રહે પુન્ય પાપ,
સ્વર્ગ નર્ક અનેક ફંદ જેહ, હરિસુખ પામે ન રહે તેહ
જન્મમર્ણ ભાગે ભવમર્મ, હરિસુખ પામીજે પરબ્રહ્મ,
હરિસુખના સુખનો નહી પાર, વનો વની[૨૫] નિગમ કરે નિરધાર
મહાજનનો કરતા, ભાઈ, સંગ, હરિસુખ વિષે ઉપજે અત્ય રંગ, ૨૪૫
સતસંગે હરિસુખ પામીયે, ઇમ કહે નિસે ગુરુસ્વામિને
યમ રત્નખાણ્ય માંહે રત્ન રહે સોય, ઇમ હરિસુખ સત સંગત્ય વિષે હોય,
હરિસુખને ઇચ્છે જેહ જન, તેણે રાખવું સત સંગે મન
સંત તણી સશ્રૂષા કરે, સંતતણાં વચન મન ધરે
સાધુરુપ તે પર્મનિધાન, હરિસુખ તે આપે તતકાળ ૨૫૦
સાધુ પુરુષ કહીયે તેહને, અત્ય ઉત્તમ ગુણ વર્ત્તે જેહને,
દીપા ધરે, દ્રોહ બુદ્ધ પરહરે, ક્ષમા સર્વદા અંગીકરે
સત્ય સાર બોલે તે સદા, ઉન્માર્ગ હીંડે નહી કદા,
શમોગુણ ધરે, સમ સર્વે જોય, પરોપકાર વિષે તત્પર હોય
કામાદિકે હણાયે નહી, ધીર પુરુષ તે જાણો સહી, ૨૫૫
ઉભેય ઇંદ્રી વશ્ય તે કરે, સુમારગ્ય જાતાં સચરે
નવનીતવત્ રહે જેહનું, સાધુ પુરુષ નામ તેહનું,
બાહ્ય અભિંતર્ય પવિત્ર તે રહે, હરિચર્ણ અર્ચ્ય કાંઈ નવ્ય ચહે.
ઈહા ન ઉપજે જેહને કદી, સંત તણી દશા છે અસી,
સંત તે સદા કરે અલ્પ આહાર, જેણેં ન ઉપજે વિકાર ૨૬૦

૨૫. વની.

શાંત સ્વભાવ સંતનો જાણ્ય, જે કલ્પે નહી હોય લાભ હાણ્ય;
સ્થિરતાનં અવિઘ્નૈ સંત, ચલે નહી જેહનું કીધે અંત.
સંત સદા હરિસર્ણુ જ રહે, અન્ય વાર્તા ગ્રહે ન કહે;
મુનનશીલ મુનિ તા તેહ, હરિસ્મર્ણુ થકી ચલે નહી જેહ.
અપ્રમત તે સાધુજંન, જેહના અષ્ટમદે વિકુલ ન હોયે મંન; ૨૬૫

સાધુ સમુદ્રવત્ ગંભીર, ધૈર્ય્યવાન તે કહીયે ધીર.
ષડ્ ઊર્મિ, ષડ્ ભાવવિકાર, તે ન કરે સાધુ અંગીકાર;
સંત તજે મમતા અભિમાન, સંત સર્વને દે સનમાન.
કલ્પવૃક્ષની પેરે જેહ સર્વને સુખ આપે, ભાઇ, તેહ;
મિત્ર ભાવ મન માહે ધરે, સંત સદે હિત આચરે. ૨૭૦

કરણા સઘલે આણે સોય, આત્મ તુલ્ય માને સર્વે કોય;
સંત ઉપગંત કદિ[૨૬] કોપે નહી, જે સઘલે પેખ્યહ્મ જાણે સહી[૨૭]
એહવા સંતનો કરતાં સંગ, હરિસુખ પામે, સીતલ હોયે અંગ;
એવમાદિક લક્ષણ ગુણ બહુ, સંત વિષે વર્તે તે સહુ
સકલ સાધન તણુ ફલ એહ, જે સતસંગત વિષે ઉપજે સ્નેહ; ૨૭૫

સંત સંગે સંસાર તે ટલે, સંત સગે જીવ બ્રહ્મ માહે ભલે.
હરિ ગુર શાસ્ત્ર નિગમ ઇમ કહે, સત સગે અઘના ઓઘ દહે;
સંત સંગે સદ આવે જ્ઞાન, સંતસંગે સુખે મલે ભગવાન.
તજો પ્રમાદ સંતસંગત્ય કરો, આત્મભાવ નિરંતર ધરો;
વલી વલી કીજે એ અભ્યાસ, કર જોડી કહે નરહરિદાસ. ૨૮૦

હરિલીલાયંમૃત ગ્રન્થ એ સુણો, હરિલીલાયંમૃત ગ્રન્થ એ ભણો;
હરિલીલાયંમૃત અનુભવે જેહ, અજે પર્મપદ પામે તેહ.
રૂપરંગ જયહા વર્ણુન નેત્ર, નિર્ગુણ નિરાકાર અલેપ;

૨૬. કવિ. ૨૭. સોય

સ્થૂલ સૂક્ષ્મ લઘુ દીર્ઘ ન હોય, અેિ પર્મપદ પામે સોય
પંચ પંચ માંહે જે પરવરે પંચ પંચ જેહને સ્પરશ ન કરે; ૨૮૫

જે કેહવો કોણે કહ્યો નવ્ય જાય, પર્મ પદ મહાપુરુષ તે ગાય.
પાવક સસી જ્યહા નહી સર, તે પદ સઘલે રહ્યું ભરપૂર;
ગ્રહ તારા નક્ષત્ર જ્યહાં નહી, તે અેિ પર્મપદ જાણો સહી.
દિવસ રાત્ર જ્યહા નહી સંધ્ય, અેિ પર્મપદ તેહજ વંદ્ય;
જાગ્રત સ્વપ્ન સુષુપ્ત તુરી, તે પદ વાણી ન સકે ઉચરી. ૨૯૦

પરાત્ પર પર ભણિયે જેહ, નિરાલંબ પર્મપદ તેહ;
આદ્ય અંત જ્યહા મધ્ય ન માન, ત્યહા નહી કો કાલે દ્વૈતનો ભાન.
જ્યહા પ્રગત્ય ગુણ નહી પ્રપંચ. કાલ કર્મ જીવ સુભાવ ન સંચ;
અવિદ્યા માયા નહી, ચિતસક્તિ નામ, નિર્ગુણ નહી ત્યહા ધામ[૨૮]
શેષ અશેષ ત્યહા નહી વિશેષ, ક્ષર અક્ષર રહિત અશેષ; ૨૯૫

નાદ બિંદુ કલા નહી જ્યોત્ય, સદા સદોદિત અકલ અદ્યોત.
મહાચૈતન્ય ચિદ્રૂપ ચિદાકાશ, એ આ તે ઘટ પ્રકાશ;[૨૯]
જ્યારે ગુર કહે ગુર ભાગ. ત્યારે લહે જન મૂક્યો માગ.
સદ્ગુરની રાખો રુદે સાંત, છાંડો મદ મચ્છર અભિમાન;
આત્મા વિષે પર્મપદ જેહ, આત્મ દષ્ટિ અવિલોકો તેહ. ૩૦૦

જે જોતાં જોવનહારો ટલે, વસ્તુ વસ્તુમાંહે જે ભલે;
ભજનાનંદ ભોગવે જે અંત, જે પૂરણાનંદ મહા હોય મગંન.
ધ્રુવ પ્રહ્લાદ પ્રમુખ જન બહુ, તે પૂર્ણાનંદ પદ પામ્યા સહુ;
તજો પ્રમાદ સાવધાન જ થઈ, ભજનાનદ[૩૦] રહો રુદે ગ્રહી.
ક્ષુદ્રાનંદ તે તત્ક્ષણ ટલે, જો મન ભજનાનંદને મલે; ૩૦૫

૨૮. આ ચરણમાં અક્ષરો ખૂટતા લાગે છે. ૨૯. આ ચરણમાં પણ અક્ષરો ખૂટતા લાગે છે. ૩૦. ભજનાનદન."

સુણે કથા શ્રીરંગ તણી, રૂદે આણે શ્રદ્ધા અતિ ઘણી.
હરષે ગોવિંદના ગુણ ગાય, હરખાંસુ ગદ્ગદ કંઠ થાય;
રોમાંચિતતા હોયે અંગ. કરતાં કૃષ્ણકથા પ્રસંગ.
સ્મર્ણ કરે ધરી અત્ય પ્રેમ, નાર્મતણો જેહને નિત્ય નેમ;
સેવા કરે સ્વરૂપની સોય, સાધુ વિષે આદર અત્ય હોય 310

અર્ચન અનંતજીનું કરે, ભુત દ્રોહ સ્પ્રેહા પરહરે;
બંદે હરિ હરિજનના ચર્ણ, હોય કોમલ ઇમ અંતરકર્ણ.
દાસ તણો તે થાયે દાસ, ભજે ભગવંત, તજે ફલઆસ;
અનન્ય બુધ્યે ભજે ફરી ફરી, મનસા વાચા કાયા કરી.
સખા ભાવ શ્રીકૃષ્ણ સું આણ્ય, પરમમિત્ર હરિ સારંગપાણ્ય; 315

આત્મ નિવેદન હરિને કરો, અવર્યભાગ સઘલો પરહરો.
નવધાભક્તિ ભજે ભગવાન, પામો અકેકીયે પર્મનિધાન;
પ્રેમભક્ત્ય નિરંતર્ય કરી, પામી વ્રજવનિતા શ્રીહરિ.
શ્રવણભક્ત્ય કરી પરીક્ષતરાય, પામ્યુ હરિપદ વિપ્રપસાય;
કીર્તનભક્તિ જ્યોગી શુખદેવ, હરિપદ તે પામ્યુ અતૂમેવ. 320

સ્મર્ણભક્ત્ય કરી પ્રહ્લાદ, હરિપદ પામ્યુ, તજ્યો અપવાદ;
ચર્ણ સેવા કમલાયે કરી, હરિપદ અહું સ્વભાવ પરહરી.
પામ્યુ પૃથુ અર્ચનભક્ત્ય કરી હરિપદ સાધુ દ્વેત પરહરી;
બંદનભક્ત્ય અક્રૂરની જાણ્ય, લહુ પર્મપદ કૃષ્ણ રહે આણ્ય.
દાસભક્ત્ય કરી હનુમાન, પામ્યુ અવિચલ - પદનિધાન; 325

સખાભક્ત્ય કરી અર્જુન બીર, પામ્યુ અક્ષેપદ તે મહાધીર.
આત્મનિવેદન ભક્ત્ય બલે લહી, તે હરિપદ સમ્યક્ પામ્યુ સહી;
ભક્તિ કરી ભગવંત સહુ, પામ્યા દેવ મનુષ્ય તિર્જક જંત બહુ.
વિલંબ ન કીજે જંન લગાર; ભાવે ભજો જગદાધાર;
જેન કેન ઉપાયે કરી, ભજીયે એક ગોવ્યંદ નરહરિ. 330

સર્વકામ હરિ પૂરણ[31] કરે, ભવજલ બુડતો હરિ ઉધરે;
ભક્તવત્સલ બિરદ ધરે ઈશ, અચ્યુત નામ કહાવે જગદીશ.
અનેક સંકટથી તત્કાલ, ભક્તને રાખે શ્રીગોપાલ,
કર્મકાલ માયા સંયોગ, ત્યહાંથી રાખે ભક્તને બારંબાર.
ભક્ત જનમરણ રહે હરિનાથ, ભક્ત વિના વળુએ અન્ય સાથ; ૩૩૫

ભક્તની રચ્છા કરે ભગવાન, બાહ્ય મધ્યથી આપે જ્ઞાન
ભજન તણો એવડો મહિમાય, શાસ્ત્ર પુરાણ નિગમ ઇમ ગાય;
ઇમ જાણી જન થાઓ સાવધાન, ભજો ભગવંત, તજો અભિમાન.
ભજનાનંદને જે અનુસર્યા, તે અનેક ભક્ત ભવાર્ણવ તર્યા,
પૂર્ણાનંદ પદ પામ્યા સોય, તેહને દુખ કલ્પાંતે ન હોય. ૩૪૦

હરિલીલામૃત કરો જન પાન, તો પદ પામો પરમનિધાન,
તપ જપ તીર્થ વિના સતકર્મ, હરિરસ પીતા પામો પરબ્રહ્મ.
હરિલીલા પ્રગટ હરિ કરે, સાધુજનને કરે સુખ ધરે,
સદ્ગુરને પ્રણામે કરી, હરિરસ પામ્યો જન નરહરિ.
કહે જન નરહરિ વારંવાર, હરિરસ પ્રેમે પીવો નરનાર, ૩૪૫

નિમિત્ત માત્ર તે નરહરિદાસ, કરતા પરષોત્તમ અવિનાશ.
શિખે સુણે જે એ અનુસરે, તે જન હરિપદથી નવ ચળે,
અંતર્યામીય કહુ સાક્ષાત, કહે નરહરિ આદરો એક વાત
આત્મજ્ઞાને જે પ્રાપ્ત હોય, હરિભગતે જ્ઞાન આવે સોય,
ભક્ત ઉપજે સતકર્મે કરી, કર્મ ટાળે નિર્મલ બુધ્યે ધરી ૩૫૦

નિર્મલ બુધ્ય સતસંગે હોય, પરમધર્મ કહે સંત સોય,
પરમધર્મ કહિયે તેહને, વિરૂધ નહી કહીયે શૂ જેહને
કૃપાનાથ કૃપા જ્યારે કરે, સત વચન ત્યારે રહે ઠરે;

---

[31] પૂર્ણ.

રાજાધિરાજ,[32] કિપા અતિ કરો, એ જંત તણું અજ્ઞાન તે હરો.
ઉત્તમ મત્ય આપો જગદીશ, જ્યમ જંત તમને ભજે નામી શીશ. ૩૫૫

જંત તણી કરો હરિ સાર, અંસ તહમારો જગદાધાર.
ટાલો[33] તાપ ભય જન્મમર્ણ, રાખો ચરણે હરિ અશર્ણશર્ણ;
વૈષ્ણવ જનની વીનતી સુણી, કૃષ્ણજીયેં કીપા કરી ઘણી.
કર જોરી કહે નરહરિદાસ, બોધ જ્યાર્થ હુવો પ્રકાસ;
દ્વૈતભાવ સમગ્ર તે ટલ્યો, આત્મા પર્માત્મા માહે ભલ્યો. ૩૬૦

---

૩૨. રાજરાજ. ૩૩. ટલો.

૫

## વિશ્વનાથ જાનીકૃત

# પ્રેમ—પચીશી

### પદ ૧ : રાગ ગોડી

દુહા

કહે દેવકી શ્રીકૃષ્ણને : સાંભલ્ય, માહારા તંન
મોહનજી મથુરા વિષે શે નથી માનતૂં મંન ?
હું આપું સારી સૂખડી, માહારા સુંદર શામ–શરીર !
નીસાસો ઊંડા કરી, શું નેત્રે ભરો છો નીર ?

ગીત

માતાજી ! એમ ન કીજિયે, બલેહારી રે, ૫
મુને કાહોની મનની વાત; બલા લેઉં તાહારી રે.
જસોદાજી આંહાં તેડાવિયે, બલેહારી રે,
જે જાણે તહારી વાત; બલા લેઉં તાહારી રે,
નંદજી શું છે વેગળા, બલેહારી રે,
તેહેને સાદ કરાવું આજ; બલા લેઉં તાહારી રે. ૧૦
માહારા સમક્ષ મુખથી કાહો, બલેહારી રે,
મૂકી મનની લાજ; બલા લેઉં તાહારી રે,
વાહાલા જે ગોવાળિયા, બલેહારી રે,
તેહેનાં મંડાવોની નામ, બલા લેઉં તાહારી રે.
કાહો તે મથુરાંમાં કરું, બલેહારી રે, ૧૫
ન ઉત્તમ ગોકુલ ગામ; બલા લેઉં તાહારી રે.
ગાયો ઘણી ઘેર આપણે, બલેહારી રે,

જો માયા તેહેની હોય; બલા લેઉં તાહારી રે
માખણ પરઘરનું ભાવે, બલેહારી રે,
તો ઇચ્છે છે સહૂ કોય; બલા લેઉં તાહારી રે. ૨૦

સું મોર-પીછ મલતાં નથી? બલેહારી રે,
બહુ ગુંજાના છે હાર; બલા લેઉં તાહારી રે.
કામલી કારણ, કાહાનડા! બલેહારી રે,
આંસી આંસુડાંની ધાર? બલા લેઉં તાહારી રે.
સરસ વંશ સોના તણો, બલેહારી રે, ૨૫
હીરે જડિત હ્યો હાથ; બલા લેઉં તાહારી રે.
માંકડાં સું મલતાં નથી? બલેહારી રે,
ગોપી ગોવાલાનો સાથ; બલા લેઉં તાહારી રે.
જો દાણ લેવું મનમાં ગમે, બલેહારી રે,
તો જાગમેલો જમુનાંનો ઘાટ; બલા લેઉં તાહારી રે. ૩૦

મહેસ જાત્ર આવી ચઢે, બલેહારી રે,
આ વૃંદાવનની વાટ; બલા લેઉં તાહારી રે.
સું મહિયારી મથુરાં નથી? બલેહારી રે
જો ભાવે તેહની છાશ; બલા લેઉં તાહારી રે.
વિશ્વનાથ વાહાલા ઘણું, બલેહારી રે, ૩૫
નિશદિન રાખિશ પાસ; બલા લેઉં તાહારી રે.

પદ ૨: રાગ મારુ

દુહો

શ્રીકૃષ્ણ કહે: માતા! સુણો: મુંને વાહાલો વ્રજનો સાથ
દઇઅડેથી નવ્ય વ્યુતરે મુંને જ્સોદાજીનો હાથ
સીંકુ તે સ્કંધે ધરી મેં ગોકુલ ચારી ગાય,
તે વૈભવ વૈકુંઠે નથી તો ક્યાંહાંથી મથુરા માંહે!

ગીત

માહારી માવડી રે ! મુને શી પુછો છો વાત?
એક ઘડી કોણે ન ચલાવે, માહારા જ્યુગમા જસોદા માત
માહારી માવડી રે !
ઓલંભા એક દિવસમા લાખ લોકના લાવ્યોરે,
'એ એહવો છે' કહી ઉત્તર વાલ્યો, તન રોપ રદેમા નાવ્યો; ૪૫
માહારી માવડી રે !
કારજ કાંઇ કરવા નવ્ય દીધું અસનપણે મેં એહેને રે,
પ્રાણથકી પરમાવધિ વાહાલો હુ સદા નિરંતર જેહેને રે;
માહારી માવડી રે !
માખડાને મે મહી ખવરાવ્યું, ભાગ્યુ નહી તે નાખ્યુ રે, ૫૦
કહેતા પાર ના આવે હરીને જે જસોદાજીએ સાખ્યુ રે;
માહારી માવડી રે !
હયરે ખરડયો ખોલે સુતો, વાઘુશાહી શુભ સાડી રે,
એમ અસંખ્ય અન્યાયે કરીને મતાપી તે માડી,
માહારી માવડી રે ! ૫૫
આલિંગન એણી પેરે દેતી અશ્રુએ ભીજતો વાસો રે,
તે ટલવલતી ત્યાહા મેહેલી છે, સાસ ધરયાનો સાસો,
માહારી માવડી રે !
કોહોનુ મુખ જોઇને જમશે? કોહોને જોઇને ઠરશે રે?
જાની જયુગત જાણે જસોદા, તે માહારે વિરહે મરશે, ૬૦
માહારી માવડી રે !

પદ ૯. રાગ મારુ

દુહો

સ્નેહ-વચન સુતના સુણી પતિ પ્રત્યે ગઇ નારય
'નંદવાસી વાહાલા વણુ એહેને સરખ થશે સસાર.

પ્રેમે પૂછો પુત્રને, જ્યમ એહેને સુખ થાય.
આશા-આદર શો કરૂં, અમ્યો તેહે ઉપાય? ૬૫

ગીત

તેડાવો નંદ તણી જ્યે નારય, જ્યશોદા જાણશે રે.
પ્રૂટ પાથરી પાયે લાગું; કરૂં બહુ મનુહારય;
જ્યશોદા જાણશે રે.
જ્યેને ઉછગે ઊછેરચો ને કરાવ્યું પય-પાન રે,
તે સ્વભાવ શું નહીં લહે? અમ્યો માંગી લેશું માન; ૭૦
જ્યશોદા જાણશે રે.
શું [illegible] નહીં કેહે રે, કૂંઅર કેરી રીત્ય રે?
ગોકુલવાસીમેં ઘણી માહારા પ્રાણનાથશૂં પ્રીત્ય;
જશોદા જાણશે રે.
ઘણો પ્રેમ. સુતને શા ઉપર, સુણી મનાવું મંન રે; ૭૫
ખારૂં મોળૂં મધુરૂં મીઠૂં, તેહેવૂં કરાવૂં અંન;
જશોદા જાણશે રે.
કોણ સુખડી સામલિયાને અતિ-સુખકારી મંન રે,
તેહ રીત્ય રાખું રુદિયામાં; પૂછી જોઉં પ્રસંન;
જશોદા જાણશે રે. ૮૦
આસન ભોજન શયન સુખાસન, રીગતે પૂછું વાત રે;
અમશું કાંઇ સગપણ નહીં; બાઇ! તમ્યો છો એહની માત;
જશોદા જાણશે રે.
કોટિ કામ મૂકી કરીને કરવો એહે ઉપાયે રે;
જાની-પ્રભુ જ્યદુવીરને જ્યે કીધે સુખ થાયે; ૮૫

પદ ૪ : રાગ મારૂ

દુહા

વિવિધ વચન વિનતાનાં સાંભળી, એમ વદે વસુદેવ :
'સુતના હિતને કારણે કારજ કરવું એવ
આલશ મૂકો, માન્યની ! જે મુને પૂછો વાત;
લાટે પાટે નવ્ય થાયે આ મોહનજીની માત. ૯૦

ગીત

ગેહેલી ! ગોકુલની શી વાત ?
પૂરણ કિપા પાખિ નહીં થવાયે નંદ-જશોદા માત;
ગેહેલી ! ગોકુલની શી વાત ?
જેહેને ખોલે રમ્યા રસિકવર; જનમ થકી મા જાણી રે,
ઉછેરીને આવડો કીધો· અંતર બહુ હેત આણી; ૯૫
ગેહેલી ! ગોકુલની શી વાત ?
સુખ જોઇ મોહનજી કેરૂં ઠારથો જશેણીએ આણી રે,
અવધ વિના એહેવાં સુખ પામી નંદજીની રાણી;
ગેહેલી ! ગોકુલની શી વાત ?
જેહેનૂં પય પ્રેમે શું પીધૂં, માડી કહી બોલાવી રે, ૧૦૦
સાંહાંજ–સહવારે માગી સુખડી; લાજ રુદેમાં નાવી;
ગેહેલી ! ગોકુલની શી વાત ?
જશોદાજીયે જે જે આપી તે ભૂધરને મન ભાવી રે,
ત્રિભોવન માંહે તરી તે તારણી જે માત કૃષ્ણની કહાવી;
ગેહેલી ! ગોકુલની શી વાત ? ૧૦૫
ત્રસ્મ કાલ તાપેસ સંભારે, લક્ષ- પેર લે લાહ રે;
સહસ્ત્રવાર સંમરે શ્રોણુંમાં, નવ્ય હેતો જે દેખાઇ;
ગેહેલી ! ગોકુલની શી વાત ?

મન આરોપો ગોહમાં, નિશદિન મૂકી કામ
જાદી જયદુપતિને ગમે તો મથુરાની રેહે મામ

ગીત

કોયે સ્વભાવ ન લેહે દૂચગનો સાભલ્ય સાચુ, નારી !
રેહે । હેતી કાપણુ તાહારૂ દગ્ચ સીખામણ માહારી, ૧૩૫
સાભલ્ય સાચુ, નારી !
સુકર છાશ ક્રમદો કેરન, મગ્મ માચની ખારી,
તુતને શુ સાકર દેખાડા ' મેહે તુને વણગોઠ વારી,
સાભલ્ય સાચુ, નારી !
સારી સુખડી સ્નેહ વણો તે, ગોકુને અતિ સુખકારી, ૧૪૦
ગજભોળ રૂડા નવ લાગે જેની ગ્દેર વિચારી,
સાભલ્ય સાચુ, નારી !
સોન રૂપૂ મણિ મુગતાફલ મેહેલ્યા મન ઉતારી
મોરપીછ શુ પ્રેમ ઘણો ન બને ગુજા ગ્લો ધારી,
સાભલ્ય સાચુ, નારી ૧૪૫
મોહોન-માલિયા કંચન-છજા, ઊંચી અતિ અટારી,
પચ-પિરોજા-જડિત જનહકે, મોહોન મીનાકારી,
સાભલ્ય સાચુ, નારી !
શીતલ ઝૂપડી ઝાઉઆ ફરી કો સતે હાથ સમારી,
તે કૈલાસ કાહાનજીને મન બુદ્ધિ ગઈ મ તાહારી ? ૧૫૦
સાભલ્ય સાચુ, નારી !
બે અક્ષરમા ઘણુ લાખશે જોજ્યે મન વિચારી,
જ્ઞાનીનો પ્રભુ પ્રેમ તણે વશ, ગાનો બહુ મુહારી,
સાભલ્ય સાચુ, નારી !

પદ ૬ : રાગ મારૂ

દૂહો

કામ્યની કપટ તણી કણી, જો રેય રુદેમાં હોયે, ૧૫૫
પૂરણ પ્રેમ કટાક્ષ શું ત્યાંહાં કાહાનડ ક્યમે ન જોયે.
મધુર વચનની માધુરી, ગલિતપણાની પ્રીત્ય;
ત્યુગમાં કો જાણે નહીં, વ્રજવાસિનિ રીત્ય.

ગીત

સાંભળ્ય પ્રેમ તણી ગત્ય મીઠી;
શું જાણે જેણે નવ્ય દીઠી? ૧૬૦

પ્રેમે પૂરણ હઇઅડું દીસે;
દયાસિંધુના જન કોઈ દીસે;
એક કણી અમૃતની ચાખી,
તેણે સોમણ સાકર દીધી નાંખી.
તેહેને અમૃત ખાટું લાગે, ૧૬૫

માહાકવિ કહી ગયા છે, આગે.
અષ્ટ સીધ નવનીધથી મોંઘો,
સિર સાટે મલે તો સોહોંયો.
પ્રેમી વિના કોણ પ્રેમ વખાણે?
પ્રસવ—વેદના વાંઝ શું જાણે? ૧૭૦

વસતું બહુ પ્રકારને ઠારે.
મૂરખ શું સમજે જનમારે!
પ્રેમે એક અંજુલી પાણી,
ગલિતપણે મુખ મીઠી વાણી.

લૂખી રોટલી રંગે ભાવે.
શુભ સ્વભાવ છે તાહારા તનનો :
ભાવ - ઓલખે સહુના મનનો.
સહસ્ર વાર તેડ્યો નવ્ય જાયે,
તે ચોર થઇ પ્રેમે ઘર માંહે. ૧૮૦

પ્રેમે કાંમ કરર્યાં ગોપીનાં;
પૂરેર્યાં લાડ જયશોદાજીનાં
પ્રેમે પાણ્ય ધરીને જાચ્યો;
ગ્રાસ-માખણ્ માટે નાચ્યો.
પ્રેમે કર જોડી કરગરિયો, ૧૮૫

જે કરે ગિરિ ગોવર્ધન ધરિયો.
પ્રેમે અવગુણ સઘલા ઢાંકે,
જો જ્યાની તું સમરયા વાંકે.'

૫૬ ૭ : રામગ્રી

દુહો

વસુદેવે વિહ્વલ તણો પ્રેમે ઝાલો પાણ્ય :
'નંદ-જયશોદાજી વચે અમને અન્ય મા જાણ્ય. ૧૯૦

સુંદરજી! શું થયું, જો દૈવ-વશ થઇ વાત?
ચતુરપણે જો ચિત ધરો, તો કેહી તમારી માત?

ગીત

મુજને કોહો, માહારા કાહાનજી? કારણ જે મનનું.
શું દોહેલું છે, શામજી! લહિયે જીવનું; મુજને૦
માથા મોર-મુગટ તણી મનથી ઉતારો; ૧૯૫

પ્રીત્યે પચરંગી મોલિયાં સુંદર સિર ધારો; મુજને૦
મુગતાફલ ગુંજા વચે સે નવ્ય લહો વેહેરો?
સરસ હાર સોના તણો, સુત! કંઠે પેરો; મુજને૦
માહારા પુરશોતમજી! પામરી અતિ મૂલે મોંઘી,
જોરે ધરો, જાદુનાથજી! તમ્યે કામળી સોહોંધી. મુજને૦ ૨૦૦

અશ્વ અલૌકિક શીખવ્યા, જડિત્ર રથ જોડો;
સેવક સહુ જે જે કરે કોતલ ગ્રહી ઘોડો; મુજને૦
પાંચ સાથ સખા મલી ઉપવનમાં ખેલો.
ગાય ચારવી વે(?) ગોપની; સુત! રીઢું મેહેલો; મુજને૦
રાજભોગ રુચ્યે ભોગવો, કુંઅરજી કાલા! ૨૦૫

જૂઠું જ્યાની જેહવા તુને લાગે છે, વાહાલા!' મુજને૦

પદ ૮ : રાગ રામકલી

દુહો

'પ્રીતમ પ્રીત્ય પામ્યો ઘણું' વ્રજવાસીને વાશ.
અષ્ટ સીધ નવનીધથી અધિક અંજુલી છાશ.
નંદજીને ખોલે રમ્યો; પ્રેમે પાલ્યાં લાડ;
તે સરવે શિર રણ રહ્યું, તો શો રે ચડાવું પાડ! ૨૧૦

ગીત

श्रीभगवानुवाच—

સાંભળો તાતજી! વાત એક મન તણી;
એવડો પ્રેમ તે કોણ રાખે!
કંઠ ગદગદ થઇ; સુધ તન નવ્ય રહી;'
નંદની કીરતી શ્યામ ભાખે; સાંભળો૦
'નંદ નગર વીસરે' સાંભરે મન રહે ૨૧૫

જત્ન કો કંઈ કરે; રીત્ય નાવે.
પ્રકૃત માહારી પડી વાંકી તે સાધતાં;
સ્નેહની સૂખડી સરવ ભાવે; સાંમલો૦
કાહાનજી! કહાનજી! કાહાનજી! ક્યાહાં ગયો?
નિમેષ અલગો થયો દષ્ટિ ચૂકી. ૨૨૦
કારજ્ય સઘલું તજ્યું; નામ માહારૂં ભજ્યું;
શામજી સરકતાં જીભ સૂકી; સાંભલો૦
નંદને નેમ નિશ્ચે નહીં મુજ વિના;
ત્રિભોવન તાત નહીં અન્ય વાહાલું.
એકઠો બેસી જમ્યો; કંઠે વલગી રમ્યો. ૨૨૫
જીવશે જાણિયે તેજ કાલો! સાંભલો૦
'સ્વરગ શા કામનું શામજી નીરખતા!'
ઘડી ઘડી મુખથી એમ કેહેતાં;
એહ સંસારમાં સ્વાદ બીજો નથી;
મુંને લાડ લડાવતાં એમ લેહેતાં; સાંભલો૦ ૨૩૦
કોણ સુત કરમથી કુંઅર થઇ અવતરચો!
એહ આશે કરી મંન દેરતાં.
માહારી માતને નિરખતાં હઇઅડે
અમૃતભરી આંખડી એમ ભરતાં; સાભલો૦
કાહાન દૂબો રખે : કમલ-દલ-લોચનાં ૨૩૫
માહારા પ્રાણના પ્રાણને પ્રેમ વાહાલો.
જ્યાનીના નાથને હાથથી મૂકશો,
વળતો કર કયમ ચડે કુંઅર કાલો' સાંભલો૦

પદ ૭ : રાગ રામગ્રી તથા રામકલી

દૂહો

બાલપણાની પ્રીતડી, અસનપણાનો નેહ;
મેહેં જોતાં માઠૂં કરયું, જે વજ્યને દીધો છેહ. ૨૪૦

નંદ, જશોદા, વ્રજવધૂ નિશદિન જોશે વાટ.
અહીંથી ઉદ્ધવ મોકલું, જે સરવ ટલે ઉચાટ.

ગીત

માહારા મનનું કારણઘાટ; જશોદાજી જોશે વાટ;
અંતર ઉચાટ નિત્યે નંદને થાશે; નંદ.
શેરીથી બાહારે જાતો, છવડો વ્યાકુલ થાતો. ૨૪૫
વિરહ આંવડો એણીએ ક્યમ ખમાશે? ક્યમ.
સઘેશો મોકલ્યા પાખે, પ્રાણપીંડ ક્યમ કરી રાખે?
દોહેલું તે કોહોને દાખે? આરે તેને વાઆંર (!) વાશે; આર.
ઇંદ્રથી અધિકતર, માહારા નંદજીનું ઘર;
વેદના મુખથી તેણે કોહોને કેહેવાશે? કોહોને. ૨૫૦
ઘણા દિન ગાયો ચારી; હર-ઘ્રલા રલા હારી.
માયા માહારી માડીએ તેણે ક્યમ મુકાશે? ક્યમ.
મજ સામું જોતી જાતી, આંખડી શીતલ થાતી.
સુતના સ્નેહ-વિજોગે શુદ્ધિ સૂકાશે; શુદ્ધિ
આનંદે ઊચકી લેતી; ચાલતાં ચુંબન દેતી; ૨૫૫
પ્રેમની રેહેણી રે રેહેતી, તેણે ક્યમ-રેહેવાશે? ક્યમ.
હાલું ગેહેલું કાંઇએક કેહેતો; રુદે સુધરીને રહેતી;
કોટિક છંદુઆં સેહેતી; તેણીયે કેમ સેહેવાશે? ક્યમ.
માહારી માવડી ગાવડી દોહોતી; દશ દિશા સુંદરને રે જોતી;
મુખડું જોઇને મોહોતી; કોહોને પય પાશે? કોહોને. ૨૬૦
મુખથી વચન કેહેતો; ઊછવ થઇને રેહેતો.
મથુરાંમાં આવીને વશો; હાયું શી પેરે સાહાશે? શી પેરે.
લાડકા કુંઅર કહિયે; બાંહોડી બેહુની ગ્રહિયે;
ભોજનશાલા માંહે જઇ ક્યમ જમાશે? ક્યમ.
સખી અસંખ્યાત મલી; આવીને ઊપાતી રલી; ૨૬૫

દિવસ-રૂઅણી હાવે ક્યમ ગમાશે? ક્યમ.
રમકડાં રંગે રે રમી, આવીને ઉપાતો અમી.
અહીં કોણ આવીને દગી દૂખ્યે ભરાશે. દૂખ્યે.
જશોદાનું મન હું રાખું; ઉદ્ધવને તેડીને ભાખું;
જ્યાનીની જુગતે તેહેનાં ચીત ઠરાશે.' ચીત. ૨૭૦

પદ ૧૦ : રાગ અસાવરી

દુહો

શ્રીભગવાનુવાચ—

ઉદ્ધવને કેહે કૃષ્ણજી : 'સાંભલો મારા ભ્રાત !
વેગે વ્રજ જાઓ તમ્યો. વાટ જુએ છે માત.
જઈ અને નિશ્ચે કરી, કેહેજ્યો એક વચંન :
'રાત્ય-દિવસ અલગું નથી, તમથી માહારૂં મંન.

ગીત

મુને સાંગસતૂં અહીં છે નહીં, વાહાલું વ્રજ કેરૂં મહી. ૨૭૫

ઉદ્ધવ ! માહારી માવડી, તેણે વાત ન જાણી આવડી.
મુને ઉધામા આલશ ઘણું; મન્યે અંતરગત્ય શું નમાણું !
થોડે નીરે જ્યમ માછલી, ત્યમ મુજ વિના માડી એકલી.
માને શુનું સરખૂં લાગશે; બીજા બાલક સૂખડી માગશે.
મા માખણ પિંડ ઊતારશે; માને નંદજી શું કહી વારશે ? ૨૮૦

જ્યારે જમણ જશોદા મેહેલશે, ત્યારે આંખે આંસુ રેલશે.
માંકડાં મહીડું ચાટશે; માહારી માનું હઇઅડું ફાટશે.
અલંકાર અંગના મહી, તે રે રોશે અત્ય દૂખ્યણી થઇ.
જ્યારે કોએક વાગે વાંશલી, માની વિરહે વેધાશે પાંશલી.
એક દિવસ માંહે અધ ઘડી, મેં વીસારી નથી સૂખડી. ૨૮૫

મુખ્યે નીસરિઉં તે માગતો, માહારી માડીને વાહાલો લાગતો.
નંદજીના ગુણ શા ભણું ? મુખ એક જીભ્યાહા તો શું ગણું ?
જ્યાનીના સ્વામી સત્ય કહું : હું ગત પાખી મથુરાં રહું.

પદ ૧૧ : રાગ આશાવરી

દૂહો

ઉદ્ધવ ! અહીં આવ્યા પછી મથુરાંમાં નિશદિન,
વ્રજવાસી નવ વીસરે; તેણે નથી ભાવતું અંન. ૨૯૦
કહેજ્યો અતિ આદર કરી નંદજીને એક વાત:
'માહારા શ્યામ : મોહને કહ્યું : રખે દૂભતા તાત[1] !'

ગીત

ઉદ્ધવ ! આજ તમો વ્રજ જઈને માહારાં માતપિતાને ઠારો રે.
પ્રેમે શું પરણામ કરી કેહેજ્યો, 'માહારી માડીજી ! પુત્ર તમારો રે૦
એક ઘડી ગોકુળના સુખની મથુરાંમાં જનમારો રે.
વૈકુંઠથી વિશેષે વાહાલો મુને તે જમુનાનો આરો રે. ઉ૦ ૨૯૫
માગીને મેં માખણ ખાધું થઈને અતિ આહારો રે.
લક્ષ લાડ કરી કરગરતો; અહીંયાં એકનો ઉધારો રે. ઉ૦
તે મુને બાંધો માતા માહારી; નહીં ચતુરાતનો ચારો રે.
એહેવાં સુખ અસંખ્ય એક દિવસમાં માહારી માડીજી સંભારો રે. ઉ૦ ૩૦૦
હું લાટે પાટ કર્યો ન જતો; નાહાનો નથી હગારો રે.
'કાલો કુંઅર કાંઇ ન જાણે' એ વાતડલી વીસારો રે. ઉ૦
મા ! તુંમાં હુંમાં અંતર લેખો, તે પ્રપંચ નહીં સારો રે;
જ્યાની સરખાને સાથે તેડી, શીઘ્ર થઈને સધારો રે. ઉ૦

પદ ૧૨ : રાગ અશાવરી

દૂહો

'વ્રજ વિનતા બહુ પૂછશે આવીને પેરે પેર; ૩૦૫

---

૧ તાત.

સમાધાન સહુનુ તમ્યો કરજ્યો જઇને ઘેર
કેહેજ્યો કૃષ્ણે છે કહ્યું હુ અલગો નથી લગાર,
માહારે કાજ્યે, ગાનની ! તમ્યો મેહેલ્યો પતિ–પરિવાર

ગીત

ઉદ્ધવ ! એવડુ દુખ શામા શી પેરે સેહેશે ?
વેદના મોહોને કેહેશે ? વાત વિચારો, વિચારો ૩૧૦
વિષમ વ્રેહેની જ્વાલા, બહુ મૃદુર બાલા
દગવાની વાત કહી ઠેઠ લગ્યે હારો, ઠેઠ
બાણી વસમી બોલતે વાણી, અતરે અતિ પીડાણી
માહારા શામ રે, જો વાક તમ્મો ન કાઢો માહારો, કાઢો
સરસ સ્નેહની વાત, પ્રીછી માડી તે ઘાત. ૩૧૫
'મામાજીએ મુજને કહ્યુ મથુરામાહે પધારો' મથુરા
સુત પતિ પિતા રે ભ્રાત, માનુ મેહેલી માહારે માન્ય,
એવુ દેખી જીવને રખ્યે કોક રોષાશે ! કોક
એક જીભે શા શા રે વખાણુ ! ગોપિકાના ગુણ રે ગાણુ
કેહેજો 'કૃષ્ણે કહ્યુ છે જે હુ છુ તમારો,' કહ્યુ છે ૩૨૦
લક્ષ પેરે લાડ કીધા, દહી દૂધ માગીને પીધા
ત્રૈલોક કેરી શોભા તોલો ટુકડો ટુકારો
ચિંચિત કટાક્ષે કરી આંખડી અમૃતે ભરી,
વૈકુઠથી ન વાહાલે, હું વ્રજચરામાનો એમારો, વ્રજ
નિશ-દિન ધ્યાન કરી, પ્રેમે પાન પૂરણ ભરી, ૩૨૫
આવતા આદર કરી જોઇતા જમુનાનો આરો, જમુના૦
તે વેલા કહેગ નીસારૂ ! જીવ્યુ જીવન માહારૂ
મનશુ ધરૂ જે રાખારૂ, જો વડી ગયો વાગે, વડી
સુનામ ત્રેડેને તોલે ના આવે, મોટોટા મુનિ બોલે

ઉભયે અંતર જુઓ, જે કોણ પક્ષ સારો, કોણ. ૩૩૦
રાખજ્યો પૂરો વિશ્વાસ; તમો રૂદેમાં વાસ.
સાધન સાચું જે મુજને પ્રેમેશું સંભારો, પ્રેમેશું.
વીસ વસા વ્રજમાં વસું; રખ્યે રામા ! માનો રે કહ્યું !
વીગત વિવેક કરી રોષ ઉતારો; રોષ.
પ્રપંચ દેખાડે જ્યાની; તેહેને વાત કેહેજ્યો છાની : ૩૩૫
તમ માંહે વસું ત્યારે મુક્તિનો શો રે ચારો ? મુક્તિનો.'

### પદ ૧૩ : રાગ મેવાડો

દુહો

'વેણી વ્રજ-વામા તણી મેં ગૂંથી માહારે હાથ;
તે વેલા કયમે વીસરે ?' એમ કહાવ્યું છે નાથ.
પ્રથમ જશોદા નંદજી, પછે વ્રજની નારય,
માહારે મુખ-વચને કરી કરજ્યો બહુ મનુહારય', ૩૪૦

ગીત

ઉદ્ધવ આવ્યા, ઉદ્ધવ આવ્યા; નંદ-જશોદાને મન ભાવ્યા.
નેત્રે નીર નિરખતાં ચાલ્યું, નદીપૂર જેમ ન રહે ઝાલ્યું
સુતની રીત્યે લીધું સાંઇ : 'કમલનયણે કહાવ્યું છે કાંઈ !
કુશલ-પ્રશ્ન પૂછે અતિ પ્રેમે : 'કૃપા કરી કાંહાં, આવ્યા ખેમે !'
'રામકૃષ્ણ કુંઅર બેહુ ભલા, વારૂ છે જી, કાહો વાહાલા ! ૩૪૫

પ્રાણનાથ મોહનજી મીઠા, મથુરાંમાં શું કરતા રે દીઠા !
એકવાર ગોકુલમાંહિ આવે, માડી કહીને મુને રે બોલાવે.
તાત વીસર્યો, કુંઅર ! તુજને ? કેદ પડે છે મનમાં મુજને.
જાણું છું જી સુતબેહુ આવ્યા, તમને દીઠે તાપજ નિવારયા '
જશ-જોબન વિવિધ સાજ; જ્યાની શું જેણે તેહેને રે રાજ ! ૩૫૦

### પદ ૧૪ : રાગ સામેરી

દુહો

આદરશું આ વીજ્યનાર ઉદ્ધવ તણા અનેક,
કેહેતાં પાર ન પામિયે જ્યે કીધા રે વિવેક.
જશોદા કેહે ઉદ્ધવ પ્રત્યે : 'સાચું' કોહો, રે ધીર !
અમશું કોહો, કાંઈ કહાવિયું, સુંદર શામ–શરીર ?'

ગીત

**ઉદ્ધવ ઉવાચ—**

વીગત્યે કરી હું કેહી વિધ્ય ભાખું, વીઠલજીની વાત, માડી ? ૩૫૫

શ્રીમુખ–વચન કહ્યાં છે મુજને રામકૃષ્ણ બેહૂ ભ્રાત, માડી !
મોહનજી મુખથી નવ્ય મુંકે જે 'વાહાલી માહારી માત, માડી !
જીવ તણું જીવન જશોદા; નંદજી અમારો તાત, માડી !
રાજભોગ ભલા, રુચિર રશોઇ, સંગ સાલણાં સાત, માડી !
મથુરાંમાં જયમતા જીવનજી, ભાખે અહીંનો ભાત, માડી ! ૩૬૦

આદ પુરુષની પ્રકૃતિ અટપટી, કોયે ન પ્રીછે ઘાત, માડી !
પ્રેમે પુરુષોત્તમ મન રીઝે; વેદ વિષે વિખ્યાત, માડી !
ઘોડ–વેહેલ શુભ સરસ સુખાસન, શુભ વસ્ત્ર શુકસાદ, માડી !
મહી–માખણ માગીને ખાતો પ્રેમે ઊઠીને પ્રાત, માડી !
છાવપણાનાં સઘાં ઝઘડુઆં, નાનાવિધ ઉત-પાત, માડી ! ૩૬૫

મુજ માટે વેઠ્યા વ્રજવાસી, વિષમ માહા વંરસાદ, માડી !
સૂતાં, બેઠાં, હસતાં, રમતાં, રાત્યદિવસ ને પ્રાત, માડી !'
જ્યાની એક પલક જીવનજીને સ્મરણ વિના નવ્ય જાત, માડી !'

પદ ૧૫: રાગ મારૂ

દુહો

કેહે જશોદા : 'વાહાલા ઘણું એહને અમ્યો અપાર.
જો જીવાડવાનો ખપ કરો (તો) અહીં આવો એક વાર. ૩૭૦
આવી માગે સુખડી......કહી વચંન.
ઉદ્ધવ! બીજી વાતથી ક્યમે ન માને મંન.

ગીત

એક વાર જો આવે, ઉદ્ધવ! એક વાર જો આવે;
મુખ જોઇ મનડાને ઠારૂં; 'માડી કહી બોલાવે.' ઉદ્ધવ૦
હું અણુસેહેતીએ એમ ન જાણ્યૂં, જે જદુપતિજી જાશે ૩૭૫
લક્ષ લાડ કરી કરગરતો જે પુત્ર પિઆરો થાશે ઉ૦
વાળુ કરી તે કોય ન માને; પોહોચે નહીં, વિમાસે.
અતિ વાહાલાને વિરહ આપનો, એ કો પ્રીતે આસે! ઉ૦
સુંદર મુખ પર જ્યુગ આખાની શોભા સઘલી વારૂં.
ચુંબન કરી ગુદેલું ચાંપી ખોલામાંહે બેસાડું. ઉ૦ ૩૮૦
વિનય કરી વીગત્ય શું પૂછું, રીસડલી ઉતારૂં.
કોમલ કર બાંધા મેં માડી, તે મન દૂખાણૂં તાહારૂં? ઉ૦
'હું ભૂખ્યો છું; ધવરાવો, માડી!' કેહેતાં મુઝ હું હોતી.
ટલવલતો શ્રીકમને મૂકી ગોરસ ઘણાં વલોતી. ઉ૦
મોહનજી મથુરાં જઇ બેઠા, તે અત્ય શમણે નોહોતી. ૩૮૫
કામ કરી જોની કેશવને; અતિ અભ્યંતર મોહોની. ઉ૦
ધરી કરી પીતાંબરની પેહેરી ક્યારે કહી નીસરતો;
અંબ રૂડું આભલે ઓપતું, કોડ ચપલાં કરતો. ઉ૦
નર-નારીની દૃષ્ટે પડતો, તેહેના ચીતને હરતો,
હું ચીતવની આગળ આવું, એહેવું એ આદરતો : ઉ૦ ૩૯૦

ચોટલિયા શુભ કેશ ગૂંથતી બધે કરી એસાડી;
મુખ ધોઇને તિલક સારતાં આખ્ય હોંસે ગાદાગી. ઉ૦
અંજન કરી કમલ-દલ-લોચન, કંઈ આંદોકી ધારી:
'માજી! સુખડી મુજને આપો;' તે માયા કેમ ઉતારી? ઉ૦
ટોળાં વ્રજવનિતાનાં આંગણેથી કરવા કેડું નવ ટળતાં. ૩૯૫

સરસદનાં (?) ગોળાં અહૂ કો, મોરલી અરથે મરાતાં. ઉ૦
વન-વીથી માંડે વંદારક-વાલિકા, પગ પગ પૂડલ પસતાં;
હું 'નંદ ખણી'(?) એમ કહીને બોલતી, ફરી સરવે આંબળતાં. ઉ૦
પચ રાત્રિનું પુણ્ય હતું તે, જાણું છું જે ટળિયું.
સુખ-પૂંઠે દુઃખ વળગું આવે, તે વચન શાસ્ત્રનું મળિયું. ઉ૦ ૪૦૦

અમૃત આવ્યું તું કર માંડે, ઓળે કરગે ઢળિયું.
'જલહળતો એ બાળ કહાનજી,' વ્રજવાસીએ વખ કળિયું. ઉ૦
એક ઘડીએ સુખ ન; કહાણી કેડતા બહુ જુગ જાએ.
કોટિ જીભાએ વૈભવ વરણવતા, તોહે પૂરણ નવ થાયે. ઉ૦
ઉદ્ધવ! કીડીને મુખ કોઠાળું, કહો, કેવી વિધિ સમાયે? ૪૦૫
જ્યાની સરખા કવિ કળિજુગમાં શું ગોકુળ-લીલા ગાયે?' ઉ૦

પદ ૧૬ રાગ ગોડી

દુહો

નંદજી કહે 'ઉદ્ધવ! સુણો, જો છે એહેનું મન,
ભાગ્ય હશે તો આપશે, નામ શ્યામ દરશન.
મુને આશા એક છે, જે જાણી છે વાત:
હું થી અધિકી સોગણી વહાલી એહેની માત. ૪૧૦

ગીત

ઉદ્ધવ! એહેની માવડી, સુણ્ય વહાલા રે!
કહોને કેહેશે તન? કુંઅર કહાન રે'

અવિનય એહ તણા ઘણા, સુણ્ય વાહાલા રે !
એમ કઠણ ન કીજે મંન; કુંઅરજી કાલા રે !
દિનકર ઊગે જ્યાંહાં લગી, સુણ્ય વાહાલા રે ! ૪૧૫

ન લેહે દેવકીનો દ્રોય, કુંઅરજી કાલા રે !
ઉદ્ધવ ! આંહાં જુગો માંખડી, સુણ્ય વાહાલા રે !
જ્યમ શ્રાવણ વરસે તોય, કુંઅરજી કાલા રે !
અન શાક એગણાં કરી, સુણ્ય વાહાલા રે !
નથી જમી એ નારય; કુંઅરજી કાલા રે ! ૪૨૦

એમ કરતાં ક્યમ જીવશે, સુણ્ય વાહાલા રે !
આહાર વિના સંસાર ? કુંઅરજી કાલા રે !
દોહોતાં દાઝે દેહડી; સુણ્ય વાહાલા રે !
પય ડીઠે જાએ પ્રાણ; કુંઅરજી કાલા રે !
જ્યામણ એ મૂકે નહીં, સુણ્ય વાહાલા રે ! ૪૨૫

આ ચરણ-કમલની આણ્ય; કુંઅરજી કાલા રે !
રામ-કૃષ્ણ રમતા હશે, સુણ્ય વાહાલા રે !
ઓ જમુનાં કેરી તીર; કુંઅરજી કાલા રે !
ઊભી નિરખે વાટડી, સુણ્ય વાહાલા રે !
પછી ધ્રૂજે ઘણૂંઅ શરીર; કુંઅરજી કાલા રે ! ૪૩૦

ગાયે ચરાવા નીસરે, સુણ્ય વાહાલા રે !
નાહાનાં નાહાનાં બાલ; કુંઅરજી કાલા રે !
તુને ત્યાંહાં દેખે નહી, સુણ્ય વાહાલા રે !
પડે પેટડિઆમાંહે ફાલ; કુંઅરજી કાલા રે !
વિહ્વલ થઈ રડે ઘણું, સુણ્ય વાહાલારે ! ૪૩૫

જ્યમ પંતગં વલમાં હોએ; કુંઅરજી કાલા રે ?
આતા ! પેહેરો આગલું, સુણ્ય વાહાલા રે ?

નગનારી સહુ જોયે; કુંઅરજી કાલા રે!
આ કાજલ કેરી કૂંપલી, સુણ્ય વાહાલા રે!
હસતાં આવે હાથ, કુંઅરજી કાલા રે! ૪૪૦
કોહોની આંજૂ આંખડી? સુણ્ય વાહાલા રે!
લેઈ ગયો નહીં સાથ, કુંઅરજી કાલા રે!
સખી સાંજે ગઉ આવતાં, સુણ્ય વાહાલા રે!
સહુ કો સામું જોયે, કુંઅરજી કાલા રે!
અહીં છૂટા ધાવે વાછરૂ સુણ્ય વાહાલા રે! ૪૪૫
પેસે મન્દિર માંહે, કુંઅરજી કાલા રે!
ફલ વિવિધ પ્રકારનાં સુણ્ય વાહાલા રે!
લાવે નાહાનાં નાહાનાં લોક, કુંઅરજી! કાલા રે!
ચિંતા આપ્યાની નહીં, સુણ્ય વાહાલા રે!
પણ સાહામો વાધે શોક, કુંઅરજી કાલા રે! ૪૫૦
ગોપવધૂ વાટે મળે સુણ્ય વાહાલા રે!
નીચું નિરખી રોય, કુંઅરજી કાલા રે!
હું તો શું કહું રે તેહને? સુણ્ય વાહાલા રે!
દૂખ્યે આંખડી ખોય, કુંઅરજી કાલા રે!
ચતુર લોક મથુરા તણા, સુણ્ય વાહાલા રે! ૪૫૫
પણ કરવું ઘટે નહીં આમ, કુંઅરજી કાલા રે!
અટણાતા અહીં આવશો, સુણ્ય વાહાલા રે!
માહારા મોહન! ગયો મામ, કુંઅરજી કાલા રે!
એક દિવસ કો ઊતરે, સુણ્ય વાહાલા રે!
તેહેને જાતો વાટ, કુંઅરજી કાલા રે! ૪૬૦
એહ શું સગપણ એટલું, સુણ્ય વાહાલા રે!
પય ધવરાવવા માટ? કુંઅરજી કાલા રે!
આ ઝોલી પલંગડી તલાઈ, સુણ્ય વાહાલા રે!

ઓ વસ્ત્ર વશી અલંકાર, કુંઅરજી કાના રે !
આ ગમકડાં અમ્યો શું કરૂં, સુણ્ય વાહાલા રે ! ૪૬૫

જ્યેહેનો ગણતાં ન આવે પાર ? કુંઅરજી કાના રે !
નંદનંદન શ્રવણે સુણ્યો, સુણ્ય વાહાલા રે !
અમ્યો જીવું કેહી પેરય ? કુંઅરજી કાના રે !
મોહન ! મુખ દેખાડિએ, સુણ્ય વાહાલા રે !
આનીને આણો ધેરય, કુંઅરજી કાના રે ! ૪૭૦

મગતા જાગીને આવનો, સુણ્ય વાહાલા રે !
ત્યારે કોહોને પાડ ? કુંઅરજી કાના રે !
જ્યાની દેખું જીવતાં, સુણ્ય વાહાલા રે !
તો કરવું બહુ લાડ, કુંઅરજી કાના રે !'

પદ ૧૭ રાગ ગોડી

દુહો

ગ્રહી કુંઅરની વાતડી કરતાં વેહાણી રાત્ય. ૪૭૫

ઉદ્ધવ આવી આંગણે ઊભા ગયા પરભાત.
ગોપ-ગોવાલા ગ્વાલણી શ્રવણે સુણતાં નામ,
મધુરતમાં આવી મલ્યું, આખું ગોકુળ ગામ.

ગીત

પ્રેમેશું પરણામ કરીને ઉદ્ધવ સાહામું જોયે,
'નંદકુંઅરજી, દેહેજી, ગે નથ આવ્યા ?' એમ કહી ગામા રોવે. ૪૮૦

એક કહે : 'રે કાહાનજી એહ બાંધ રૂડા ડીગ,
મથુરામાં શું કામ કર રે મન-મોહનજી મીઠા ?
પાખડિયા પવનવત્ય ચાલે, ભેર નૌભતા વાગ્ય.

રાજભોગ એ રસિક કુબ્જને મથુરાં રૂડાં લાગ્યાં.'
એક કહે: 'મુને હે રે પૂછવા, વચ્ચે વાત શી આડી? ૪૮૫
મથુરાંની મહેલાતની તોલે કયમ આવે ભરૂઆડી?'
એક કહે 'રે અચ્યબો મુજને' કોહોને કહિયે વાત?
જગજનારી તો એકજ હોયે, બે નહી કોહોને તાત!'
એક કહે 'રે પૂછો પેહેલું, કોય મા કશ્શો હાંશી,
કૂબડી કુબ્જો ઘેર રાખી છે, તે કહાવે કંસની દાસી, ૪૯૦
અહીં ગધા સાથે નિશદિન રમતા; ઉદ્ધવ! સુણિયે થોડી
મહિમા મથુરા માંહે વધારો, ઘેર રાખતા ખોડી'
'રામા! રેહ રે લખલખ કરતી, તે કને રત્ન-જ્યંત્ર છે ખૂડી
શું થયુ, જો હજી અચરજ થાશે? ટોળાં ઘડશે ટૂટી.'
એક કહે 'પેહેલાની તેહેને ચતુર ગયેજીએ ચૂડી, ૪૯૫
તો મોહન મથુરા કયમ મૂકે? હોલેયે પામ્યા ખોડી.'
એક કહે 'મથુરામાં બીજા ભલાભલાં છે લોક;
ઉદ્ધવને પૂછી કરે છે, કાંઈ કહેવું તે ફોક.'
એક કહે: 'રે ભલું થયુ જે ભાગી મનની દાઝ,
માણસ વોહોણો મથુરામાં જઈ કાશું ન રાખી લાજ' ૫૦૦
એક કહે: 'કાલો એ કપટી જાણે કહ્યો નચ્ય જાયે.
જ્યાંહાંકણ જ્યેહેની જોડી મળે રે, ત્યાંહાંકણ તેહેવો થાયે.'
પ્રેમે પૂરણ શામા સઘળી, અરિસ્વાયે વદે વચ્ચન
જ્યાની જાુગત અલૌકિક જોઇને ઉદ્ધવ થયા પ્રસન્ન

પદ ૧૮ રાગ નટ

દુહો

ઉદ્ધવ કહે 'સહૂ સાભળો, છે સાધારણ વાત. ૫૦૫
વ્રજવાસી હરિમાં વસે, વ્રજમાં હરિ વિખ્યાત.

એક ઘડી અલગો નથી તમથી સુંદર શામ.
મહુરતવંતો માહાવજી, રમી રહ્યો • છે રામ.

ગીત

કૃષ્ણ કાંહાં દૂર હે ?
માનૂં : રમી રહ્યો હૈ રામ. ટેક.
જ્યઉં અક્ષરમેં નામ; નામમેં અક્ષર આવે; ૫૧૦
જ્યઉં કંકણમેં હેમ, હેમ કંકણમેં કાહાવે;
દીપકમેં પાવક બસે, પાવક-દીપક એક;
તેસે તુમમેં હરિ બસે; સમઝો કરી બિબેક. કૃષ્ણ.
જ્યઉં પુષ્પ મેં બાસ, બાસસેં પુષ્પ પેહેચ્યાનો;
જ્યઉં ઘટમેં ગોવિંદ, ઘટે કરી ગોવિંદ જ્યાનો. ૫૧૫
જ્યઉં પટ -બહુ તંતુ તે, પટ વિના તંતુ નાંહિ.
દૂર કહા સમઝત હો ? હરિ યઉં બસે તુમ માંહે. કૃષ્ણ.
જ્યઉં ફુલ માંહિ પરચ્છ, પરચ્છ મેં ફુલ હી પાવે.
યઉં ઘટ-મઠ-આકાશ પ્રગટ પેખો, હરિ કહાવે.
એક ચંદ્ર અંતર બસે; પ્રતિબિંબ કો નહીં પાર. ૫૨૦
સ્થાવર-જંગમમેં જ્યદુપતિ, એક હી એક આધાર. કૃષ્ણ.
જેસેં પવન-પ્રકાશ બાસ સબહીમેં પેખો,
ગુરુ-જ્ઞાન-ઉપદેશ દયાનિધિ-દરસન દેખો;
જ્યઉં લેહેરી એક નીરકી, નીરહી અચ્ય સમાય,
સાધુ હો એ સમઝત ક્યઉં નહીં ? કો આવે, કો જ્યાય. કૃષ્ણ. ૫૨૫
જ્યઉં પય મધ્યે ઘ્રત મથન કરતે કર પાવે,
ઉપજ્યો ઉત્તમ સ્વાદ, દોષ સબ દૂર ગમાવે;
તેસેં તુમ મેં હરિ બસે; કાહા પૂછતા હો બિસ્તાર ?
એક તંતુ સેં ગ્રોજી મણિ, નાનાબિધિ કે હાર. કૃષ્ણ.

મન-ક્રમ-બચને સત બચ્ચન, એક કહ્યું મેં માનો; ૫૩૦

એક પલ શ્રીકૃષ્ણ મને ન્યારો નહીં જાનો.
બ્રિજવાસી બ્રિકુલ બિગે, મેં પ્રતક્ષ પેખ્યો નેન.
ગોકુલપતિ ઓર ગોકુલ દોઉ સંત કેહે કો બેન. કૃષ્ણ.
ધન ધન હો રે ધન્ય સકલ બ્રિજકે નરનારી,
પશુ પંખી ઓર બૃચ્છ;' ભણે ઉદ્ધવ અધિકારી. ૫૩૫

જ્યાની એ નિશદિન રટે કૃષ્ણ કમલ-દલ-લોચ્ચનાં;
હસત રમત ઓર રોવત જ્યાગત માધો શૂં મનાં. કૃષ્ણ.

પદ ૧૯ : રાગ ધનાશ્રી તથા મેવાડો

દુહો

ઉદ્ધવજીની વાતથી પરખી જાણી મંન
ગ્યાન-ગોષ્ઠ વારૂ કરી: 'ભલે ભલે જી ધન્ય.
એહેમાં અમ્યો લહૂં નહીં, ઉદ્ધવ ! એક લગાર :
એ કાલાને કારણે અમ્યો મેહેલ્યો પતિ-પરિવાર.

ગીત

સાંભલો, ઉદ્ધવજી ! એક થોડી કથા.
બાપજીના સમ છે, જો બોલૂં વૃથા.
વારૂ વાધી મથુરાંમાં પ્રથા.
દીપ ન જાણે પતંગ તણી બ્યથા. ૫૪૫

ઊથલો

પીક પ્રીછે નહીં દીપક, પતંગ ઝંપાવી મરે.
કૃષ્ણજીએ જે કરૂં તે મનુષ્ય થઈ કો નવ્ય કરે.
ઉદ્ધવ આગલ્ય ગ્યાન કેહેતાં કપટી કાં લાજ્યો નહીં ?
એક વાર આવે આંખ્ય આગલ, જોઉં જો સકે કહી.

વસ્ત્રવેહોણી રહી રામા, અંબર ગ્રહી ઊંચો રહ્યો. ૫૫૦

પ્રણામ તો રવિને કરાવ્યા, એ ધર્મશાસ્ત્રી કીહાં કહ્યો?
આભ્રણ પેહેરી અંગનાનાં, વેષ વામાનો ધરી
જો જ્ઞાન શીખવવું હતું તો પ્રથમ પેર તે કાં નવ્ય કરી?
લોક કેરી લાજ સઘલી એહેને અરથે સહુ તજી.
સુત ભ્રાત ભરતા પિતા માતા, ઉતારયાં મન એ ભજી. ૫૫૫

નિરગુણ થઈને નડે છે, પણ જ્ઞાન સઘલું એ લહ્યું;
તકને શું તાકિયે, જ્યારે માખણ કર માંહિ ગ્રહ્યું?
બાંધ્યો છોડયો જાગ્યો નાચ્યો; જયમનું રમતું વીસરયું;
ભલે સુંદર શામજી! એ જ્ઞાન અતિ અંગીકરયું.
દાણને મશે કરીને ગોપી-ગોરસ ચાખતો; ૫૬૦

સંભારી સુંદર શામજી! તાહારા વદનથી શું ભાખતો?
પાત્ર રંગું પદમની, એક અક્ષર મુખમાંથી ભણો.
ગ્રહતો કર માંહે ગ્રહીને આદર કરતો અતિ ઘણુ.
ટલવલીને તક પીતો; હવે ભાખી ભૂખડી:
મુંને આજ નિદ્રા નથી આવી; શામાથે નાપી સૂખડી. ૫૬૫

અમૃતથી અતિશે મધુરતર મોહન-મોરલી બાજતી
કોટ મુગતી તણી કથા તે લલિત સાદે લાજતી.
એહેવું કઠિણ કૂબડીને કહો; અમ્યો જ્ઞાનમાં શું જાણિયે?
જડયો જ્યાની 'હાથ હીરો, ફોકટ-ફોકટ વખાણિયે.'

પદ ૨૦ : રાગ ધનાશ્રી તથા મેવાડો

દુહો

વૈકુંઠ કેરી વાતડી ને જ્ઞાન તણી જે ગોઠ, ૫૭૦
ગુણવંતો ગોવિંદજી; હસતાં નાખ્યું હોઠ.

આશીગારો અતિઘણો, કરતો નાહ્રાનાં આલ.
તે વિરહ-વેદના પૂરની કયમ બ'માગે પાલ !

ગીત

गोपिका ऊचु :–

'ઉદ્ધવ ! કાહો એમ ગયો હરી
તન મન પ્રાણુ અમાના સંગે હરી. ૫૭૫

શું કાહો સાધુ ! લોચન જલે ભરી,
જાતો જોઇ જે ન ગયાં મરી ?

ઉથલો

મરી મથુરાં ન પોહોતાં તો મુખ શું દેખાડિયે ?
પુરુષોત્તમજી તણે પાસે વસ્તુ, કાહો, શી માંડિયે ?
સંસારમાંહિ શામજી વિના કથા બીજી કો કહે, ૫૮૦
વપુ વિષે તે વજ્ર વાગે; મર્મ માનુષ નવ લહે.
સ્વર્ગને અપવર્ગનાં સુખ અમે તો આની મલે,
પણુ નંદ-નંદન તણી લીલા રહેથી રખે ટલે !
નિર્લજ્જ લંપટ લાજ લોપી ગોપીને ઘેલી કહે.
આણુ પુરુષોત્તમ વિના પલ એક રાખ્યો નવ રહે. ૫૮૫
મન મથુરાંમાં વસ્યાથી રખે જાણો વીસર્યું !
એક દાઝ : દિન-રેણી રહ્યા જે કર્યું કુબડીનું કરચુ.
કંસ કેરી કિંકરી શું રમોજી રંગે રહ્યા.
ઉપદેશ દેવા આજ ઉદ્ધવ ! ભલા અહીં આવી થયા.
જશોદાજી કયમ વીસરે ? એ વાત નહીં કેહેવા તણી. ૫૯૦
ઉદ્ધવ ! કયાતાં જનમ જાયે : કથા કાલાની

વસ્ત્રવેકોણી રહી રામા, અંબર ગ્રહી ઊંચો રહ્યો. ૫૫૦

પ્રણામ તો રવિને કરાવ્યા, એ ધર્મશાસ્ત્રી કીહાં કહ્યો ?
આભ્રણ પેહેરી અંગનાનાં, વેષ વામાનો ધરી
જો જ્ઞાન શીખવવું હતું તો પ્રથમ પેર તે કાં નવ્ય કરી?
લોક કેરી લાજ સઘલી એહેને અરથે સહુ તજી.
સુત ભ્રાત ભરતા પિતા માતા, ઉતરચાં મન એ ભજી. ૫૫૫

નિરગુણ થઈને નડે છે, પણ જ્ઞાન સઘનું એ લહ્યું;
તકને શું તાકિયે, જ્યારે માખણ કર માંહે ગ્રહ્યૂ !
બાંધ્યો ઊખડ્યો નચ્યો નાચ્યો; જમવું રમવું વીસરયું;
ભલે સુંદર શામજી ! એ જ્ઞાન અતિ અંગીકરયું.
દાણને મશે કરીને ગોપી–ગોરસ ચાખતો; ૫૬૦

સંભારી સુંદર શામજી ! તાહારા વદનથી શું ભાખતો ?
પામ રંચું પદમની, એક અક્ષર મુખમાંથી ભણો.
અલતો કર માંહે ગ્રહીને આદર કરતો અતિ ઘણ.
ટલવલીને તક પીતો; હવે ભાખી . ભૂખડી
મુને આજ નિદ્રા નથી આવી; શામાયે નાપી સૂખડી. ૫૬૫

અમૃતથી અતિશે મધુરતર મોહન–મોરલી ગાજતી
કોટ મુગતી તણી કથા તે લલિત સાદે લાજતી.
એહેનું કઠિણ કૂબડીને કહો; અમ્યો જ્ઞાનમાં શું જાણિયે ?
જડ્યો જ્યાની 'હાથ હીરો, ફોકટ–ફોકટ વખાણિયે.'

પદ ૨૦ : રાગ ધનાશ્રી તથા મેવાડો

દુહો

વૈકુંઠ કેરી વાતડી ને જ્ઞાન તણી જે ગોઠ, ૫૭૦
ગુણવંતા ગોવિંદજી; હસતાં નાણ્યું હોઠ.

આસીગારો અતિઘણો, કરતો નાહાનાં આસ.
તે વિરહ-વેદના પૂરની ક્યમ બંધાયે પાલ ?

ગીત

ગોપિકા ઊચુ :-

'ઉદ્ધવ! હાલો એમ ગયો કરી
તન મન પ્રાણ અમારા સંગે હરી. ૫૭૫

શું કહો સાધુ! લોચન જલે ભરી,
જાતો જોઇ જો ન ગયાં મરી ?

દમલો

મરી મથુરાં ન પોહોતાં તો મુખ શું દેખાડિયે !
પુરુષોત્તમજી તણે પાસે વસ્તુ, કહો, શી માંડિયે ?
સંસારમાહિ શામજી વિના ક્યાં બીજી કો કહે, ૫૮૦

વપુ વિષે તે વજ્ર વાગે; મરમ માનુષ નવ લહે.
સ્વર્ગને અપવર્ગનાં સુખ ગમે તો આવી મલે,
પણ નંદ-નંદન તણી લીલા રુદેથી રખે ટલે !
નિર્લજ્જ, લંપટ લાજ લોપી ગોપીને ઘેલી કહે.
પ્રાણ પુરુષોત્તમ વિના પલ એક રાખ્યો નવ રહે. ૫૮૫

મન મથુરાંમાં વસ્યાથી રખે જાણો ઊતર્યું !
એક હાજ: દિન-રેણી રહ્યા જે કહ્યું કુબ્જાનું કર્યું.
કંસ કેરી કિંકરી શું રમોજી રંગે રહ્યા.
ઉપદેશ દેવા આજ ઉદ્ધવ ! ભલા અહીં આવી થયા.
જશોદાજી ક્યમ વીસરે ? એ વાત નહીં કહેવા તણી. ૫૯૦

ઉદ્ધવ ! ક્યાતાં જનમ જાયે : કથા લાલાની ઘણી.

રમત્ય રાસ તણી રચી તે ક્યમ કહીયે મુખથી,
વિધાતાએ કોટિ જિહ્વિભા વદને જે દીધી નથી ?
વીસારવાની વાત; હોએ તો વીસરે નહીં શાં ભણી ?
તન-મંન તે દિન સોંપિઆં; અમ્યો સરવનો કીધો ધણી. ૫૯૫

ઉપાધિ અમને શીખવે છે મૂર્ખ મન માંહે લહી;
જ્ઞાત કેરી ગોષ્ટ ગુરુતર ક્યમ શકું અબલા ગ્રહી ?
જ્યોગ કેરાં અંગ સઘલાં ભોગ્યને ભણાવિયે.
પુરુષોત્તમ ! આ પીડ્ય જોવા વેગે ગોકુલ આવિયે.
અવતરવું મરવું અમારે સુગત્યથી મોંઘું ઘણું; ૬૦૦
શતખંડ જિહ્વા કરું જ્યાની જો કૃષ્ણજી વિન બીજું ભણું'.

પદ ૧૧ : રાગ ગોડી

દુહો

પ્રેમ સહિત સહુ પ્રેમદા વીટી રહી અનેક,
ઉદ્ધવને આદર કરે નાનાવિધના વિવેક.
'આવો આણે આંગણે; કિપા કરોજી આજ.
ચરણ કમલને ચરચશું મનશું મૂકી લાજ.' ૬૦૫

ગીત

ઉદ્ધવજીનો ઝાલી હાથ,
મંદિર તેડે સઘલો સાથ,
કૃતારથ માને કામ્યની,
ભાવસહિત બોલી ભામ્યની.
'આવો ભૂધરજીના ભ્રાત ! ૬૧૦
એક પૂછવી માહારે વાત.
મહૂરત માત્ર રહી સાંભલો.

વળતા મુજને ક્યાંહાંથી મળો ?
આ શી દીસે છે રે અસંન ?
મેં સહુવારે કીધું છે અન્ન. ૬૧૫

આ શેરી અતિશે રૂડી;
અહીં ઉદ્ધવ કરશે સુખડી.
વિલ મળી તાણે સુંદરી
પ્રેમે લોચન આંસુ ભરી.
શાક પાક સફલ સહુ થાયે, ૬૨૦

એક ગ્રાસ હરિજન મુખ જાયે.
અગ્યો મળવા ઈચ્છું છું ઘણું;
પવિત્ર કરો આવી આંગણું.
એ ઊભી દીસે કાબરી;
તેહેનું દુધ પીતા શ્રીહરિ ૬૨૫

હું સદા છું હરિની દાસી;
આવોજી આણે આવાશે.
રાત્ય દિવસ રહેતા અમ પાસે;
એ વિના છાશ નવ પીતા જાશ.
ઉદ્ધવ ! અતિ નીચી ઝૂંપડી ૬૩૦

ડગલું આંહાં ભરોજી, છે અડી.
પ્રેમ-પય મૂક્યું મેં કહી;
વણ પીધે જાશો જી......'
એમ અસંખ્ય આદર ત્યાંહાં કરે:
'અહીં આવ્યા વિના નવ્ય સરે. ૬૩૫

પ્રાત થયો ને ચાલી જાયે,
ભરી ભરભરી નેનમાં થાયે.'

એમ અસંખ્ય મલી ત્યાં નારચ,
ઉદ્ધવની કરવા મનુહાર.
જયાની જ્યુગત કેહે કયમ કરી, જો એક છીઞ મુખ માંહે ધરી ? ૬૪૦

પદ ૨૧ : રાગ મારૂ.

દુહો

આદર વ્રજ્યવાસી તણો ઉદ્ધવ જોઇ જેહ,
ગલિત ઘણું મનને કરે; ભાગ્ય તણો નહીં છેહ :
'શે નવ્ય સરજ્યો શામજી વ્રજ્ય-વીથી માંહે તરણ ?
જાતાં વલતાં વ્રજ્ય વધૂ મસ્તગ દેતાં ચરણ !' ૬૪૫

ગીત

મનમાં રહ્યા વિમાસે, ઉદ્ધવ, મનમાં રહ્યા વિમાશે.
'વૈકુંઠથી વિશેષે લીલા, ઘેર ઘેર ગોકુલ ભાસે. ઉ.
એક રૂપે રમતા મથુરાંમાં નિરખ્યા નેત્રે મોરારિ;
અહીં આવી વ્રજ્યવાસી જેતાં ખરી આંખડી ઠારી. ઉ.
ચરણ રેણુ રામાની ઊપર નાખું હું ઉતારી; ૬૫૦

પુણ્ય તણી રેખા કો પ્રગટી, આંહા આવતાં મારી. ઉ.
સંદેશો મોકલવાને મશ શ્રીકમજીએ હું તારચો;
કરુણા કરી અકિંચન જાણી; અરથ શહી ભણી સારો. ઉ.
હુંને વાહાલા વીઠલજી, એ અહંકાર ઉતારચો.
વિષમ વેદના હું (?) ભવદરણી, તે હરિવદનીથી હારચો. ઉ. ૬૫૫

હું હરિના કિંકરનો કિંકર : પ્રેમ આવડો રાખે.
અમૃતની શી કહું ઉપમા ? મધુર વચન મુખ ભાખે. ઉ.
પૂરણ ભાગ્ય વિના મૂતલમાં ચ્યતુરપણે ક્યમ ચાખે ?
ફટક ફૂટડો કરમાં રાખી ચિંતામણિને નાખે. ઉ.

વાસુદેવજી વાહાલા ગોપીને, તેહને વૈષ્ણવ કહિયે ૧૬૦
વેષ-વરણ-પુરુષ-નર-નારીનું તાતપર્જ નવ્ય ગ્રહિયે. ઉ.
માન તજીને હરિજન આગળ રહિને પગેક થઇયે,
ભાગ્ય-લાભ્યસો લીલાધરની લીલાને નવ્ય લહિયે. ઉ.
ભોલી ભરૂઆડી-દરશને જ્ઞાન રહેની ભાગી.
મોહનજી ! માગૂં આપો તો અહીં જનમુ લેઉં માગી. ઉ. ૧૬૫
ગોપી-ગોપ-ગ્વાલ-ગોકુલની લાલચ મુજને લાગી.
સરગ-મૃત્યુ-પાતાલ વિષે કો ગોકુલ નહીં અનુરાગી. ઉ.
અતિ ઉત્સાહ થયો ઉદ્ધવને ગોકુળની રતિ નિરખી.
કીતારથ માને માનુષ-શરીર હરદમ આધે હરખી. ઉ.
પ્રેમ વિના પુરષોત્તમ ન મલે; જોયુ પેરે પેરે પરખી. ૧૭૦
કલિજુગના પ્રાણી કરમ પાછે જા ગતિ જ્ઞાનીના સરખી. ઉ.

પદ ૨૩ : રાગ સોરઠી

દુહા

ઉદ્ધવને આગલ્યા કેડે તેડી આવ્યા શામ.
ગોવિંદજી ! ગમતાં કરે ગોકુલ આવી ઠામ.
ના ન કહીયે, કહાનજી ! મનમાં રાખી માન,
મથુરાંમાં વસના વળી નહીં વ્રજવાસીને શાન. ૧૭૫

ગીત

ઉદ્ધવ ! આજ મથુરાં જાય, કહેજ્યો કાહાનને રે,
એમ ન કીજે, નાથ ! મલે મોટા માહાનને રે.
લઘુવે લાડ લડાવિયા, કહેજ્યો કાહાનને રે,
આમ ગેહેલવાં દાય ? મને મોટા માહાનને રે.
આલ કરતો અતિ ઘણુ, કહેજ્યો કાહાનને રે, ૧૮૦
ન કહ્યાં કઠણ વચન, મલે મોટા માહાનને રે.

મથુરાંમાં વસવું ગમ્યું, કેહેજ્યો કાહાને રે,
અમ્યો ઉતારી મંન! મલે મોહો મોહાને રે
સાર વસ્તુ સઘલી હરી, કેહેજ્યો કાહાને રે,
લોપી કુલની લાજ, મલે મોહો મોહાને રે. ૬૮૫

વલી વચન નવ્ય કહી સકાં કેહેજ્યો કાહાને રે,
તે ધ્યાન-જ્યોગ થયો આજ; મલે મોહો મોહાને રે.
શાહાને શીશ ચઢાવિયાં? કેહેજ્યો કાહાને રે,
દીધાં નાહાનાં દામ; મલે મોહો મોહાને રે,
છાવપણાનાં છાંડુઆં, કેહેજ્યો કાહાને રે, ૬૯૦
કાં મેહેલાવો માચ? મલે મોહો મોહાને રે.

કોણ કંસની કિંકરી! કેહેજ્યો કાહાને રે,
સુણતાં વાધે શોક; મલે મોહો મોહાને રે.
ચતુરપણું ચરચાવિયું, કેહેજ્યો કાહાને રે,
આમ હસાવ્યા લોક; મલે મોહો મોહાને રે ૬૯૫

મસ્યા મૂકી મન ઉપરે કેહેજ્યો કાહાને રે,
એ રૂડાની ન રીત્ય; મલે મોહો મોહાને રે
એહે હૂંતી જો આવડી, કેહેજ્યો કાહાને રે,
તો શાહાને કીધા પ્રીત્ય? મલે મોહો મોહાને રે.
વંન વિષે વનચર ભલાં, કેહેજ્યો કાહાને રે, ૭૦૦
વેધાં આપે પ્રાણ; મલે મોહો મોહાને રે.

ચટ્યો રંગ ક્યમ ઊતરે, કેહેજ્યો કાહાને રે.
એમ ભાખે વેદ—પુરાણ; મલે મોહો મોહાને રે,
મનમાં મંન ભલ્યા પછી, કેહેજ્યો કાહાને રે.
અલગું કેહી વિધ થાયે? મલે મોહો મોહાને. રે. ૭૦૫
પ્રાણ રેહે તો અતિ ભલું, કેહેજ્યો કાહાને રે.
દેહ તજીને જાય; મલે મોહો મોહાને રે.

નગરનિવાસી નહીં અમ્યો, કહેજ્યો કાહોને રે,
મુખ બોલે મધુર વચંન; મલે મોહો મોહોને રે.
લાલચથી લળશી પડે, કહેજ્યો કાહોને રે, ૭૧૦
કપટી કૂડાં મંન, મલે મોહો મોહોને રે.
ભોલી ગત્ય ભરૂઆડની, કહેજ્યો કાહોને રે,
મેલ નહીં લવ લેશ; મલે મોહો મોહોને રે.
અતિ શાણાને શીખવો, કહેજ્યો કાહોને રે,
ઉદ્ધવના ઉપદેશ; મલે મોહો મોહોને રે. ૭૧૫
જો શીખામણ દેવી ઘટે, કહેજ્યો કાહોને રે,
તો પધારોજી આમ; મલે મોહો મોહોને રે.
મીટ જોઈ મનમાં ધરો, કહેજ્યો કાહોને રે,
આખું ગોકુલ ગામ; મલે મોહો મોહોને રે.
ઉદ્ધવ ! આ ગત્ય લોકની, કહેજ્યો કાહોને રે, ૭૨૦
નથી બીજાનું કાય; મલે મોહો મોહોને રે.
ઓઢવાને અંગ આપિયે, કહેજ્યો કાહોને રે,
ત્યારે એમજ હોયે; મલે મોહો મોહોને રે.
સંદેશા સઘળા સુણ્યા, કહેજ્યો કાહોને રે,
અમ્યો ઓળખ્યો એહ; મલે મોહો મોહોને રે. ૭૨૫
જ્યાની જડ શું જોડશો ? કહેજ્યો કાહોને રે,
અનંત અમારો નેહ; મલે મોહો મોહોને રે.'

પદ ૨૪ : રાગ મેવાડો

દુહો

ઉદ્ધવ માગે આગ્યના, જોડી બન્ને હાથ;
'કીતારથ મુજને કરયો; ભેટયો સઘલો સાથ.
નંદજી ! આપો આગ્યના;' ઉદ્ધવ બોલ્યા એમ; ૭૩૦
'મોહનજીને મથુરાં જઈ કહું ગોકુલની પેમ.'

રાગ

**યશોદોવાચ—**

'ઉદ્ધવ! ન ધરે આશ રે,
મોહનજી મથુરાં વસે, જી રે જી.
વીસરો વ્રજનો સાથ રે,
હાથ તણે સહુ કો હસે, જી રે જી. ૭૩૫
માહારા ભ્રાતા! તૂં આધાર રે,
પાર નથી પીડ તણો, જી રે જી.
હોજે શામજી! સાદે રે,
પાડ ચઢાવૂં છું ઘણો, હો જી.
જલ વિના કેમ રેહે મીન રે; ૭૪૦
દીન દામણી દાણી? હો જી.
ઉદ્ધવ! અમ્યો અનાથ રે,
મોહનજી! મન ગમિજો, હો જી.
જો અમ્યો રે રોને કહિએ દખ રે,
સુખસાગર માહારા શામજી! હો જી. ૭૪૫
કૃષ્ણ કમલ—લોચન રે!
રંગભેર રમતાં રામજી! હોજી.
હું ભલોભાવ તારી ધાવ રે,
આવ્ય, કુંઅર! ચોહેવૂં લહી, હો જી.
તું છાં મથુર સજાવ્ય રે, ૭૫૦
અમ્યો કેમ સહિએ ગોકુલ રહી? હો જી.
મુને વખાણી બહુ લોક રે,
તે શોકસાગરમાં પાડવા, હો જી.
કાંઈ કરુણા આણી મંન,
આવો, કુંઅરજી!—બાલવા! —હો જી ૭૫૫

મેં દુખ્યો તારો તાત રે,<br>
વાત કોહોની નવ્ય સાંભળી, હો જી.<br>
કેહેતો માડી મધુરે વચન રે,<br>
ઊપજતી મન અતિ રલી, હો જી.<br>
ઘેર નહી નાહાનું મોટું બાલ રે, ૭૬૦<br>
હું કાલ કેહી પેરે નીગમું ? હો જી.<br>
સુત ! તાહારો રોહેજ સ્વભાવ રે,<br>
ન મલે જો અન્યતી ભમું, હો જી.<br>
મુને તાહારા રામ, શો આર રે !<br>
જો ગાયે ચારય મુખથી કહું, હો જી. ૭૬૫<br>
માંકડાં ભેલા કોડ રે,<br>
જોડે ગયો હું નવ્ય લહું, હો જી.<br>
હું અણલેહેતી અપાર રે,<br>
પર ઘેર જાતાં વારતી, હો જી.<br>
કૂંડે પડશે તન રે, ૭૭૦<br>
મન ઓહેવૂ ન વિચારતી, હો જી.<br>
મે કરાવ્યાં બહુ કામ રે,<br>
મામ માડી લહી ગમતો, હો જી.<br>
હું કરતી ક્ષણ ક્ષણ રીશ રે,<br>
શીશ ધૂણીને સાંખતો, હો જી. ૭૭૫<br>
મેં જાણ્યો તુજને પુત્ર રે,<br>
સુત્ર સારૂં તેણે કરયું, હો જી.<br>
હાવે ઓળખ્યો ભેદ રે,<br>
જાયેકેવા છે તેહેનું કરયું, હો જી.<br>
મુને દેખાડયું બહુ વાર રે, ૭૮૦<br>
પાર નથી આરંગ તણો, હો જી.<br>
જે જાણે નહીં લગાર રે,<br>
જ્યાનીની જોડી ધણી. હો જી.

### પદ ૨૫ : રાગ ધનાશ્રી

#### દુહો

નંદજી કેહે : ' ઉદ્ધવ ! સુણો, માહારા મનની વાત:
મેં હઇડું પણ થિર કરયું; પણ મરશે એહેની માત. ૭૮૫

એક મહુરતમાં માહાવજી લીલા કીધી લક્ષ;
ઘટે નહીં ગોમ્યંદજી ! તજવો તેહેનો પક્ષ.

#### ગીત

આવોજી એક વાર, આતા ! આવોજી એક વાર;
દિન દશ રહીને ચાલજ્યોજી, પ્રાણ તણા આધાર ! આતા.
નાહાનો સરખો નેસડો રે, કાલા ગેહેલા લોક; ૭૯૦
ગોકુલ આવો, કાહાનજી રે ! તેહેનો ટાલવાને શોક; આતા.
શોણું સરખું વહી ગયુ રે; ખરી ન પોહોની ખાંત;
સુખ દુઃખ કેરી વાતડી રે. નવ કીધી એકાંત; આતા
ભાર ઉતારો, ભૂધરા રે ! ગરઢો જાણીને તાત.
કોહોને દુઃખ મનનું કેહે, મોહન ! તાહારી માત ? આતા. ૭૯૫
જો મથુરાંમાં વસવું ગમે રે, તો તેડો અમને સાથ.
ના નવ્ય કહિએ, કાહાનજી ! ઝાલી જાતાં હાથ્ય; આતા.
સરવ વિના જીવ સરે રે, ન સરે તુજ વિના; પીર !
કોહોની, કેહી વિધ રાખિએ રે, પ્રાણ વિનાનાં શરીર? આતા.
મન જોયાને મોકલ્યા રે, ઉદ્ધવ, માહારા તંન ! ૮૦૦
પણ હીરે જે જન હેલવ્યા રે, તેહેમાં સ્ફટિક ન માને મંન. આતા.
એક પચવીશી પ્રેમની રે, કાગે સુણી જેહ,
જ્યાની, જાદુપતિ રાખશે રે, તે જન ઉપર નેહ; ' આતા.

બ્રહ્મણનિ વ્રત પાલિ ઘણી, દંન મંન દિ તર્તપિણિ.
ઉત્તમ લોક વસિ તેણિ વાસ, સુણિ શાસ્ત્ર, ધરમ અભ્યાસ.
ગંદ્રવ ગીત કનોહલ કરિ, બ્રાંહ્મણ વેદ સરસ[૯] ઊચરિ.
માધવ હૂતુ બ્રાહ્મણ સાર, રૂપિ રૂડુ સનક કુમાર;
કરિ ધરમ, ધ્યાઇ ગૃહિ દેવ, સેવા કરિ સગ શિવ દેવ.[૧૦] ૨૦
કંદ્રપ કલા- મયણ અવતાર, રૂપવંત અંગ ઉદાર
લોયણ મૃગ તણિ આકાર, તે વિધ કે રૂપ આકાર.
નગર માહિ ઉપજિ મોહ, જસ્યાં સ્ત્રી ન રહિ કોએ[૧૧]
કામબાણ લાગિ અત ગલિ,[૧૨] જે દેખિ તે ધરણિ ઢલિ.[૧૩]
સબલ નારનિ મૂરછા થાઇ, નાબલ સ્ત્રી તે ધરણિ જાઇ. ૨૫
કાચિ ઘડિ જલ ઝલહલિ, થાજિ લહિર કોહલ્ય વલિ.
માધવ મકરધ્વજ અવતાર, તેહનું રૂપ મહં સંસાર.
સ્ત્રી મન ઉપજાવિ નાસ, અબલા તે મૂકિ નીસાસ.
તે લજ્વાતી વાત ન કરિ, રહિ દુઃખ નયણિ જલ ભરિ.

બાર જોયણ તણુ વિસ્તાર, નગર તણુ ન લાભિ પાર. ૩૦
સુંદર વાત અત્ય ઘણી, વાઝોઉ નગર વાત સવે સુણી,
તેડીને પડિત પૂછાય, વાંઝોઉ નગર શુ રોગ કિમાઇ ?
જૂધ જોસ, જોશી ઊચરિ, 'સરીર રોગ તે પીડા કરિ.'
વૃદ્ધાં કન્યા તેડી વીનતાએ, એ નાત્ય તણી સ્ત્રી પૂછાએ.
વૃદ્ધા[૧૪] કન્યાનિ[૧૫] પૂછિ અસું, 'પુત્રિ, વહુ, તમ કારણ કસું ?' ૩૫
પુત્રી વહુ વાત એમ કહિ, 'સ્ત્રી સહુ વેદના લહિ.
માધવનિ દીઠિ જે રહિ, ખસી મન કન્યાના પહિ.'
આવી વાત કન્યા આગ કહિ, માધવ રૂપી નગર મંદ રહિ.
તેહનિ દીઠિ જે કન્યા થાય, ખમી મન નિ ધરણિ જાય.

મલા લોક નિ માઝન મહ, પગણાવરણ મલૂં તે બહ.
રાઇ મંત્રણ મલા તતખેવ, સભા પૂરાનિ બિઠુ દેવ.
ગોપીચંદ રાઇ પૂછી વાત 'માહારી દૂભણ કુંઅરીની ઘાત.
શ્રીલષમી અરથ ભડાર, પુત્રવિહૂણ ચનુ સસાર.
પુત્ર વિના મંદિર સમશાન, પુરવજનિ[16] કુણ દિ જલદાન ?
પુત્ર વના માતા એકલી, ઇવ્ના પાખે મૂઈ ભલી,
પુત્ર વના પિતા એકલુ, તેહનુ વાસ જ વગડિ ભલુ.'
નગરસેઠ ઇમ બોલિ બોલ, 'સ્વામી, વાત નથી અમ તોલ
માધવ દ્વિજ[17] નગર સંચરિ, તુ તુ અંન્યા કેતા કરિ.
નયણબાણ મૂકિ અતિ ઘણા, બનિ ગ્રભ તે અસ્ત્રી તણા.
જેહનિ ઉર ગ્રભ નાવ રહિ,' નગર લોક રાઇ આગલ કહિ,
કિહિ પુર પાટણ ઊજડ થાઇ, કિહિ માધવ દેસંતરિ જાઈ.

દુહો

તતખણ રાજા બોલીઆ, 'સુણ્ણુ લોકો વિચાર,
નયણિ હું જોઉ વલી દ્વિજ તણુ આકાર.'
રાય પરજણ ચલાવીઆ માધવ ભણી અપાર,
'ઊઠુ, આવુ ઉતાવલા, રાઇ તેડિ તેણિ વાર.'

વેણા વંસજ કરિ ધરી, આવુ સભા સોએ.
છુતર કલા નિબદ્ધ ઘણી, સરત ભણતુ જાઇ.
માયા દીઠી મન તણી, સતોષ્યા સહી સાચ,
રૂપવંત રહિણ વર્યો અંગિ અનોપમ વાચ.
રાઇ પાશિ બિઠારીઉ, 'માધવ, તું અવિધારિ
જત્ર વંશ તે કર્યં ધરો વનિ, મ લાઉ વાર.'
વેણા વંશજ વાયયા, માધવ માહ્ગુ ગાન,

---

16 પૂરવજન. 17 વિપ્ર.

જે સાભલિ તે ચિત્ત ચરિ, રાજા થઉ તુષમાન[18]
ચિત્ત ચાલ્યા અતિ ઘણા, થઉ અચા વિસમ ચિતિ,
વિમાસણુ રાજા કરિ, 'માધવ માહારો મિત્ર' ૬૫

ચોપઇ

રાણી હરખી તે નિવિ સુણી, માધવ તેડાવ્યો તતક્ષણિ,
ઊભી કહિ, 'વિપ્રકુમાર, વંશ જ ન વાણો[19] અહિ વાર,'
વાવેલીયા પહિરાવ્યા ચીર, અમલ ભિડી આહારી તીર,
તલ પાથરીઆ અમલા ઠરિ, શાન કરિ આગમ્ય નરેશ
શ્રીરાજ ભેરવ ભૂપાલ, કીધી આર્ત્તિ અતિ વિશાલ ૭૦
નાદી સર્સિ નર્ત્તિ આરતિ, અમનાતણા ચિત્ત ચાલવિ
પ્રમગ તિ રંગિ વંગિ હુઆ, અ ાાહ મગી વેણી લિરા
તવ પાથરિયા શય્યા પાસ, નાગા વસ્ત્ર તે સર્વે વિણાસ
અંગ મોડતી અબલા ઊઠી, તવિ રાજા કોપાતલિ દીઠી
રાજ્ય રાણીનિ કહ્યુ, કન્યા, નીર્ય તાહારુ મન રહ ૭૫
માધવ મૂઉં મમ નહી તાહ, ચતુરાઈ જવ ઉરિ જાઇ,'
રુદ્ર મહારાણીઇ ઇમ કહુ, 'માધવ વિપ્ર દેશાંતર લહ'
આપ્યા વસ્ત્ર સવિ સ્યામવર્ણ, નવ્ય પાન અધગીડા કર્યું
લોહ ત ાી ચાવી તિ જાણી પાવી પાવડી મિહિ[20] ધરી
'છડી રહિ માધવ નલા અધિકેરુ પ્રીતમ અધિકી કલા ૮૦
તમ રૂપ સહ ન જાઇ, છડી વિપ્ર દેશાંતરિ જાઇ'.

દેશી[21]

'છડિશિ રાયજી, નહી રહુ તમારિ દેશજી,
ભમતાં ભુવનિ વગતશ, ઉપરિ ગુરુજ કરેશ

---

૧૮ દર્શમન ૧૯ વાહો ૨ મિહિધિ ૨ મૂળ પ્રતમાં 'આહા લગ્નુ છ

માહાડ[૨૨] નહી રે માહીઆં, નહી રે ગામિ ગરાસિ
[૨૩]દીહાડિયા દાડા નીગમશુ, જાહા સરિ[૨૪] તિહાં વાસઉ.

अतिरूपाद्धृता सीताऽतिगर्वाद्रावणो हत. ।
अतिदानाद्बलिर्बद्धोऽतिसर्वत्र वर्जयेत् ॥[२५]

ચોપઇ

અતિરૂપથી સીતા હરી, અતિ ગર્વિ રાવણ[૨૬] ગયો મરી.
અતિ દાનિં રાજા બલિ છલ્યો. અતિ રૂપિ માધવ[૨૭] નીકલ્યો.'
એહવા વચન કહ્યા સાર, ઉઠ્યો માધવ કરી જોહાર.
નગર છડ્યુ માધવ તેણિ વાર, અબલા ઝૂરિ દુઃખ અપાર.
એ દિસિ માધવ જાઇ, ટેલિ સ્યલી મારિ.
સૂકી સાલ કામિ[૨૮] કરિ દક્ષણ દેશિ માંજાગી ફરી.
રમા (?) મે હ બહુ કરિ બધિ, નયણે દીઠો બાલક વૃદ્ધ[૨૯]
શુકન તણી પરીક્ષા કરી, પુષ્પાવતી નગરી પરહરી.
નગર માહિ ઝૂરિ સર્વ નારી, લાગો મોહ માધવનો સાર.
મતિ ભર્મ સ્ત્રી તા ઠઈ, નાર્ય સર્વ હેતના લહૂ.
આણિ માધવ મદન અવતાર, એહવુ રૂપ નથી સંસારિ.

દુહા[૩૦]

'આજ માધવ જ્યાહા વસિ, ધન તે નગરીના લોક,
એક પતોની દૈવાગિ, એક મનિ પડિઉ શોક.
એક ત્રબેટિ ટલવલિ, એક સરિ ઉપજિ હાણિ,
માધવ નયણા નવ ટલ્યો, હેવા છંડિશ પ્રાણ'

---

૨૨ મોહોડ ૨૩ દીઠ સે. ૨૪ સારિ. ૨૫ પ્રતમાં આ પ્રમાણે છે अतिरुपहृतासीता अतिगर्वेण रावण अतिदान बलि धर्मेआति सर्वत वर्जयेत् । ૨૬ મૂળમાં નથી. ૨૭ મા ૧, ૨૮ કારિ. ૨૯ બાલનાયક. ૩૦ વસ્ત.

ચોપઇ

નયણે ઝૂરિ સર્વ કામની કરિ વિલાપ અતિ ભામની,
નયણુ બાણુ લીઉ જવ મોહિ, કરિ સખ નહી માધવ કોહ
જમ જલ વિના મછ ટલવલિ, ભમર કમલ દેખી વલવલિ, ૧૦૫
ધણુ જીવત કારણુ એહ, લાગો વિરહ વિપ્રનો તેહ
ઝૂરિમઝૂરિ[31] કરતો જાય, ચાલ્યો માધવ અતિ અગ્રાહિ,
'હે હે દેવ તે શ કર ? પુષ્પાવતી નગર પરહરુ
તાન પાન ગો ષટ ગુણુ ગાન, ધ્યાઉ ધરણીવરનુ ધ્યાન[32]
સાવભક્તિ ભૂધરની કયો, હું ગોવ્યંદના ગુણુ ઉચરુ ૧૧૦
સેવકની સાર તે કરો, સમરથ રામ તમે ઊધરો'
સેવા કરિ સદા સત્ર તણીં, ધ્યાન ધર્મ કરિ સત્ર તણુ
ઘણા દિવસ હૂઆ જિટલિ, ચોહોતો વિપ્ર નગર તેટલિ
નગર અસભિ દીસિ વલી, માધવ મન્ય ઊપની રલી
કનક કોટ ત્રિકનસા ઘણા, રત્નજડિત મંદિર તેહ તણા, ૧૧૫
કનક જડિત કોઠા કોટલી ઊની ધરી રત્નમિ જડી
નયતેરી નગરી નરશ, માધવ ત્યાહા કરિ પ્રવેશ
નગર માહિ કુતૂહલ કરિ, બ્રાહ્મણુ વેદ સર્ત્તિ ઉચ્ચરિ,
વાજિ ભેર ચંગ મંગ, અગોરી યત્ર ઉપંગ,
તબલ તાલ ત્રબક નહિ, વાજિ રણુધ્વન,[33] રહગહિ ૧૨૦
રૂપકૃત વાણી પાલિ ધર્મ, બ્રાહ્મણ કરિ સદા ષટકર્મ
સાધ ગુણુ ગોવ્યંદ તણા, રાજા દાન દિઇ બ્રાહ્મણા
કામાવતી નગરીનુ નામ, કામસેન રાજાનુ નામ
રાય આગલિ સભા[34] મંડવી,[35] પંચશબ્દ નીશાણુ ગડગડિ
દ્વાર સબ્ધ ચાલીનિ ગો, તવ પ્રતિહારિ પૂછીઉ, ૧૨૫
'દ્વાર અંતરિ ગમન ન[36] હોઇ, રાય વચન વિણા ન જાઇ કોઈ'

---

૩૧ ઝૂરિમાઝૂરિ ૩૨ ધ્યાન ૩૩ રણુકાર ૩૪ 'કાવ્યા' પાઠ પણ અંગિકારવું છે ૩૫ બની. ૩૬ મૂળ પ્રતમાં નથી.

બીરો માધવ ધરીનિ ધ્યાન, નાદતણ ઉપરુ ગુણજ્ઞાન
સભા મધ્ય[37] નખી નર્તિ કરિ, હાવભાવ મોદ મન્ય ધરિ
વાજિ માદલ શિશિર સુચ્ચર, નર્તિનારિ ઉપજિ અતિ રંગ
'રાજા મૂર્ખ છિ, પ્રતિહાર, કરિ દક્ષણ અગુઠો વારિ ૧૩૦
તેણિ રંગિ વરંગિ ઊપજિ, રાજા પ્રીક્ષા તે નવિ ભજિ.'
ભયો પ્રતિહાર તેં રાજા ભણી, કીઉ પ્રણામ નામ તત્ક્ષણી
'બ્રાહ્મણ એક બિરો ઈમ કહિ, તાહારુ રાજા મૂર્ખ કાઇ નવિ લહિ
રંગ માહા કોસાજ હોય, રાગતિ ન મનિ નખ ખરુ તોઇ,'
પૂર્વ દસ મુખ તે કેહુ, દક્ષિણ દસ તે ખરુ કહુ ૧૩૫
ફેરી સભા તે શાઉ ધીર, દક્ષણ મુખ કરી બિઠા વીર,
ઉત્તર મુખ નાદ નર્તિ હરિ, વારિ પરીક્ષા[38] મનમાહિ ધરિ
પ્રતિહાર પૂછિ વિવેક, 'સ્વામી નામ નહિ વિવેક
હવિ નાદ નર્તિ ઉચ્ચરિ, માધવ મન વિમાસણ કરિ.
સભા ફેરવી રાજા ઘણુ ઉત્તર મુખ પખાજી તણુ. ૧૪૦
'એણિ ઇપૂણિ બાઇજ્યો[39] સહી, મુખ ખરુ જુગતીઉ' કહિ
રાજાઇ તેઓ તેણિ વાર, ચાલ્યો માધવ, કરો જોહાર
રાજા કરિ અતિ પ્રણામ, અપ્યુ સિંહાસન અભિરામ[40]
રતo. ,[41] સભામાહિ આવ્યો વીર
રહ્યો મૂર્છાવશ થઇ રાજા, મોહી રહ્યો કે દેવના કિંહિવાય ૧૪૫

દુહા[42]

કર જોડી રાજા ભણિ 'રખે ન જાણ્યુ કામ,
ક્યાહાંથી તમે આવીઆ, શુ તમારુ નામ?'

૩૭ 'સભા મધ્ય' એ શબ્દો મુળમા ન હોવાથી ચરણ તુટે છે ૩૮ પ્રતિક્ષા
૩૯ બાચિઇજ્યો ૪૦ અતિ અભિમાન ૪૧ મૂળ પ્રતમા આ ચરણ આ
પ્રમાણે અધૂરું જ લખેલુ છે ૪૨ છંદનુ નામ નથી

'પુષ્પાવતી નગર' વસૂં, ગોદાવરીનિ તીર;
ગોપીચંદ[૪૩] રાજા ભલો, તેનો પ્રજા સાહસ ધીર.
નગર લોક સહૂઇ સુખી, કરિ રૂડાં કાંમ, ૧૫૦
તે નગરથી આવીઆ, માધવ માહારું નામ.'
કામસેન રાજા કહિ, 'ઉત્તમ રૂડી ગાત્ય;
તમે એતલિ[૪૪] કયમ આવીઆ[૪૫] વેગિં કહિ મુજ વાત.
'રાજા તુ વિચક્ષણ સાંભલ્યો, સુણિ કામકંદલા નારિ.
હું જોવા તમ આવીઉ, રાજન, તું અવિધારિ. ૧૫૫
ભરદ[૪૬] ભેદ જાણ્યું ઘણું......[૪૭] નર્તિ નિં ગાન,
નાદ ગાન પિંગલ લહૂં, વાજિત્ર છત્રીસ નામ.
યતિ સંન્યાસી પંડીઆ સુન્દર પુરુષ સુજાણ
દેશ ભમતા એ ભલા, ધિરિ બિઠા રહિ અજાણ.'

ચોપઇ

માધવ બિઠો મન ધરી ખંતિ, રાજા માન દિ અનંત; ૧૬૦
ત્યાંહાં કામકંદલા નાચિ પાત્ર, રાય આગલિ માંડી યાત્ર.
રાજા આગલિ રંગ નવિ લહિ, તે પરીક્ષા કો નવિ કહિ;
માધવ રૂપ વિમાસિ વલી, પૂન્યમ સોલ કલા મુહિ મલી.
લોચન કોરિંગી લાગાં સાર, ભમર નયણ તેણિ પ્રાકાર;
દીપક ધારિ નાસિકા સહી, ડસણ બત્રીસી હીરા ગ્રહી ૧૬૫
રક્તિ રંગ અધર અતિ કરિ, વેણિ વાસક સહી નસિ ફરી;
ઉગતો સૂર્ય તેણિ પ્રકાશ, ગલિ એકાઅલિ[૪૮] મોહિ હાર.
શ્રવણે ઝાલિ ઝબૂકિ રહી,[૪૯] જાણે જંઘા કદલી સહી.

૪૩ ગોપીચંદન. ૪૪ કેતલી. ૪૫ આવીક. ૪૬ વૃદ્ધિ. ૪૭ મૂળમાં શબ્દ પડેલો છે. ૪૮ એકાવલિ અલિ. ૪૯ રહે.

ગજગામ્યની દીસ કામ્યની, પવન યસી દીસિ ભામ્યની.[૫૦]
જંઘમ ક્ષતિ રક્ષણ કરિ, ઘક્ષ બત્રીસી આગિ આવરિ; (?) ૧૭૦
કામ પાત્ર તાલ કો વલી, માધવ જોવાનિં આગલી.
નયણ બાણ લાંબાં અતિ ઘણાં, જાણે ઇંદ્ર આવ્યાં પેખણાં,
કનક વેસ દીસિ વિસાલ, નાદિ સાગર ગુણ પ્રતિપાલ.
અહવા રામા રગિ ઘણું, લાગુ બાણ તે વિપ્રતણું;
વીર્ય ખલખલીઉં રામા રંગ, આકર્ષિ અનિ ઉછંગિ. ૧૭૫
નાસિક મધ્ય લેઈ નાખિઉ, માધવ તેણિ હરખિઉ.
પ્રેમ મદનખ[૫૧] દીસિ ચંદ, બાવનાચંદન ચર્ચ્યાં અંગ.
કનક કલશ કન્યા સરિ ફરિ, બેહૂ કર માહિ ચક્ર ફરિ;
કન્યા મખિ મોતી સરિ ભરિ, ધીર ઉપરિ નરનિં જો દરિ.
આવ્યો ભમર પ્રેમ પ્રમોધ, સ્તન ઉપરિ બિઠો મધ્ય; ૧૮૦
નિજાણ કોઅ સ્તન ડસિ, અંગ ફરકે મધુકર -વસિ.
ફરકૂં અંગ, ભમર ઊડિઉ, તેણિ લક્ષણ માધવ રીઝિઉ;
આવી બિઠો સ્તન માહિ, માધવ ભમર મારો તેણિ ઠામિ.
તવ માધવ દાન દિઈ, જમણિ કરિ કામકંદલા લિઇ.
આપિ કાંઇ અર્થ ભંડાર, ગજ રેવંત સોનાના સાર; ૧૮૫
આપિ અંગ તણા શણગાર, મુક્તાફલ નિ માણક હાર
નિત્ય દાન વામ કર લિઉ, વિચાર તે રાજાઈ પૂછિઉ.
માંધવ વસ્ત્ર એેક આપિઉં, દક્ષણ કર તે ટાલી લિઉં.
તું રાજા કોપ્યો અપાર, 'કહો માધવ, એેક મણિ વિચાર.
કિહિ ગણિ દાન વિપ્ર તિં દિઉં, કિહિગણિં કામ્યની
જયમણિ કર્ય લિઉં.' ૧૯૦
'રાજા કાલ માંહિ કરિસૂં ઘણું, કરુ વાત તે શ્રવણે સુણું;
નગ્ન વેશ તાં એ અબલા છિ, સ્તન મધુકર બિઠો ડસિ.
તે મર્મ રાજા ન જાણ્યુ તણો, અંગ મોડની દીઠી ઘણો.

૫૦ કામ્યની. ૫૧ પદન.

નગ્ન નાર્ય નગ્ય જાણીરાય,[52]છઇલ પુરુષ નહી સભામાહિ.'
તંબાલૂ કુંડી સજ કીધ, પૂરી ઉદક[53] સંપૂરણ લીધ, ૧૯૫
બિહી અબલા માદિ મદિ ભરી, નગન નારિ હોઇ તે ખરી.
પિહિર્યાં ચીર સવિ સજ થઇ, એ માધવ ખામાવી કહી.
તવ રાજા ત્રૂઠા તેણિ વાર, ભાગ્ય વિત્ત અર્થ ભંડાર.
તમ ત્રૂઠિ હર્ષ તે હઇઇ, પરદુઃખભંજન રૈંજા કહીઇ;
કામકંદલા પૂછિ, 'રાઇ, સું આપીશિ વિપ્ર પસાઈ?' ૨૦૦
માધવ કહીઇ ગુણનિધાન, રાઇ ત્રૂઠા બહુ દીજિ માન.
કામ પાત્રની ઈછા ઘણી, માધવનિ દીધી[54] તતક્ષણિ.
ત્રૂઠા રાઇ દારિદ્ર હરિ, ત્રૂઠા રાઇ કર કુસુમ ધરિ.
ત્રૂઠા રાય ક્ષત્રીવટ કરિ, ત્રૂઠા રાય[55] દુઃખ સર્વ હરિ.
ત્રૂઠા રાય[56] ભોગ ભોગવિ, ત્રૂઠા રાય...[57] જોગવિ. ૨૦૫
રાય ત્રૂઠિ દુઃખ સર્વ જાઈ, રાય ત્રૂઠિ શત્રુ હોલાઈ,
રાઇ ત્રૂઠિ ચરણે ચાલીઈ, રાય ત્રૂઠિ મન માહાલીઇ,
રાય ત્રૂઠિ શત્રુ વશ થાય, રાઇ ત્રૂઠિ અંગિ ઉચ્છાહિ.
રાય ત્રૂઠિ માધવ મન હસિ, કામકંદલા આપી લેઈ.

દુહો[58]

માધવ કહિ, 'સુણિ કંદલા, વયણ એક અવિધારિ; ૨૧૦
ગણીઅલ ચ્યલિ ગુણ ઊપજિ, પ્રીત ન લાભિ પાર.
કોમલ રંગ બિસિ પસુ, કાઠિ કટકા થાઇ;
ગણીઅલ સરસી પ્રીતડી તે તે રંગિ કિમિ જાઇ?'
કર જોડી કહિ કંદલા, 'માધવ, વચન એક અવિધારિ;
નીરખી જિ એકજ હૂઆં, જલ મચ્છ પ્રીત્યજ સાર.' ૨૧૫

---

૫૨ છઇલ. ૫૩ અદક. ૫૪ દીધી ન. ૫૫ રાય ત્રૂઠા. ૫૬ રાય ત્રૂઠા.
૫૭ મૂળમાં અક્ષર ખરેલા છે. ૫૮ બાહા.

'બ્રાહ્મણનિ કયમ દૂબીઇ? કયમ શિર દીજિં ઘાવ?'
કામમેન રાજા ઇમ કહ્યું, 'છંડી નગર તું જાઇ.'
વિપ્ર કહિ, 'રાજા, સુણિ, તમે વઢો અમ કીધ; ૨૪૦
કામ પાત્ર વામી કરી, કામ જાગિ યશવા લીધ.'
રાજા બોલજ બોલીઆ તે કયમ થાઇ આલિ?
તે ભૂપતિ ભૂમંડલ કગો જેહની વાચા આલ?[૬૨]

ચોપઇ

તવ જો રાજા કોપ જ ધરિ, માધવ દેશાંતર સાંચરિ;
થાલી લોહ અડકશું ભરી, સ્વામી વસ્ત્ર સજા પરિહરિ. ૨૪૫
ત્યાંહાથી માધવ ચાલ્યો વલી, કામ પાત્ર-ચાઇ આકલી;
ભૂમિભૂરિ કરતાં ગઇ ગત, ઇમ કરતાં હુઉ પ્રભાત.
માધવ ચાલ્યો ચઢ નીરાગ, કામકન્દલા મૂકી આસ.
ઘણા દિવસ સુખ પામ્યો માર, કામબાણ લાગાં અપાર.
મદની ભરી, નેહિ[૬૩] આકલી, માધવ ગુણ લાગા વલી; ૨૫૦
કામકંદલા વયણ ઊચરિ, 'માહૂ' જોઇનિ પગલા ભરિ.[૬૪]

દૂહા

'હંસા[૬૫] એહ જ પ્રીતડી ...૨[૬૬] પાણી પીવંનિ;[૬૭]
જતિ તુ માનિ સરોવરિ, નહી તુ નરસા જતિ

૬૨. વિશાદ. ૬૩. વૃદ્ધિ. ૬૪. આ પછી 'આદો' એ નામનું છંદનું નામ લખીને
બે ચરણ અશુદ્ધ[illegible] . તેથી [illegible] આપ્યા છે. અર્થ [illegible]

હંસ તૃષા[૬૮] જિ સેવિ, જલ સેવાલ નિ પીડ;
બાર વરસઃ ભૂખો ભમિ, હોઇ તે રત્ન તણાય[૬૯] ૨૫૫
માધવ, ધાઢ જીવિ, મગીઇ ગામગરાસ;
માધવ ઉખાવો ચૂડલી, હૈઇ બાહ ધરાય.
વાલો, સખી, ચંદન પિંડ, ભાજિ હઇઆ તણી દામિ;
માહારિ મનિ માધવ વસિ, ગખે તે નાઠી જાય.
સજન,[૭૦] સધાવુ સખ્ય કરો, સખ્યાં કામ કરેશ; ૨૬૦
અથવા જિ અણુ આગલી, અમનિ મયા મા ઉતારેશ.
'સુ[૭૧] કીજિ બહુ રૂંખડ, પર્વત ભાર્યા જેહ,
એક ચંદનનો છોડુઇ, વન વાશીજિ તેહ.
માધવ મારિ[૭૨] મનિ વલ્લઉ યમ ચાતુકનિ મેહ;
હઇઆ ભીતરિ લીઉઇ, હું નલિની નીર સનેહ ૨૬૫
સૂખી, ઇ તુ મઝ વંઠુ, યમ નાદ વહનઉ કોરંગ,
હઇઆ સરિ લાગી રહી, યમ ચંદન સરિ ભોયંગ'

ચોપઇ

ગોઠ્યાવી માધવ ગાળીઉ, છાંડી નગર તે આગો થઉ,
'માધવ માધવ' કરતા ફરિ, સહી સમઝાવિ, વયણ ઉચ્ચરિ:
'સહી, દોષ દીધા અતિ ઘણા લાગા કર્મ પૂરવ ભવ તણા, ૨૭૦
કિંહ કિધા ભટ હોઇ તેમ ા, કિમિ ફૂડી સાખ્ય પ નાગી ઠકી?
કિમિ છેદ્યા પિંપળ અગધિ, કિમિ કીધ કૂઆ નધિ,
કિમિ વાલ્ના બોલ બોલિઉ, કિમિંહિ[૭૩] કાપોનિ લિસ.
કિ પંગતિ ભેદ કો થયતા કીધ કિ અબલા તણાં અવાર્યું લીધ,
કિમિ વિપ્ર દાન ન દીધા રાની, તો માધવની ગેના ટલી.' ૨૭૫

---

૬૮ તુરા. ૬૯. આ ચરણનો પાઠ અશુદ્ધ લાગે છે ૭૦ મૂળમાં નથી.
૭૧. સુ. ૭૨. તમારિ. ૭૩. મૂળમાં શબ્દો ખૂટે છે.

દુહા ૭૩

'અમે જાઉ દેશાતરિ, રખે દૂખ ધરુ મનમાહિ,
જેયણિ દશિ ગેયાવડા, યમ અયોધ્યાપતિ રાય
કેતે ઘાટે તે ગયા, માધવ મનશ જોય
બાર વરસ અપદશા ભોગવી, નલદમયન્તી સોય
મદાલસા[74] મૂઇ હતી, જાણે સજ્જન લોક, ૨૮૦
કેતે ઘાટે તે ગયા, મન્ય મ ધરજ્યો શોક
જે હરિ જીવતડા તેના શિરશિ કાજિ,
અમ તમ અતર જો હરિ તો પ્રાણ્ય ઘરિશ આજ'
કંડિ વિલાગી કામની, માધવનિ ગોમ્યાઇ,
'ક્યારિ દરશન પામશું! સજ્જન મેળાવો થાય ૨૮૫
અમ સરીખા અનેક હોત, પણ્ય તમ સરીખા નહી કોય,
મજ વયણુ સભારે, માધવ મનશુ જોય
કામકદના મોકલાવી ફરી માધવ ગઉ વિદેશ,
અવર્ય પુરા હુ બિહિનડી, માહાર મન માધવ વરેશ
ફૂલ વખાણું ગોરગો, ગ્રેમ વખાણુ જાઇ, ૨૯૦
ફૂડસ વખાણુ કેવડો, ચપો[75] માધવ ગાઇ
માધવ ચાલ્યા, દિન ઘણા, સદેસો નહી નામ
જ્યાહા જઇ માધવ ઊતરિ, ધન તે નગરી ગામ
માધવ ચાલ્યા રે સખી! કાકરીઆલી વાટ,
માધવ સુએ સાથર,[76] હુ કયમ સુઉ ખાટ? ૨૯૫
માધવ ચાલ્યા રે સખી! કયમ કરી ત્રૂટિ નેહ?
માહરે હઇડ વાદલ પૂરીઆ, નયણે વૂઠા મેહ
માધવ ચાલ્યા રે સખી! વોલાવા ગઇ નારિ,

---

૭૩ ગાહા ૭૪ મદાલસા ૭૫ ચપિ ૭૬ શું જાણિ?

નયણાં વરસિ ઝરમર,[૭૭] લોઇણ નયણે નીવારિ.
માધવ ચાલ્યા રે સખી! સરસું કાંઇ ન દીધ; ૩૦૦
આંસૂડે ભીનું આંગણું, નીસાસો ઘણુ દીધ;
માધવ ચાલ્યા, ગણુ રહ્યા, ગણુ તે 'ચાલણહાર.
સુકણ લાગી વેલડી, ગઉ તે શીચણહાર.'
માધવ કહિ, 'હું શું કરું? તમ ગણ કહઇ ન માય;
સૂં કીજિ જો રાજા કોપીઉ, મિં તમ ક્ષણિ ન મરાય.' ૩૦૫
'કીધાં કેતાં કાતલાં, જંબા કાંઇ કરેશ?
માધવ તું તો ચાલીઉ, વલતો કહીઇં વલેશ?
માધવ જાતાં તે કર, જે ના કરિ લોહાર;
માહરિ હઇઇ અગન્ય પૂરી, આંધણુ કીધા અંગાર.
લેખણુ ભાગી, મેસ ઢલી, કાગલ પડ્યો દકાલ; ૩૧૦
સંદેશાનિં સલ પડી, હાથ મારા નગણગારા નાહ.
હું અસ્તન (?) બાલી, મશ કરું, અક્ષર લખું જો સોય;
'તે અક્ષર પિઉ વાંચિ તો, દષ્ટ મેલાવો હોય.
શીચાંણા, તમ પંખડી, મજ ઉડીની દેઇ;
જઇ મ્યલ્યું માહારા માધવજીનિં, પછિ તું પાછી લેઇ. ૩૧૫
પાંખ તે સરજી પંખરૂ, પગ સરજ્યા હરણાય,
ગોરી સરજી ગ્રહ દશા, ધન સરજ્યું કૃપણાય;
કામાં સિહિજિ દૂબલાં, લોક જાણિ શીહાઇ;
જેહનિ હઇઇ માંવન વસિ, તે કયમ તાજા થાય?
ચંદન ભરી તલાવડી, માનીઇ બંધી પાલ; ૩૨૦
ત્યહાં માધવ ધૂઇ ધોતીઆ, ભીંજિ નવસર હાર.'

ચોપઇ

તાલાવેલી કરતી પડી, જલ વિન મીન યમ તડફડઇ;
માય ત્રિણુ નાલક ન કવિ ઘડી, લાગી મૂર્છના પૃથ્વી પડી.

---

૭૭ ઝરમર.

જનો તારામાં યમ ચંદ, ગજ વિણ સૂનું યમ ગિરિઅંગ;
કન્યા પાસિ ધાલિ ગયિ, 'અલિ વિપ્ર કહ્યાં માધવનલિ? ૩૨૯
રાતિ એક છમાસી થાય, દિવસ એક વરસ દિહવાય;
મૃગનયની જપિ અપાર, માધવના ગુણ લાગા સાર;
મુખમંડણ નાસિકા સગંધ, ગયણમંડણ યમ છિ ચંદ,
દિવસમંડણ સૂર્ય વસિ, સરોવરમંડણ કહીઇ હંસ,
માણસમંડણ અન્નશૃંગાર, રાજામંડણ ઈન્દ્ર અવતાર, ૩૩૦
કાપડમંડણ ચોલજ રંગિ, વ્રતમંડણ હરિવાસર અંગિ,
નદીમંડણ ગંગા સાર,[78] તીરથમંડણ[79] શ્રીકેદાર,
પર્વતમંડણ યમ કૈલાસ, તારામંડણ યમ આકાશ,
આભર્ણમંડણ રત્ન સોહ, યમ ઘરમંડણ અસ્ત્રી હોય,[80]
સતીમંડણ સીતા સતી સાર, તમે તે સિદ્ધિજિ ધર્મકુમાર, ૩૩૫
જોતાં મંડણ પ્રથવી જોય, મુ મનિ માધવમંડણ હોઇ.'
ચૂઆ ચંદન ભીમાંટ[81] કરિ, 'માધવ માધવ' કરતી ફરિ;
યમ રોગી ભૂતગ્ય જાણિ, કામકન્યા એ કુંવાણ.
નયણે દેખિ મોટા ભૂપ, ત્યમ સાલિ હઇડિ માધવનું રૂપ;
'મ કરિ, સૂર્ય, અધકા તાપ, કિણિ પરિ માધવ ચાલિ આપ. ૩૪૦
શુદ્ર[82] સાચરિ ચાલે વાટ', કામકંદલા મૂકી ખાટ,
શ્વેત સાડી પિહિરિ સાર, મેલ્યાં અંગિ સર્વ શણગાર.

દુહા[83]

દિવસ ગયા ઝૂરતાં, દોહિલી થાઇ ગતિ;
મુખ માધવ ગોઠિલ નહી, 'માહારું' મન માધવ સાથિ.
રાખું મન હું ક્યમ કરી? નયણ નહી માહારો નાથ; ૩૪૫
દિનકર દોહિલિ નીગમિ, ચ્યતા કરિ જગનાથ.'

---

૭૮ સર. ૭૯ તીર્થ. ૮૦ સોય. ૮૧ ફરતિ. ૮૨ શુદ્ર. ૮૩ ગાહા.

ચોપઈ૮૪

માધવ જોઈ મન આપણા કોઈ કર્મ કીધા અતિ ઘણા,
કર્મિ નર્સાન કીધા વિયોગ, અપ્પી ક્રીડા કાઇ નવ ભોગ,
કર્મિ પાડવ ગયા વનવાસિ કર્મિ ભાનુ ભમિ આકાશ,
કર્મિ લોછન લાગ ચંદ, મદમ્મન થયો તે ઈંદ, ૩૫૦
કર્મિ સાગર ખાગે મથ, કર્મિ શુક્ર એક આંખિ અધ,
હરિચંદ મસાણિ જળ કર્મિ વિરોગ માધવ મન[૮૫]

દુહા૮૬

નવલાતા જોની કલા (?) શીલકલક તે અગ,
વણી વાસક ચોટીઉ, નયણ કુરંગી રંગ
નાગનાણુ તે વેધીઉ, યમ વશીકન કરે પાપ ૩૫૫
લિહિરિ નિહિરિ લાગી રહી, આત્નો કેવી પિરિ જાવ
ભમર કમલિ લાગી રહ્યો, યમ ભોઅગમ ચંદન પ્રીતિ,
પરદુખભજન બેગીસ, જય વિક્રમાદિત્ય

ચો૫૮

ઝૂરિમઝૂરિ કરતો જાઇ, તિહા ગયો જિહા વિક્રમરાય,
નગર ઉજેણી દીઠી કરી, જાણે સ્વર્ગપુરી તે વશી ૩૬૦
સાત કોશ તા નગર વસતિ, છત્રીસ કુલી ન[૮૭] લાખિ ચલ
૮૨ લાખ મંદિર તોહ તણા, નગિ વગિ કાછ જડનયા ઘણા
ઘિર્ય કનકકલશ તોહ તણા, વણા વશ વાય વણા
ધન તે નગર અવંતિરાય, માધવ જોઇ ચાહ્યો જાઇ

દુહા૮૮

સજલ સરોવર અતિ ભર્યું, સારસ મોર કલ્લાઇ, ૩૬૫
માહિ મછ દીસિ ઘણા, પાણી શશર બોલાઇ

૮૪. છંદનુ નામ નથી. ૮૫ ખત ૮૬ ગાહા ૮૭ કુલક ૮૮ વસ્ત

દેઇ આશીશ બ્રાહ્મણ વદિ, ગંધર્વસેનિ સતિ રાજા સુણિ,
'સ્વામી, વાત પૂછિ તું સહી, કિહતાં કહઇડું ન સકિ સહી;
ઘર લગિ રાજા અવિધારિ, માહારા[૯૩] દુખનો નહી કો પાર.    ૩૯૦
પુષ્પાવતી પિહિલિં પરહરી, અતિરૂપનિ કારણ કરી.
વલી ગઉ કામાવતી ગહિ, કામસેન ત્યાહાં બિઠો રાય,
પ્રેમ પ્રીત્ય બહૂ ગણ કીઉ, તેણિ અતિ સંતોષીઉ.
આવડિ પ્રીતિ રંગિ તે વાસ, ઇમ કરતાં ગયા ખટમાસ.
રાજા મન્ય જે ભાવી રહી, કામકદલા લીધી વહી,    ૩૯૫
તેણિ અમ દેશાંતર દિઉ, દીધુ દુખ નિ આંહાં આવીઉ.'
સુણી વાત સકલ સુરૂપ, ભાજિ દુખ તો વિક્રમ ભૂપ;
'તીર્થ વ્રત સાધ્યા તમ સાર, બ્રાહ્મણનો ઇ અવતાર.
વિપ્ર, વયણુ માનુ અમ તણુ, અમ નૈયર બ્રાહ્મણ રહો.'

× × ×

'રે પાપી, તું બાહ મ ગોહિ, માધવ દૂખાશિ, લાગિ ખોડિ    ૪૦૦
રાય હાથ રહિ તે કિહ્રુ, ભીતરથો માધવ ભેટિઉ
જેણિ મિષિ હું માધવનિ મ્હલી, અવર્ય પુરુષ કયમ દીજિ વલી?
ભમર પુરુષમાં બોલશિ બોલ, નહી રાજા કો માધવ તોલિ.
અવર્ય પુરુષ માહારિ કહોઇ તાત, મિ જોઉ પાગ પુરુષાભિલાષ.'
માધવના ગુણ કલા અનેક, અમે તે બોલ્યા વચન વિવેક.    ૪૦૧
રાજા વાત ઇણિ પરિ[૯૪] ભણી, 'માધવ વાત કાઇ તે સુણી?
ગયો માધવ જમપુરી[૯૫] ઘડી', લાગો ભિહિર તે કામિની પડી.
'માધવ માધવ' કરતી રહી, વહ વિયોગિં કન્યા મુઇ.

---

૯૩ માહા. ×માધવની વાત સાંભળી વિક્રમ કામાવતી નગરીમા ગયો અને ત્યા કામકદલાને મળ્યો, એ હકીકત વર્ણવતી થોડીક કડીઓ અહીં પડી ગઈ હોય એમ લાગે છે કેમ કે મૂળ પ્રતમા તો સળંગ લખાણ ચાલ્યું આવે છે. ૯૪ પુ. [illegible]

દુહા ૯૬

જલ વિણુ મછ જીવિ નદી, લાગિ ઘડી એરથાર;[૯૭]
માધવની વાત કાને સુણી, કામની મૂઈ તીણુ વાર. ૪૧૦

ચોપઇ

વીમાસણ મનમાહિ[૯૮] પડી, 'જો સ્ત્રી ન જીવિ એદિ[૯૯] ઘડી.'
ગયો પાછો તે કટક મુઝારિ, જઇ માધવનિ કહ્યો વિચાર,
'સી વાત તુઝ છિ બંભ! તમ ગુણ સુણી હુઉ અસંભ;
મિ પ્રાક્ષા તમારી કામની લડી, મિં કૂડી[૧૦૦] વાત તમારી કહી.
કામકંદલા માન્યું સોય, તે મુઇ તમારિ વિજોગિ.' ૪૧૫
સુણી વાત માધવ કલકલ્યો, લાગી મૂર્છના ધરણિ ટલ્યો.

દુહા[૧૦૧]

સુણી વાત કામ્મન્ય તણી મનમાંહિ ઉપની કાણિ;
જેણિ પિરિ રાજા દશરથ મુઉ, તેણિ પિરિ માધવ જાણિ.
માણસ તાં માધવ કહીઇ, જેહવો ડાડમ દ્રાખ;
જો લેઇ જાશિ જંમુઉ, ત્યારિ અઢી પુંજ થાશિ રાખ. ૪૨૦
ભાટ મોકલ્યા વિક્રમિ, 'કામસેન, અવિચાર;
મુઝ આપુ કંદલા, અમે વડું અઢી વાર.'
લેઇ આવી ત્યાંહાં કંદલા આવ્યા કામસેન રાય,
વિક્રમરાય આવી મલ્યા, વલ્યા નિસાંણે ઘાય.

ચોપઇ[૧૦૨]

રાઉ સમર્પી આગીઉ વૈતાલ, વિરમ રૂપ નિ દષ્ટિ વિશાલ; ૪૨૫
તે મોકલીઉ છિ પાતાલિ, લેઈ અમૃત આવ્યો તેણિ કાલિ.

---

૯૭ આદ. ૯૮ અ્યાર. ૯૯ માં. ૧૦૦ એક. ૧૦૧ કી. ૧૦૨ નાદ ૧૦૨ નાદ નામ નથી.

માધવ મુખિ શીચનાં તેણિ દીસ, ઊઠ્યો વિપ્ર દેઇ આશીશ;
ગ્યો ગાન ધવલ મુઆરિ, કામકંદલા હોડી નારિ.
અમૃત મુખ તાં પાઉં સાડી, કામકંદલા બિઠી થઇ.
આવી રાજા અણુસરી, બહુ જણુનિ મેલાવો કરિ. ૪૩૦
બહુ મ્યલી જીવ્યા કુમાર કિમ થાઇ, તેડી વિપ્ર પરણાવી રાય.
દાન પુન્ય કરિ અપાર, પુણ્યે[૧૦૩] માધવ હૂઉ જિજિકાર.
કામસેન રાજા ઇમ કહિ, 'તુ માધવ, આ નગરમાંહિ રહિ.'
માધવ કંદલા ક્રીડા કરિ, અવંતિ વિક્રમ સંચરિ.

## ૭

## વૈકુંઠદાસ કૃત

# રાસલીલા

પદ ૧

ચોપૈ ચાલ

પ્રથમિ પ્રણમૂં શ્રીગોકુલચંદનિ, રસિક શિરોમણિ આનંદકંદનિ,
પાર અગમ છિ જેહનો છંદનિ, તે કંમ આવિ ઉર મતિમંદનિ.

ઢાળ

મંદમતિ ક્યમ વર્ણવું જે ઈસ બ્રહ્મા નવ લહિ;
અકલ લીલા કૃષ્ણ કેરી નિત નિત તે મુનિ કહિ.
શેષ સરખાને રંગે સહસ્ર રસનાએ સ્તવે, ૫
તેહ ગુણ ન સકિ કહી તો દીન કવિતા કંમ કહિ?
મુનિ મોટાં ધ્યાન ધરતાં, કરમ કરતાં કો વળી;
સોધતાં પામિ નહીં, જો વિચારિ તે મહૂ મળી
નારદાદિ શુકાદિ મધુકરે પદમ પદ મકરંદિ,
પ્રિયિ પ્રેમિ કહિ વૈકુંઠ પ્રથમિ પ્રણમૂં શ્રી ગોકુલચંદનિ. ૧૦

પદ ૨

ચાલ

હરિગુણ કથાએ નિત્ય નિત્ય વાંચીયિ, બીજૂં મિથ્યા એહવૂં જાંણીયિ;
ગુરુપદપંકજ હૃદયિ આંણીયિ, કહું તે લીલાયે રાસ વિખાંણીયિ.

ટોક

વિખ્યાણી શુકવ્યાસ લીલા, રાસ એ વ્રજપનિ કરિ,
નીરખી નયણે નંદનંદન સરદ સોભિત સર્વરી
મન કીધૂ રમણ કરવા, ગોપકા સાથે થસિ, ૧૫
ઉદયા ઉડપતિ કલા ષોડશ કે તે સમે પ્રાચી દસે
કૃમદ કાનન સકલ પ્રફૂલીત કિરણ સસી સોભા ઘણી,
ગાન કીધૂ યુવતિ મનહર નીવારે ગોકુલધણી
પ્રીત પ્રમુદા પ્રતિ પ્રભુની કમ કરીને વીખાણીયે
વેણૂ વાએ નાથ વૈકુંઠ નિ હરિગુણ કથીએ નિત નિજ વાણીયે ૨૦

પદ ૩

ચાલ

સુણીયો મુરલી સનદ સોહામણો, જાણૂ મનસિ ત્રવન આપણો,
[1]x x x કીવો નસે મન જાવા તણો

ટોક

જાવા તણો તે કરી નશ્ચિ, સ્વામ વ્રજ પરહરી
આકુલી થઇ અગના તે વેગ વેરથી સાચરી
એક દોહની ધેનુ મૂકી એક પય ઉલતી ૨૫
એક પ્રેમદા પ્રીસતી ગૌ, એ બાલ ધવરાવતી,
શશ્રુષતી એક આર્યલિ પતિનિ એક ભોજન ગૌ તજી
અગ લેપન મર્દન અજન કરતી જૈ શ્રીહરિનિ ભજી
વપરીત આભ્રણ વસ્ત્ર પહેરે, મદન વાધો અતિ વણો,
મન વેવા હિ વૈકુંઠ, શુણતા મોરલી સમ' મોહામણો ૩૦

પદ ૪

ચાલ

જાતી દીઠી સઘલી અગના, વારે ભ્રાત ભર્તા સગના,
ઉનટ આગના તેહની કીધી ભગના, ઉછ્ર મનને રતિરસ રગના

---

૧ અહીં મૂળ પ્રતના એક ચરણ ખૂટે છે

ઢાલ

રંગ રતિરસ મંન હરખી, ચાલી ચરણ નિહાલવા,
કાંમની થઈ કામઆકુલ તાપ મનનો ટાલવા.
કોએ અબલા કંધે રાખી પ્રદીપ ઘરમાંહે થકી, ૩૫
દૂખ પાંમી અતિ ઘણું પણ દેહીશું નવ જૈ સકી.
વિરહેં વાહાલા તણો દૂસહ, અશુભ કર્મ તેણે કરાં,
ધાન માંહે" મલા મોહન તેણે મંગલ પરહરાં.
યેમ કર્મ તાપસિ કપી (?) દેહની કરી ભંગના,
વારી રહી નહી દહિની વૈકુંઠ, જાની દીઠી સહુ અંગના. ૪૦

પદ ૫

ચાલ[2]

રાય પરીક્ષત પૂછેં વીનતી, "બ્રંમનેં જાંણો તેણી જૂવતી,
મંન વિચારાં હરિ મનોહર પતિ, તે કંમ પામી અતિ ઉત્તમ ગતિ ?

ઢાલ

ઉત્તંમ ગતિ તે કમ પામી, જાર બૂધે યે ભજી,
એહ સંસેય અછઇ અમને, તે કહો શ્રીશુકદેવજી."
વચન વલતૂં કહેં મુનિવર, "ન ધરવો સંમો કસો. ૪૫
વૈરભાવે જદવા ભજતો હરણકસ[3] વૈકુંઠ વસો.
કામ ક્રોધ સનેહ ભયેં વલી ઐક સૌહિદ ભાવસ્યું,
સદા સેવે કૃષ્ણનેં તે છૂટવા વિરમેં કશો ?"
પ્રિયા પરમા તે પ્રાણપતિની નિરંતર વ્રજજૂવતી,
વ્રજરાજનેં વેગં મલો તે કહેં વૈકુંઠ એમ વીનતી. ૫૦

પદ ૬

ચાલ

આવી ડીઠી સઘલી સુંદરી, માધવ માંનની અતિ આદર કરિ;
સ્વાગત પૂછેં તત્ક્ષણ સુન્દરી, " મધ્ય નિસાયેં કહો કમ સાંચરી ?

---

૨. મૂળમાં નથી. ૩. હણ.

ઊઠ

સાયરી કયમ મધ્ય ગતે ? કુસન છે ગોકુલ વધે ?
અણજાણતા થઈ એમ પૂછે, લક્ષ મનનુ યે નથે
વાટ જૂએ તાત માતા ભ્રાત પતિ સુત સહુ તણી ૫૫
બહુ સાહાસ કીજીયે નહી, પળો પાછી ઘર ભણી
વન દીઠૂ કુસમવિકસત કિરિણ સસી સોભા ઘણી,
પખી તરુઅર મદ મારુત દીઠી સરત સોહામણી
પરમ પ્રિત દર્સન માહારુ જે આવા ઉર ધરી,"
વૈકુઠપતિ કહે, 'તેહ પામા, હવે વળો પાછી તર્હો સહુ સુદરી" ૬૦

પદ ૭

ચાલ

વળી વળી બોલે વ્રજપતિ વાણે, "ધર્મ નોહે જે રહીએ રાણે"
મન હરી લીધુ મૂર્તિ મયણે ઉચુ ન જૂએ નારી નૈયણે

ઊઠ

નયણે ઉચુ નારી ન જૂએ વચન વિપ્રિય શાભલી,[૪]
કહે કૃષ્ણ ભામની પ્રતિ, "જાઉ સહુ નિજ વાર્મનિ[૫]
ધર્મ સ્રીનો[૬] પતસેવા, હોએ જડ ધ્રષ રોગીયો, ૬૫
ભાગહીન કદાચ હોએ તોહે તેજ ભોગીઓ
પુરુષ પરશ વાત કરતાં લોક અતિ નદા કરે,
તેટલા માટે તમો તારુણી વળો,' વ્રજપતિ ઓચરે
સતોષ પામો અમો દરસન શ્રીવણ ધન પ્રાએણિ ( )
નિકટ આવે નહી એનાદ્રશ, વળો હવે,' બોલે વૈકુઠપતિ વયણે[૭] ૭૦

પદ ૮

ચાલ

સુણી વચન જે શ્રીહરિ ઓચરા, મન માન રીએ અતિશે દુખ વરા,
મૃગનયણીએ જળ લોચન ભરા, ચતા પારી સુખ સહુ વીસરા

[૪] શામનિ [૫] ધામ મનિ [૬] શ્રીનો [૭] મા પ્રતિમાં તેમજ આ પછીવાની પક્તિનો પાઠ ભ્રષ્ટ જણાય છે

ડોહ્

સૂ કરુ અહ્નો આજ મઝૈ આવીઆં જો તમ પ્રતેં;
કામ પાવક દેહિ, દેહીનેં સીંચીએ અધરામૃતે.
જો ન શીચો તો પછિ વિરહેં વડવાનલ કરી
ધ્યાન માંહિ ધરી તવ પદ પાંમશું સહૂ સુન્દરી. ૯૫
રંભા સરષી નિત્ય વંછે ચરણરજને આદરે,
ક્યમ જાઉં અહ્નો પ્રીતમ તેહ તજીનિં મંદિરે ?
કીપા કીજેં કૃષ્ણજી, હવે દીન થૈ વીનતી કરૂં,
કસા કારણ નાથ વૈકુંઠ ચીત હરી લીધૂં આજ અહ્મારું !"

પદ ૧૧

ચાલ

બેહૂ[11] કરજોડી બોલે બહુ જણી, મંન વિચારી તે ગોવાલણી[12]; ૧૦૦
"દાસી થાસૂં વાહાલા તંમ તણી, ચરણે રાખો શ્રીગોકુલધણી.

ડોહ્

ધણી ઘરથી તમ ટાલી નથી કો મંન માહરે;
મોહિઉં મન અલક—આવૃત વદન દીઠે તાહરે.
ગંડસ્થમંડલ કનકકુંડલ હરી જોવૂં સોજીગેં,
અધંર અમૃત અધિક સીતલ દેખેં ભુજ ચીત લોભીએ. ૧૦૫
કોણ વામા વેણું સુણતાં આર્ય[13] પંચથી નવિ ચલે ?
ત્રૈલોક રૂપ જોતાં ત્રપત સૌભાગ પામી કમ વલે ?"
વચંન વનિતા[14] સાંભલી હરિ પ્રતિ દીઠી ઘણી,
હસી રમીઆ નાથ વૈકુંઠ, બેહૂ[15] કર જોડી બોલે બહુ જણી.

પદ ૧૨

ચાલ

કીરે કાંમની સાથેંઇ કાહાનજી, અંબુજ લોચન સાંમલ વર્ણજી, ૧૧૦
વદન પ્રફુલિત ચંદ્ર સમાનજી, ઉડગન કાંમની માનજી.

---

૧૧ બહુ. ૧૨ ગોવાલણા. ૧૩ અર્યા ૧૪ વનિવ. ૧૫ બહુ.

ઢાળ

માન દીધૂં માંનનીને, જ્ઞાન અતિ સુન્દર કરે,
વૈજન્તી માલા કંઠે આરોપીને પરવરે.
જુગ કાંમની તણા મધ્યેંહ એકલા કેસવ રમેં,
તરણિતનયા તીર સીતલ વાલુકા કોમલ ગમેં. ११५
કુમદ કાનન તણો મારુત મંદ અતિ પરિમલ વહેં,
શરદ રતેં શોભતી શી રચા તાંહાં મંડલ રહી.
બાહુ પસારી પરિરંભણ કરિ અધરનાં પાંનજી
નાંમી ગોપ્યન, નક્ષત્ર કુચ એમ ક્રીડે વૈકુંઠ કાંહનજી.

પદ ૧૩

ચાલ

ભગવંત સોતી સઘલી ભાંમની, રમતાં હસતાં ગે મધયાંમની; १२०
કાંમ મનોરથ પાંમી કાંમની, જાણી કરણા અતિઘણી સ્વાંમની,

ઢાળ

સ્વામી તણી અતિ ક્રિપા જાંણી, હરખ પામી સુન્દરી,
મદન મુરત મલી મોહન, મુદિત માંનની પરવરી.
વિવિધ પેરશ્ય વલાસ કીધો, રમતાં માન થ્યો માંનનીને ઘણૂં,
જાણ્યૂં યુવતિ નથી જુગલ, ભાગ્ય મોટૂં અંગ તણૂં. १२५
ગરવ ઉરિ ગોપાંગનાને આવી તેણે સંમય,
નાંમી ત્રિલોચન મધ્ય નારી જેહશુ જીવંન રમે.
લખિત તતક્ષણ વાત મંનની, માંન પાંમી કાંમની,
અંતર્ધાન તવ તજી વૈકુંઠનાથેહ તે સઘલી ભાંમની

પદ ૧૪

ચાલ

વિરહની વીધી વિરહિણી સાંચરી, વલવલતી તે ભટ્ટ દુખેં ભરી, १३०
જાણેહ કરણી ત્રાસી કરી, એમ વ્રજનારી વનમાંહે પરવરી.

ઢાળ

પરવરી વન માંહે નાર સઘલી, તાપ તંન નવિ માઈ સહી,
કૃષ્ણ ચેષ્ટિત કરીને પડે ચાલી ...

પ્રીત પરષોતમ પ્રતે તે વરડી ક્ષણુ ન સકે ષમી,
પછેઇ પ્રાણપતની ભમે ફરતી સકલ કાનન માહે ભમી. ૧૩૫
ગાએ ગાડે ગોપિકા, વન જાએ, જેમ ગેહલી હોએ,
ભક્તિ હરિને ચાહે ચોહો દિસે, પાર પામે નવ કોઇ
સોધવા લાગી પછેઈ પદ્મની, કહો કડી દીઠા હરિ ?
વૈકુંઠનાથ તજી ગયા તવ વિરહેની વેધી વિરહણી સાચરી

પદ ૧૫

રાગ

પૂછતી હીડેઇ પીપન પીપરી, 'ચીત અમારા પ્રભુ લેઇ ગયા હરિ, ૧૪૦
રહ્ન ન જાય હવે ધીરજ ધરી,' પૂછેઇ વહનેઇ 'કોહો કો શુ પ ખરી'

ઊઠ

ખરી શુધ લાધે નહી તવ કહે કુરંભક કામની,
આશોક ચંપક કુસને વની પૂછેઇ પછે પદ્મની,
'તુલસીકા તનિ ચરણુ વાલા શામળના સર્વદા,
કોહો દીઠા નહી મોહન,' એમ પૂછઇ પ્રેમદા ૧૪૫
વેલ જાયે જૂઇ પૂછી કણુવ ફૂલ વની અબને,
બીલવ જાબૂ અર્ક પૂછેઇ કોયક દાર કદમને
વિરહે વૈકુંઠનાથ કેરા દૂખ પામી સુદરી,
કામબાણે હણી કામની તે પૂછતી હીડેઇ પીપન પીપરી

પદ ૧૬

રાગ

"કહે ધરણી, તે સાત આચન હરિપદપ જ ઉર ઉપરિ ધરા' ૧૫૦
આનદ પામી રોમાંચિત કરા અહો તે દીઠ દૃષેઇ આવરા

ઊઠ

આવરાં અમો દૂષ અનિમે મધ સી કેહની નથી ?
ગર્વ આણો મન માહે, તત્ન કૃષ્ણ પાગેથા '*

* આ ચરણમા અક્ષર પડેલા છે

વળી પૂછેઇ મૃગલીને નાગ વ્રજની સહૂ મળી,
પશુ પંખી સરવ પૂછ તારુણીએ ટળવળી ૧૫૫
કામી દરશન ન દે કેસવ, સોક પામી સામગી,
કરે આક્રંદ કુંજવન માંહિ અંગ અંગના આવગી
એમ ઉનમદ પેરે સોધતાં મવને ફરા,
વૈકુંઠ પ્રભુ દીઠા નહીં પછે ગોપિકાગો કૃષ્ણ ચરિત્ર બહુ આચરા

પદ ૧૭

ચાલ

કોએક કામા થૈ તતક્ષણ બકી, કોએક નગવા થૈ શ્રીકૃષ્ણ
તિહા ચળી, ૧૬૦
એક બાલા થૈ દેઇ પગ ન ધકો (?) સકટને શામા તે ભાજી સકી

ઢાળ

સકી ભાજી શકટને એક ઓક બાંધી ઉખલેઇ,
જમલાઅર્જુન મધે ચાલી, રક્ષ પાડા મહુ બવેઇ
ત્રણાવ્રત બક વછ થૈ કોએ, કૃષ્ણ થૈ કોએ માગતી,
સાદ ઉચરે કરી બોલાન, ગાયને કો વાગતી ૧૬૫
વેણુ વાતી, ગીત ગાતી, ક્રીડા કરતી કામની
'સાધુ સાધુ' પ્રમસની એક બલી કહી કહી ભામની,
ચરિત્ર કરતી વન વિચરે સકન સામા તાહા ચકી
વૈકુંઠ પ્રભુનૂ રૂપ ધરીને કોએક કામની તતક્ષણ મારે બકી

પદ ૧૮

ચાલ

લીલા કીધી વળી બહૂ વીનતી, બાધા મ કરો કો વગ્સાતની, ૧૭૦
× × × [૧૬] ચતા ટાલો વલ્લવ જાતની

ઢાળ

જાત વલ્લવ તણી ચતા નિવારો નિશ્ચ કરી,
ગમી ગખી હેઠ ગર્જને અચલ પરે અમર ધરી

૧૬ ત્રીજુ ચરણુ પડી ગયુ છે

નીવાર કરે વડલનૂં (?) ત્રીજઅંગના કોએક વલી,
અનંત ચેષ્ટિત કરી અમલા આકુલી થૈ નીકલી. ૧૭૫
એક રાંમા તે કૃષ્ણ થાયે, ગોપકા થૈને પરવર્યાં,
એક કહે, 'તહ્મો દુષ્ટ નાસો, અહ્મો દંડ દેવા અવતર્યાં.'
વંદાવન માંહે સોધનાં કાંઇ બાધા ન કરેંઇ ભામની,
વૈકુંઠ પ્રભુને હીડેંઇ જોતી, લીલા કરતી બહૂ કાંમની.

પદ ૧૯

ચાલ

જોતી જોતી તે પ્રેમદા પલી, દાદી[17] હરિપદ પંકજ આવલી; ૧૮૦
ધ્વજ અંકશ જવ[18] જુ દીશેઇ વલી, પગલે પગલે તેણેંઇ નીકલી.

ઢાલ

નીકલી તે ચરણ જોતી, સંગેંઇ પગલાં નારીનાં,
દૂષ પાંગી દેહ દેખી: 'જુઓ ચરિત્ર અઘહંશીનાં
કોણ એ કાંમની જેહને એંમ કૃષ્ણ કીપા કરેઇ,
અંસ ભુજ ધરી હસ્તિની એંમ કો[19] સાથેઇ સાંચરેંઇ, ૧૮૫
પ્રેમપૂર્વક પ્રાણનાથનૂ આરાધન કરું તરણીયે,
આપણને તજી એકલો તો રમે એ શુ જાણીએ.
શુણો સખીયો ધંન એહ જે અચૂત અધર પીયેંઇ વલી.
ચરણરજ અજ ઈસ ઇછેંઇ તે વૈકુંઠ પ્રભુ સંગેંઇ પ્રેમદા પલી.'

પદ ૨૦

ચાલ

તાંહાંથી ચાલી તે સહૂ અંગના, ઉર બહુ વાગાં બાંણ અનંગનાં, ૧૯૦
માનની સઘલી થૈ મન ભંગના, મનોરથ ભાગા રત રસરંગના.

ઢાલ

રંગ રતિ રસતણા મનોરથ મંન માંનની તણે,
ભાગ દેખે નહી પ્રેમદાતણાં તારુણી તતક્ષણે.

૧૭. દીઠા. ૧૮. વવ. ૧૯. ક.

કહે કામની "કૃષ્ણજી કહે આરોહણ કરી
લેઈ ચાલ્યા કુસુમકાનન પ્રીત તે ઉપર ધરી. ૧૯૫
ફૂલ ચૂંટી હાર કીધા, કહે ગોપી તે તણું,
વીણુ ગૂંથ્યા નથી વાંકા હાથ હરજીએ આપણે.
રંગ્યે આનંદમાં રામ તે શું ખેલ નાના રંગના,
વૈકુંઠ પ્રભુને વસ કરી તાંણ્યાં ચાલી," કહે સહુ અંગના.

પદ ૨૨

ચાલ

સાંમ સંઘાતે તે સાંમા રમે, સીન વિચારે નહીં મોહ સમે; ૨૦૦
આવ્યા ગીત હરિને નવિ ગમે, ગર્વ ધરીને ધરી ગીરધર સંગે ભમે.

ઢાળ

ભમે ગિરધર સંગે સુંદરી પ્રભુ પ્રત્યે એમ ઉચરી,
'સહુ નવિ હું નાથ ચાલી, અતિ થાકી શ્રીહરિ.'
કહે કેશવ, 'વળ્યો શ્રમ થયો, બેસ મમ સ્કંધે ચઢી.'
થયા અંતરધાન તે સમે, પ્રેમદા પાછી પડી, ૨૦૫
રમે આતમારામ અખંડિત એટલા વ્યંગે ઘણું,
કામવસની દીનતા હૈરાતમાપણું નારીતણું.
'નાહ્ના નાથ, કાંહાં ગયા રમતું.' એમ કહી ટળવળે,
તેણેથી સમજ હું દીન દાસી દાખી દાસના
તવ વૈકુંઠ પ્રભુ તે સાંમા શું નવ રમે.[20] ૨૧૦

પદ ૨૨

ચાલ

તેટલે આવી તાંહાં સઘળી સખી, ને તામ્બોળે તવ નવિ ઉવખી,
'કહે રે રામા કાંમે એકલી ફાળી! અમ આગે, અતિ વિલખીતી મૂકી.'

ઢાળ

મુખ વલખીત તરણી કહે, 'કહું શું છે કામની,
માંન કીધું માંનિ મારે તજી ગયા હરિ ભામની.'

૨૦. આ પંક્તિ તથા એ પદેથી પંક્તિઓ પાઠ મૂળમાં જુદો છે.

ગોકડી ચે તેહ ાનો માહાકીનન માહા ૫ો, ૨૧૫
વૃક્ષ પાહાને મેર માહે જોએ પગલા કહ્યા કે
વિમાસી હને વલી પાછી, અદ્રિષ્ટ આહાથી હરિ થયા,
તે આવી જૂયે તો પગ દેખેઇ નહી ગીઆ
કૃષ્ણગાન આલાપ ગુણ કહી વકુંઠ પ્રભુ વિરહે દૂષી,
કાલિંદ્રી ઉપકઠે આવી ગાન કરે તાહા સઘલી સખી ૨૨૦

પદ ૨૩

ચાલ

'જેય જેય' બોલે કામે આકુની, ' દરસન દાખો ગિરધર મહામલી,
X X X,[૨૧] મગ્તા ગખો મોહન વની વલી

ઉથલ

વની વની મોહનને કહેઇ, 'એમ રાખીઆ આગે ઇ અહ્મ,
વિષ વાન વારીને વહન (?) ભાગ્યા બહુ અસુર મારીને તમે'
નેહે ાસે નંદનંદન તહ્મો તો ત્રિભોવનધણી, ૨૨૫
યદુ વંશ પ્રગટા વીનતી સુણી પ્રાર્થના અજ-સુર તણી
હાય માથેઇ નાથ માહારેઇ મેહનીએ મયા કરી,
સતજનને અભેઇદાતા રહ્યા કમલા કર ધરી
ભજો વ્રજના નાથને હરિ ! અમે કકરી તાહારી વલી,
વૈકુંઠ પ્રભુ મુખકમન દાખો, કામ ll અતિ કામે આકુલી ' ૨૩૦

પદ ૨૪

ચાન

વની કેહે વામા, ' નાથ, ઉધારીએ, પેણે ચરણે ગૌધન ચારીએ,
પ્રણમિત જનતા તાપ નિવારીએ, પદ્મકર તે ઉરપર ધારીએ,

ઉથલ

ધારીએ ઉર તેહ પદ જેણઇ ફણા[૨૨] ભાગ્ગી નાગની,
રમા સરખી સદા વાછેઇ, આસ ઉર તે પાગની

---
૨૧ બીજુ ચરણ મૂળમા પડી ગયુ છે. ૨૨. ફણા ભાગ્યુ.

મધુર વાંણી કરી અમથું કમલલોચન, બોલીએ, ૨૩૫
અધર અમૃતપાન આપી કામસંકટ ટાલીએ.
કવિ મોટા સ્તુત કરે, કથા તાહારી અઘ હરે,
તાપ નાસે ત્રિવિધ તનનો, જે નામ તાહારે ઉધરે.
પ્રેમપૂર્વક હસી જોઇ વલસી દૃગ્ દૂખ હારીએ,
વૈકુંઠપ્રભુ સ ન ચીત ધરો " વલી કે'હે વામા 'નાથ ઉધારીએ." ૨૪૦

પદ ૨૫

ચાલ

વલી વલી વિચારી વલ્લભી ઉચરે ગે વારે છવંન વંન માહે સંચરે;
ત્રણ અંકુર માહે કોમલ પગ ધરે, ગે પૂચાયે એમ મંન થરથરે.

ઊથલ

'થરથરેઇ મન અમ તણું, જવ જાએ વન માહે વ્રજપતિ,
એક ક્ષણ તે સેહેસ્ર યુગ સમ જાણેઇ સરવ જુવતી.
અલક આવ્રત વદન ગૌર જ ધણે મંડન સોહીએ, ૨૪૫
સમી સઝા સમઇ સુંદર તવારે મન મોહીએ.
ગીત મોહન, બ્રાત પતિ સુત ઓલંઘન કરી આવીઆં,
તેડચા તે કા કીડવા[૨૩] ગતે સ ન તમને ભાવીઆં?'
ટલવલે એમ તારુણી, બહુ સોક હરિવિરહે ધરે.
હવે ઘણૂ સ્યૂ કહૂં નાથ વૈકુંઠ," વલી વિચારી વલ્લભી ઉચરે. ૨૫૦

પદ ૨૬

ચાલ

બાયે ગોપી કો ગાઢે કરી, રોયેઇ વલી ઝીણે સાદે સુંદરી;
પ્રલપી પ્રેમદા અતિ સેહેઇ ભરી, આશા મનની દરસન શ્રીહરિ.

ઊથલ

હરિ તણા દરસન કેરી લાલસા મંનને ઘણી,
પ્રીત જાણી પૂરણની પછઇ પ્રગટ થયા પ્રભુ આફણી

---

૨૩. તેયા તે કા કીતવા.

પીત અંબર ધરા, અંબુજ વદન, કરત અતિ સોહે, ૨૫૫
કંઠ માલા વૈજયંતી, રૂપ મન મોહે
નયણે દીઠા નાગ પ્રીતમ, માહા ઉજ્વળ મન થયા,
ઉઠી અબલા સામટી સહુ, ગોકુળ તેહના તવ ગયા
પ્રાણ આવે દેહી જેમ તેમ સુખ પામી સુંદરી,
વૈકુંઠ પ્રભુ સંગ રાસ રમતી ગાયે તે ગાઢે કરી. ૨૬૦

પદ ૨૭

ચાલ

કો એક કામિની કૃષ્ણજીના કર ગ્રહે, કો એક ભુજને જઇ સંગ ધરી રહે,
કો અધરામૃત પીધે સુખ લહે, કો 'આલંઘન દે' પ્રભુને કહે

ઉથલ

કહે કોઇ એક 'સાઇ દીજે,' ગ્રહી તંબોલ હાથમાં,
ચરણપંકજ ધરી ઉર પર કરેઇ શીતલ આતમા
એક જુએ હરિનું વદન અંબુજ, નયનતા પામે નહી, ૨૬૫
એક નયણ મીંચી મનમોહન ધરે જોગી પેરે સહી.
સકલ શામા એમ પરે પરે શામશું રંગે રમે,
વિરહી દેહીના દાહનાં તે દૂખ સઘના નીગમે,
મદનમોહન શામસુંદર મળેઇ અતિ આનંદ કરે,
વૈકુંઠ પ્રભુ શ્રીરાસ રમવા કો એક કામની કૃષ્ણજીના કર ગ્રહે ૨૭૦

પદ ૨૮

ચાલ

અંગ અંગે અંગનાને અમૃત ઢળ્યા, ત્યારે યુવતિ જીવનથી મળ્યા
કામકષ્ટ હૂતા તેહનાં ટળ્યા, તે ભામનીના ભાગ્ય બહૂ ફળ્યા

ઉથલ

ભાગ્ય ફલીઆં ભામિનીનાં, પ્રીત પરષોતમે કરી,
તવ સુન્દરીને સંગે લાવી તીર યમના નીહરી
કુંદ કુસમ મંદાર વિકસિત પવન સૌરભથૂ વહે, ૨૭૫

તેહ વંન માંહિં મધુપ લોભ્યા કરી ગુંજારવ રહે;
ઉદય પોડશ કલાનો સસી, નાસિ[24] તમ તેણે કરે;[25]
આનંદ પુર્ગિત પ્રેમદા લે[26] પ્રભુ પેહન[27] પરવરે.[28]
કરી બેઠાં પછે આસંન સાથે સહૂ જુવતિ મલ્યાં;
વૈકુંઠ પ્રભુનું વદન જોતાં અંગે અંગે અંગનાને અમ્રત ઢલ્યાં. ૨૮૦

પદ ૨૯

ચાલ

તતખણ લાગી કરવા વીનતી, કોઈ એક કુપિતા વ્રજની યૂવતી;
બેહુ કર જોડી, મનમોહન પ્રતિ સ્તુત કરી પૂછે, "કોહોજી વ્રજપતિ.

રોઠ

કોહો વ્રજપતિને પ્રસંન ઉતર એક ભજતી ભજે;
અનેક ભજતાંને તજે.[29]
એક બેહૂ ભજે નહી હરિ! તેહનં કારણ કશું?" ૨૮૫
કેહે ઉત્તર કૃષ્ણજી પછે વિચારીને મંન શું:
"ઉભય જે કો ભજે ભામિની તે સ્વારથ આણવો;
ભજતાંને ભજે સ્નેહે તે તાં તેની પેરેંઇ જાંણવો.
એક ભજતે નવિ ભજે જે સખી તેહ કૃતઘન દુરમતિ;
બેહુ સરખાં નવ ભજે તે;" એમ કહે વૈકુંઠપ્રભુ ઉતર વીનતી. ૨૯૦

પદ ૩૦

ચાલ

વલી કહે વાહાલો, "જેહના ચીતમાંહિ હોએ આંબલો,
તેવી સાંમાં હૂં રહૂં વેગલો, તેઅ વાહાલો જે મનેંઇ નરમલો.

રોઠ

નિરમલ મંન એકાગ્ર ચીતે ધ્યાન માહારૂં જે ધરે;
દ્રવ્યલોભી અર્થનાશક રહ્યા ચંતા યમ કરે,

---

૨૪. નાસી. ૨૫. તજે કરી. ૨૬. લે. ૨૭. તપેવન. ૨૮. પરવરો.
૨૯. આ પંક્તિમાથી અક્ષરો પડી ગયા છે.

તેહને હું કૃપા પૂરણ કરૂ, જાણો કામિની; ૨૯૫
તમે અહ્મશું સ્નેહ જાણી આવીઆં મધયામિની
લોકલજ્જા તજી તારુણી પ્રીત અતિ અમશું કરી,
તેહ કારણ કૃપા કીધી," કહેઇ નમીને શ્રીહરિ.
વચન શોભન શામ કોરત તાપ તે સહૂનો ટલો;
વૈકુંઠનાથે કૃપા કીધી. વલી કહેઇ વાહાલો, "વીનતા, સાંભલો." ૩૦૦

પદ ૩૧

ચાલ

રમત માંડી રસિક શિરોમણિ, રચકે મંડલ હરજીએ તે પંણિ;[30]
વીચ વીચ ગરીધર, વીચ વીચ ગોપણી, કો કહી ન સકે સોભા તેહ તણી.

ઊઠ

તે તણી સોભા કંમ કહૂ જે બાહૂ જોડી હરિ રમા;
સકલ સુંદરી સુખ પામી, તાપ તનના નીગમા.
નિરખિવા મન કરી સુર નિજ નાર સાથે લાવીઆ, ૩૦૫
કાંમ આકુલ ચીત ઉપજ્યું મૂર્છના સહૂ પામીયાં
બાજેઇ દુંદુભિનાદ નિર્જર, પુષ્પવૃષ્ટ હોએ ઘણી;
ગાએ ગંધર્વ વિમલ હરિયશ,[31] સંગે તેહની તારુણી
વલય નેપૂર કંકણીરવ સૂરત અતે સોહામણી;
રાસ કરી નાથ વૈકુંઠ રમત માંડી રસિકશિરોમણિ. ૩૧૦

પદ ૩૨

ચાલ

શાંમ સઘન તન સુંદર સોહે, ગમા રમતાં રંગે મોહે;
વદન વલભનું વલી વલી જૂએ ઉપમા તેહની નાવે કોએ.

ઊઠ

કોએ ઓપમાં કાંમ નાવે, રૂપ અતિ શોભા ઘણી;
કનકવરણી ગૌર કામિની, શાંમ છે મરકતમણિ.

૩૦. પંણી. ૩૧. હરીશ.

પાદનાં સર્વેલ સંભૂ અતિ હરે સુસમત સુખ કરે;[32] ૩૧૫
લેલ કુંડલ ગલ્લમંડલ, વસન કુચ પર ફરહરે.
સ્વેદકણિકા વદન ઉપર, શિથલ કબરી શોભની;
નીરખો નાગરી નંદનંદન કામ સુરતેં ક્ષોભની.
અકલ ગતિ વૈકુંઠ પ્રભુની ઇશ બ્રંમા સુર મોહેય;
સુંદરી સૌદામિની સમ, શામ સઘન તન હરિ સુંદર સોહે. ૩૨૦

પદ ૩૩

ચાલ

નાચિ[33] ગીરધર નારી સાથ શું, ચાંપી ચતુરાને નિજ બાથસું;
કુચમર્દન કરે કોમલ હાથસું, એણી પેરેં ઇ ક્રીડે કાંમની નાથસું.

ઢાલ

નાથ સાથેઇ કરે ક્રીડા, બાગે સહૂ ગાઢે કરી,
સાદ સોભા સુણીને કહે 'સાધુ સાધુ' સુંદરી.
એક કાંમની મોહિત હરિને રહી કંઠ ભુજ ધરી, ૩૨૫
એક અધુર અમૃતપાંન ચુંબન કરી પ્રભુને પરવરી.
એક તંબોલ ગ્રહી આવતી, પાગે નેપૂર વાજતી;
તતથેઇ કરી ધાંગની ગતે ભજે ભાંમની નાચતી.
તાલ જંત્ર પખાજ આ વાજે વાંમા હાથસું;
વૈકુંઠનાથની જૂઓ લીલા; નાચે ગીરધર નારી સાથસું. ૩૩૦

પદ ૩૪

ચાલ

કેટલીક એક કરીએ ક્રીડા એહની, વીસરી અવસ્થા રમતાં દેહની;
પદરજ વંદે અજ ભવ એહની, કંઠ આરોપાં ભુજ નિજ તેહનિ.

ઢાલ

નિજ ભુજ તેહને કંઠે સાથી કરી મંડલ સહૂ ફરે;
દેવ ભમરી નાથ સાથે, હાથ જોડી મન હરેઇ,

32. આ પંક્તિનો પાઠ અષ્ટ લાગે છે. 33. નાચીન.

કર્ણનાં કુંડલ ઝલકેંઇ, વદન સોભેંઇ પેહર્યું; ૩૩૫
વાજેં નેપૂર કંકણીરવ, નાચતી હોયે બેહર્યું.
કીધી ક્રીડા કૃષ્ણ-કાંમની, કોણ તે કારણ કહેંઇ;
પ્રતિબિંબ નિજશું યથા અર્ભક રમીનેં આનંદ લહેં.
શિથિલ કબરી કુશમ આભર્ણ શુધ નહી કાંઇ તેહની,
વૈકુંઠ પ્રભુનેંઇ રંમાઇ છેઇ, કેટલી કહીએં ક્રીડા એહની. ૩૪૦

પદ ૩૫

ચાલ

હરિસંગ રમતાં સઘલી નાગરી, મનોરથ પાંમી મંન આનંદભરી;
કૌતક નીરખી મોહી ખેચરી, કાંમેં પીડી દેહી ગતિ વીસરી.

ઢાલ

વીસરી ગતિ દેહીની સુરનાર મૂરર્છાગતિ થઇ;
ચિત્ર કેરી પૂતલી જંમ થકિત તંમ હોએ રહી.
થકિત ઉડગન સુધાકર, તરુ[૩૪] થકિત ખગ મૃગ નાગ રહેં; ૩૪૫
થકિત સૌભાગ સરિત યૂમના નીર નરેં નવિ[૩૫] વહેં.
હસ્તની જંમ દ્વિરદ શૂ[૩૬] તમ કૃષ્ણ શૂ કાંમની સોહે;
ઘણું રમતાં સ્વેદકણ થયાં તે નાથ જઇ હાથે લૂહેં.
પછેંઇ યૂમનાં માંહેં જૈને જલક્રીડા બહૂ કરી;
પુષ્પવૃષ્ટિ કરીનેં સ્તવેં સુર તવ વૈકુંઠ પ્રભુ સંગેઇ રમતાં સહૂ નાગરી. ૩૫૦

પદ ૩૬

ચાલ

અદ્‌ભુત ક્રીડા હરિની જોઇનેં, રાય પરીક્ષત વિસ્મેં હોઇનેં,
પૂછેં શુકનેં મંનશું મોહીનેં, 'સંદેહ રે હસેં એ સર્વ ખોઇનેં.

ઢાલ

સર્વ કોઇ મોટા કહેં;[૩૭]
કંમ લીલા ગોપિકા શૂં વંન વસેં ?'

૩૪. તારુ. ૩૫. નવી. ૩૬. ખીરદ શૂ. ૩૭. આ પંક્તિનો પાઠ ભ્રષ્ટ છે.

'પ્રગટ થયા હરિ દુષ્ટ હણવા, ધર્મને થિર થાપવા, ૩૫૫
પ્રાર્થના કીધી પૂરી અજ ભવ સુરી સંકટ કાપવા.
તે કાજ ત્રિભોવન નાથ મને ધરી આવીઆ અવનિતળે;
જગદીશ દાસ પરની કરે, તે કામની મિસે.
નીતધર્મ રે નવિ ધરે તે સાંભળે મન મોહીને.'
કહે રાજા, 'કહ અમને થયો વૈકુંઠપ્રભુની કીરા જોઇને.' ૩૬૦

પદ ૩૭

રાગ

વસતો ઉત્તર શ્રીશુકદેવ કહેઇ, 'રે મન રાગો રાજન અમેય રહેઇ,
ઈશ્વર કેરા પે સ્નેહ શ નવિ લહુઇ, પીટૂ વિચારી પે સહુકોને કહેઇ.

ઢાલ

હરી દ્રુત બૂડી રવ' કોટાની (?) જસૂ માહૂ નવિ જોએ,
વલી આજ શી મહામતને, કહ વિન ગમેઇ મોએ ?
ઈમ ચત્ર તે મારે માનવી ન વિચારવી, ૩૬૫
મૃત્માન થયો હરિ જો તો રહેઇ શુદ્ધાત દાસવી
અડવ લીલા કૃષ્ણ કેરી, નિગમ જેહને નવ કહેઇ,
નારદાદિક મોટા મન સાથે આમનેઇ
વામદીવ વૈકુંઠ પ્રભુને સર ઉરિ નાખી રહે,
એહ લીલા સુણો રાજન, 'વસતો ઉત્તર શ્રીશુકદેવ કહે ૩૭૦

પદ ૩૮

રાગ

કેટલીએક સ્ત્રીએ નોજા રમની, પૂરી મનસા ગોપીની આમની,
રે વણી કીધી બ્રહ્માના માસની, સર નિશાની પુનમ પ્રકાશની

ઢાલ

પ્રકાશ કીધો સરવી ભામની,
રમણ કરવાને મને કામની[૩૮]

---

૩૮. આ તથા આ પહેલાની પંક્તિનો પાઠ ભ્રષ્ટ છે.

શ્રીકૃષ્ણ સાથે રમતાં ક્ષણ એક જાણી નહી, ૩૭૫
અવિચલ પદમકરંદ એહનો તે કેગેઇ ન વીસરે ૪.
હવે રાત્ર વીતી, સ્મ સોની ગોપિકા ઘેર ઘેર ગઇ;
કાર્ય કરતાં નિસાલીલા નિમેષ તે વીસરે નહી.
કથા કેહેતાં વ્યાસ પોહોતી સકલ વૈકુંઠદાસની;
એક રસના તો શું કરુ ? કેટલીક કહીએ શોભા રાસની ? ૩૮૦

પદ ૩૯

ચાલ

રાસક્રીડા સુણે ને ગાએ મેં, અંગ અંગ તેહને શીતલ થાએ મેં;
× × ,[39] અતિ ઘણો સમાએસ તેહને થાએસે

ઢાળ[40]

સમાએસ કરી મન ગણે નેહડે.
ભગત હરીની વીધ સઘલી હરી,
એમ કહેસે પ્રાણપતિસ સુદરી. ૩૮૫
એ કથા ગાય સાભલે તે ત્રણ ઢાલે ગૌ કોટી દાસી[41]

---

૩૯. મૂળમા એક ચરણ ખૂટે છે ૪૦ આ પછીની ચાર પંક્તિઓનો પાઠ ભ્રષ્ટ છે અર્થ પણ પૂરતો સ્પષ્ટ નથી. ૪૧. કાવ્યની આ પછીની છેલ્લી ચાર પંક્તિઓ મૂળ હાથપ્રતમા તૂટે છે. અર્થાત્ હાથપ્રત પૂર્ણ-કલ્પ છે, પણ સંપૂર્ણ નથી.

८

## કેસરવિમલકૃત

## સૂક્તમાલા

सकलसुकृतवल्लीवृन्दजीमूतमालां,
निजमनसि निधाय श्रीजिनेन्द्रस्य मूर्तिम् ।
ललितवचनलीलां लोकभाषानिबद्धै-
रिह कतिपयपद्यैः सूक्तमालां तनोमि ॥

तदनुक्रमसंग्रहो धर्मवर्गस्य यथा—

तत्त्वज्ञानमनुष्यसज्जनगुणाः न्यायः प्रतिज्ञा क्षमा
चिन्ताद्यं च कुलं विवेकविनयो विद्योपकाराद्यमाः ।
दानक्रोधदयादितापविषयाः साक्षात्प्रमादस्तथा
साधुश्रावकधर्मवर्गविषये ज्ञेयाः प्रसङ्गा अमी ॥

### ધર્મવર્ગ

માલિની

દેવ વિષયે સકલ કરમવારિ, મોક્ષમાર્ગાધિકારી, ૧૦
ત્રિભુવનઉપકારી, કેવલજ્ઞાનધારી,
ભવિજન નિત સેવો[૧] દેવ[૨] તે ભક્તિભાવે,
ઇહ જિન ભજતાં સર્વ સંપત્તિ આવે.

---

૧ સેવા. ૨ દેવ.

જિનવરપદસેવા - સર્વસંપત્તિદાયી,
નિશદિન સુખદાયી, કલ્પવલ્લી પ્રમાણી,[3] ૧૫
નમિ વિનમિ લહીજે સર્વ વિદ્યાવડાઇ,
ઋષભજિનદ સેવા સાધતાં તેહ પાઇ.

ગુરુ વિષયે
સ્વપર સમય જાણે, ધર્મવાણી વખાણે,
પરમગુરુ કહાથી તત્ત્વ નિઃશંક માણે,
ભવિક કજ વિકાસે, ભાનુ જ્યું તેજ ભાસે, ૨૦
ઇહ જ ગુરુ ભજો જે શુદ્ધ માર્ગ પ્રકાસે.[4]

ધર્મ વિષયે
જલનિધિજલવેલા ચંદ્રથી જેમ વાધે,
સકલ વિભવલીલા ધર્મથી તેમ સાધે,
મનુષ્યજનમ કેરો સાર તે ધર્મ જાણિ,
ભજિ ભજિ ભવિ[5] ભાવે ધર્મ તે[6] સૌખ્યખાણિ. ૨૫
ઇહ "ધરમપસાયે" વિક્રમે સત્ય સાધ્યો,
ઇહ ધરમપસાઇં સાલીનો સાથ વાધ્યો,
જસ ૬ નરગયવાજી મૃત્તિકાના જિ કેઈ.
ગણુ સમય થયા તે જીવ સાધ્યા[7] તિ કેઈ.

જ્ઞાને
તન ધન ઠકુરાઇ સર્વ એ જીવને છે, ૩૦
પણ ઇક દહિલો જ્ઞાન સંસારમાં છે,
ભવજલનિધિ તારે સર્વ જે દુઃખ વારે,
નિજપરહિત હેતે જ્ઞાન જે ધ્યાન ધારે.
જવ ઋષિ ઇક ગાથાઓથથી ભો નિવાર્યો,
ઇક પદથી ચીલાતી-પુત્ર સંસાર વાર્યો, ૩૫

---

૩ સહાઇ. ૪ આ પછી ગુ. વ. સો. ની પ્રતમા નીચેની કડી વધારે છે: સુગુરુ વચણ સંગે નિત્ય જીવ રંગે નિરમલ નર થાયે જેમ ગંગા પ્રસંગે; સુણિય સુગુરુ કેશી વાણી રાય પ્રદેશી, સહે સુરભવવાસી તે હુસ્યે મોક્ષવાસી. ૫ ભલ. ૬ જથી. ૭ સાચા.

મલયગિરિ કને[10] જે જંબુનિમ્બાદિ સોહે,
મલયજ તરુસંગે ચંદના તેહ હોહે,
ઇમ લહીય વડાસું કીજીઇ સંગ રંગે, ૬૦
ગજ સિર ચઢી બેઠી જ્યૂં અજા સિંહ સંગે.

ન્યાયે
જગ સુજસ સુવાસે, ન્યાયલચ્છી ઉપાસે,
બ્યસન દુરિત નાસે, ન્યાયથી લોક વાસે,
ઇમ હૃદય વિમાસી ન્યાય અંગીકરિજે,
અનય પરહરિજે, વિશ્વને વશ્ય કીજે. ૬૫

પશુ પણ તસ હોવે[11] ન્યાયથી જે ન ચૂકે,
અનય પથિ મલે[12] જે ભાઇ તે તાસ મૂકે,
કપિકુલ મિલી સેવ્યો રામને સીસ નામી,
અનયકર તજ્યો જ્યૂં ભાઇયે લંકસામી

ન્યાય ધર્મે
હય ગય ન સહાઇ, બુદ્ધિ કિં તે સહાઇ, ૭૦
રિપુ વિજય વધાઇ, ન્યાયને ધર્મ ધાઇ,[13]
ધરમ નય ધરિ જે તે સુખે વૈરિ જીપે,
ધરમ નયવિહૂણા તેહને વૈરિ કોપે[14]

ધરમ નય પસાયે પાંડવા પંચ તેઈ,
ફિરિ બુદ્ધિ જય પામ્યા, રાજલીલા લહેઈ, ૭૫
ધરમ નયવિહૂણા કૌરવા ગર્વગતા,
ગુણસમય વિગૂતા પાંડવ તેહ જીત્યા.

પ્રતિજ્ઞાધામ
શુભ-અશુભ જિ કાંઈ આદર્યું તે નિવાહે,
રવિ પણિ તસ જોવા વ્યોમ જાણ્ડવગાહે,
કરિ ગ્રહ્યા ન નિવાહે તાસ નિસ્સંત[15] પાપે, ૮૦
મલિન તનુ પખાલે સિંધુમાં સૂર આપે.

---

૧૦ કડે. ૧૧ રેવે. ૧૨ ચલે ૧૩ ધર્મદાયી. ૧૪ જીપે. ૧૫ નિસ્રાત

પુરષરયણ મોટા તે ગિણીજે ધરાયે,
જિણિઇ પડિવજ્યૂં જે તે ન છંડે પગાયે;
ગિરીશ વિષ ધર્યો જે તે ન અદ્યાપિ નાંખ્યો,
દુરગત નર લેઈ વિક્રમાદિત્ય ગખ્યો. ૮૫

ઉપશમે ઉપશમ હિતકારી સર્વદા લોકમાહિં,
ઉપશમ ધરિ પ્રાણી, એ સમો સૌખ્ય નાહિં;
તપ જપ સુરમેવા એહ[૧૬] જે આદરે છે,
ઉપશમ વિણુ જે તે વારિમંથા કરે છે.

ઉપશમરસલીલા જાસ ચિત્તે વિગાજિ, ૯૦
કિમ નગભવ કેરી રુદ્ધિમાં તેહ ગાજે ?
ગજ મુનિવર જેહા, ધન્ય તે જ્ઞાનગેહા,
તપ કરિ કૃશદેહા, શાન્તિપીયૂષમેહા.

જગજનઉપકારી ચિત્ત એવું સદાઇ,
વલી અતિ મધુરાઇ, સાચ વાચા સુહાઇ, ૯૫
વપુ પરહિત હેતે, ત્રણ્ય એ શુદ્ધ જેને,
તપ જપ વ્રત મેવા તીર્થ એ સર્વ તેને.

મણું વચ[૧૭] તનુ ત્રણ્યે ગંગ જ્યૂં શુદ્ધ જેને,
નિજ ઘર નિવસંતા નિર્જરા ધર્મ તેને;
જિમ ત્રિકરણ શુદ્ધે દ્રૂપદી અંબ વાગ્યો, ૧૦૦
ઘરિ સફલ ફલેતો શીલધર્મે સુહાગ્યો.

ફલે સહિજ ગુણુ વમે જ્યૂં શંખમાં શ્વેતતાઇ,
અમૃત મધુરતાઇ, ચંદ્રમાં સીતલાઇ,
કુવલય સુરભાઇ, ઇક્ષુમાં જ્યૂં મીઠાઇ,
કુલજ મનુજ કેરી ત્યૂં સુભાવે ભલાઇ. ૧૦૫

---

૧૬ સર્વ. ૧૭ વય.

જિણ ઘર વર વિદ્યા જો હુવે તો ન રુદ્ધિ,
જિણ ઘર દુય લાભે તો ન સૌજન્યવૃદ્ધિ,
સકુલ[૧૮] જનમ યોગે એ ત્રણ્યે જો લહીજે,
અભયકુમર જ્યૂં તો જન્મ એ સાર્થ કીજે.

વિવેકે
હૃદય ધરિ વિવેક પ્રાણી જો દીપ વાસે, ૧૧૦
સકલ જ ભવનો તો મોહઅંધાર નાસે,
પરમધરમ વસ્તુતત્ત્વ પ્રત્યક્ષ ભાસે,
કરમભર પતંગા સ્વાંગ તે તાં વિધ્વંસે.

વિકલ નર કહીજે જે[૧૯] વિવેક વિહોણા,
સકલ ગુણ ભર્યા તે, જે વિવેક વિલીના, ૧૧૫
જિમ સુમતિ પુરોધા ભૂમિગેહે વસતે,
સુગતિ જુગતિ કીધી જે વિવેક ઉગતે.

નિસિ વિણ સસિ સોહે જ્યૂ ન સોલે કલાઇ,
વિનય વિણ ન સોહે ત્યૂંહિ વિદ્યાવડાઇ,
વિનય વહે સદાઈ, જેહ વિદ્યા સહાઇ, ૧૨૦
વિનય વિણ ન કોઇ લોકમા ઉચ્ચતાઇ.

વિનયગુણ ધરીજે, જેહથી શ્રી વરીજે,
સુર નરપાન લીલા જેહ હેલાં લહીજે,
પર તણુય શરીરે પેસવા જે સુવિદ્યા,
વિનયગુણથી લાધી વિક્રમે તેહ વિદ્યા. ૧૨૫

વિદ્યાયામ
અગમમતિ પ્રયૂંજે, વિદ્યયા કો ન ગંજે,
રિપુદલબલ ભંજે, વિદ્યયા વિશ્વ રંજે,
ધનથી અધિક વિદ્યા, સીખ એણે તમાસે,
ગુરુમુખિ ભણી વિદ્યા દીપિકા જેમ ભાસે.

---

૧૮ સુકુળ. ૧૯ તે.

સુરનર સુપ્રશંસે, વિદ્યા વેરી નાસે, ૧૩૦
જગ સુજશ સુવાસે, જેહ વિદ્યા ઉપાસે,
જિણુ કરિ નૃપ રંજ્યો ભોજ બાણે મયૂરે,
જિણુ નૃપ કુમરિંદો રંજ્યો હેમસૂરે[20]

ઉદ્યમે

રયણનિધિ તરીને ઉદ્યમેં લચ્છી આણે,
ગુરુ ભગતિ ભણીને ઉદ્યમેં શાસ્ત્ર જાણે, ૧૩૫
દુઃખસમય સહાઈ, ઉદ્યમેં છે ભલાઈ.
અતિ અલસ તજીને ઉદ્યમે લાભિ ભાઈ.

નૃપશિર નિપતંતિ વીજ ઝાત્કારકારિ,
ઉદ્યમ કરિ સુબુદ્ધિ મંત્રીઇ તે નિવારી,
તિમ નિજ સુત કેરી આવતી દુર્દશાને, ૧૪૦
ઉદ્યમ કરિ નિવારી ધ્યાનધર્મ પ્રધાને.

દાન વિષયે

થિર નહી ધન રાખ્યો તેમ નાખ્યો[21] ન જાયેં,
ઇણુ પરિ ધન જોતાં એક ગત્યા જણાયેં,
ઇહ સુગુણ સુપાત્રેં જેહ દે ભક્તિભાવેં,
નિધિ જિમ ધન આગેં સાથિ તેહિજ આવેં. ૧૪૫

નલિ બલિ હરિચંદા ભોજ જેવા ગવાયેં
પ્રગ સમય સદા, તે દાંન કેરેં પસાયેં;

---

૨૦. આ પછી ઉપકાર વિષયે નીચેની બે કડીઓ ગૂ. વ. સો. ની પ્રતમાં વધારે છે; કાવ્યારંભે કર્તાએ આપેલા અનુક્રમ અનુસાર આ કડીઓ હોવી જોઈએ:

તન ધન તરુણાઇ આયૂ એ ચંચલા છે, પરહિત કરિ લીજે લાહરો એ સમે છે; જન જનમ જરા મ્ર લાગરૂપે કંઠ સાહે, કહિનિ તિણિ સહિનો કોણ ઝાપે સહાઈ? (૧) નહિ તરુ ફલ ખાવે, ના નદી નીર પીવે, જસ ધન પરમાર્થે સો બહે છવ છવે, નલ કમ્મ નરિંદા વિક્રમા રાંમ જેહવા, પરહિત કરવા જે ઉપમી હસ તેહવા. (૨) ૨૧ રાખ્યો.

ઇમ હૃદય વિમાસી સર્વથા દાન દીજે,
ધન સફલ કરીજે, જન્મનો લાહ લીજે.

**શીલ વિષયે** અશુભ કરમ બાલે, શીલ શોભા દિપાલે, ૧૫૦
ગુણગણ અજુઆલે, આપદા સર્વ ટાલે,
તસ નર બહુ શ્રી રૂપલાવણ્ય હોઇ,
પરભવિ સિવ હોઇ શીલ પાલે જિ કોઇ.

ઇણિ જગિ જિણદાસ શ્રેષ્ઠિ શીલે સુહાયો,
તિમ[22] નિરમલ[23] શીલે શીલ ગાંગેય ગાયો, ૧૫૫
કલિકરણ મુણિંદા[24] નારદા[25] જે[26] જિ કેઇ,
પરભવ શિવ પામે શીલથી તે તિ કેઇ.

તરણિકિરણથી જ્યૂ સર્વ અંધાર જાયે,
તપ કરિ, તપથી જ્યૂ દુઃખ તે દૂર જાયે,
વલિ મલિન થયું જે કર્મ-આડાલ તીરે[27], ૧૬૦
કિમ તન ન પખાલે, તે તપ-સ્વર્ણનીરે[28].

તપ વિણ નવિ થાઇ નાશ દુષ્કર્મ કેરો,
તપ વિણ ન ટલે જે જન્મ સંસાર ફેરો,
તપબલિ લહી લબ્ધિ ગૌતમે, નંદિષેણે,
તપબલ વપુ કીધૂં વિષ્ણુ વૈક્રિય જેણે ૧૬૫

મન વિણ મિલવો જ્યૂં, આવવો દંતહીણો,
**ભાવના વિષયે** ગુરુ વિણ ભણવો જ્યૂં, જીમવો જ્યું અલૂણો,
જસ વિણ બહુ જીવી જીવને જ્યૂં ન સોહે,
તિમ ધરમ ન સોહે ભાવના જો ન હોએ.

---

૨૨ નિરમલ. ૨૩ ગુણ ૨૪ નરિંદા. ૨૫ એ સમા. ૨૬ છે.
૨૭ તીર. ૨૮ નીર.

ભરત નૃપ, પ્રક્ષાચ્ચી, ભરણ્ ઓપિ ભાવેં, ૧૭૦
વલી વલકલચીરી કેવલ ગ્યાન પાવેં;
હલધર હરિણો જે પંચમે સ્વર્ગ જાઇ,
ઇહજ ગુણપસાયેં તાસ નિસ્તાર[૨૯] થાઇ.

ક્રોધ વિષયે ત્રિણ્ય ભુવન દહતો વસ્તુ જ્યૂં સર્વ બાલેં,
ગુણ રયણભરી ત્યૂં ક્રોધ કાયા પ્રજાલેં, ૧૭૫
પ્રશમ જલદ[૩૦] ધારા, વહ્નિ તે ક્રોધ વારો,
તપ જપ વ્રત સેવા પ્રીતવલ્લી વધારો.

ધરણિ ફરશુરામેં, 'ક્રોધ નિઃક્ષત્રી કીધી,
ધરણિ સુભુમ રાઇ ક્રોધ નિઃબ્રહ્મ સાધી,
નરકગતિ સહાઇ, ક્રોધ એ દુઃખદાઇ, ૧૮૦
વરજ વરજ ભાઇ, પ્રીત દેજે વધાઇ.

માન વિષયે વિનય વન તણી જે મૂલશાખા વિમોડેં,
સુગુણકનક કેરા શૃંખલાબંધ તોડેં,
ઉનમદ કરિ દોડેં માન તે મત્ત હાથી,
નિજ વસ કરિ લેઓ, અન્યથા દુરિ એથી. ૧૮૫

વિષમ વિષ સમો એ માન તે સર્પ જાંણો,
મનુજ વિકલ હોવેં એણુ[૩૧] ડંખેજ જાણો,
ઇહ ન પરિહર્યો જે માન દુર્યોધને તો,
નિજ કુલ વિણસાડ્યો માંનને જે વહતો.

માયા-વિષયે નિહુરપણ નિવારિ, હૈયડે હેજ ધારી, ૧૯૦
પરિહરિ છલ માયા, એ અસંતોપકારી.
મયૂર[૩૨] મધુર બોલેં તોહે વિશ્વાસ નાંણે,
અહિ ભિક્ષણ પ્રમાંણે માંધિ એ લોક જાંણે.

૨૯ વિસ્તાર. ૩૦ જલધિ. ૩૧ એક. ૩૨ મયુર.

મ કરિ, મ કરિ માયા, દંભ દોષદુછાયા,
નિરય તિરિય કેરાં જન્મ દે જેહ માયા, ૧૯૫
બલિ નૃપ છલવાનેં વિષ્ણુ માયા લહંતા[33]
લહુઅપણુ લહ્યું જે વામનારૂપ લેતા.

**લોભ વિષયે** સુણિ વયણ સયાણે, ચિત્તમાં લોભ નાણે,
સકલ વ્યસન કેરો માર્ગ એ લોભ જાણે;
ઇક ક્ષણ પણ એને સંગરંગે મ લાગે, ૨૦૦
ભવ ભવ દુઃખ દે એ, લોભને દૂર ત્યાગે.

કનકગિરિ કરાયા લોભથી નંદરાયે,
નિજ અરથ ન આયા, તે હર્યા દેવતાએ;
સયલ નિધિ લહીજે, સ્વાયતે વિશ્વ કીજે,
મનતન નવિ[34] રીઝે, લોભતૃષ્ણા ન છીજે. ૨૦૫

**દયા વિષયે** સુકૃતકલપવેલી, લચ્છીલીલાસહેલી,
વિગતિરમણિકેલિ, શાન્તિરાજામહેલી,
સકલ ગુણ ભલેરી, તે દયા જીવ કેરી,
નિજ હૃદય ધરીને સાધીયેં મુક્તિ સેરી.

નિજ શરણ પરેવો શ્યેનથી જેણુ રાખ્યો, ૨૧૦
પટ-દશમ જિને તે[35] એ દયાધર્મ દાખ્યો,
તેહ હૃદય ધરીનેં જો[36] દયાધર્મ કીજે,
ભવજલધિ તરીજેં, દુઃખ દૂરેં કરીજેં.

ગરલ[37] અમૃતવાણી, સાચથી અગ્નિ પાણી,
રજુ સમ અહિરાણી, સાચ વિશ્વાસખાણી ૨૧૫
સુપ્રસન સુર કીજેં, સાચથી તે તરીજેં,
તિણુ અલિક તજીજેં, સાચ વાણી વદીજેં.

---

૩૩ વહંતા. ૩૪ હવિ. ૩૫ જિનેન્દ્રે. ૩૬ જે. ૩૭ ઝેર

જગ અપજસ વાધે કૂડવાણી વદંતાં.
વસુ નૃપ કુગતિ ગ્યો સાખ કૂડી ભરંતાં,
અસત વચન વારિ, સાચને ચિત્ત ધારિ, ૨૨૦
વર વચન વિચારિ, જે સદા સૌખ્યકારી.

ચૌર્યે પરધન અપહારે, સ્વાર્થને ચોર હારે,
કુલ અયશ વધારે, બંધઘાતાદિ ધારે;
પરધન તિણ હેતે સર્પ જ્યૂં દૂર વારિ,
જગજનહિતકારિ હોય, સંતોષ ધારિ. ૨૨૫

નિશદિન નર પામે જેહથી દુઃખ કોરિ,
તજિ તજિ ધનચોરી, કષ્ટની જેહ ઓરિ,
પરધન જિ હરંતા રોહિણી ચોર રંગે.
ઇહ અભયકુમારે તે ગ્રહ્યો બુદ્ધિરંગે.

બ્રહ્મચર્યે અજસપડહ વાગે, લોકમાં લીહ લાગે, ૨૩૦
દુરિજન સહુ જાગે, તેહને લાજ લાગે,
સજન પિણુ વિરાગે, મા રમે એણુ[૩૮] રાગે,
પરત્રિયરસરાગે દોષની કોડ જાગે.

પરત્રિયરતિરાગે નાશ લંકેશ પાયો,
પરત્રિયરતિત્યાગે શીલ ગંગેવ ગાયો, ૨૩૫
દ્રુપદ–જનકપુત્રી વિશ્વ વિશ્વે વિદીતી,
સુરનર મિલી સેવી, શીલને જે ધરંતી.

પરિગ્રહે શશિ ઉદય વધે જ્યૂં સિન્ધુવેલા ભલેરી,
ધન કરિ મનસા એ તેમ વાધે ઘણેરી,
દુરિત નગર શેરી, તું કરે એ પરેરી, ૨૪૦
મ મ કરિ અધિકેરી પ્રીત એ અર્થ કેરી.

---

[૩૮] મારગે એણ.

મનુષ્ય જનમ હારે, દૂખની કોડિ ધારે,
પરિગ્રહમમતાયે સ્વર્ગનાં સૌખ્ય વારે,
અધિક ધરણિ લેવા ધાતકીખંડ કેરી
સુભમ કુગતિ પામી ચક્રીરાયે ઘણેરી. ૨૪૫

સંતોષે

સકલ સુખ ભરાયે, વિશ્વ તો વશ્ય થાયે,
ભવ જલધિ તરાયે, દૂખ દૂરે પલાયે,
નિજ જનમ સુધારે, આપદા દૂર વારે,
નિત ધરમ વધારે, જેહ સંતોષ ધારે.

સકલ સુખ તણો તે સાર સંતોષ જાંણો, ૨૫૦
કનક રમણિ કોટિ[૩૯] જોઇ[૪૦] ઇચ્છા ન આંણો.
રજનિ કપિલ બાંધ્યો સ્વર્ણની લોલતાયે,
ભમર કમલિ બાંધ્યો તે અસંતોષતાયે.

વિષયે

શિવપદ જદિ વાંછે જેહ આનંદદાઇ,
વિષ સમ વિષયા તો છાંડિ દે દુઃખદાઇ; ૨૫૫
મધુર અમૃતધારા દૂધની જો લહીજે,
અતિ વિરસ સદા તો કાંજી કાં સગ્રહીજે ?

વિષયવિકલ તાણી કીચકે ભીમભાર્યા,
દશમુખ અપહારી જાનકી રામભાર્યા,
રતિ ધરી રહનેમિ કીડવા નેમિભાર્યા, ૨૬૦
જિણે વિષય ન વર્જ્યા તેહ જાણે અનાર્યા.

ઇન્દ્રિયવિષયે

ગજ મકર પતંગા જેહ ભૃંગા કુરંગા,
ઇંક ઇક વિષયાર્થે તે લહે દૂખસંગા;
જસ પરવશ પાંચે તેહનું શું કહીજે ?
ઇમ હૃદય વિમાસી ઇંદ્રી પાંચે દમીજે. ૨૬૫

---

૩૯. કેરી. ૪૦. જેહ.

અરથ વિણ દેવનો જેહ વેસ્યાઇ નાંખ્યો,
અરથ વિણ વસિષ્ટે રામ જાતો ઉવેખ્યો,
સુકૃત સુજશકારી અર્થ એ તે ઉપાર્જો, ૩૦૫
અપજશ[૪૮] ઉપજંતો અર્થ તે દૂરિ વર્જો.

**પરહિતે** પરહિત કરવા જે ચિત્ત ઉચ્છાહ ધારે,
પરકૃત હિત હૈયે તે ન કઇ વિસારે.
પ્રતિહિત પરથી જે તે ન વાંછે કદાઇ ૩૧૦
પુરષરયણ સોઇ વંદીઇ મોક્ષદાઇ.[૪૯]

નિજ દુખ ગણિને તે[૫૦] પારકું દુઃખ વારે,
તિણિ[૫૧] તણી બલિહારિ જોઇયેં કોડ વારે;
ઇહ વિષભરી જેની ડંખપીડા સહીને,
વિષધર જિનવીરે બૂઝવ્યો તે વહીને. ૩૧૫

**લક્ષ્મી વિષયે** હરિસુત રતિરંગે જે રમે રાતિ સારી,
શિવતનય કુમારો બ્રહ્મપુત્રી કુમારી,
હિત કરી દગલીશ્રા જેહને લાછિ જોવેં;
સકલ સુખ લહૈં સો, સોઇ વિખ્યાત હોવેં.

લખમી બલેં યશોદા નંદને વિશ્વ મોહે, ૩૨૦
લખમી વિણ વિરૂપી શંભુ ભિક્ષુ ન સોહે,
લખમી લહીય રાંકે જે શિલાદિત્ય ભાંજ્યો,
લખમી લહીય શાકિં વિક્રમેં વિશ્વ રંજ્યો.

**કૃપણે** કણ કણ જિમ મેલે કીટકા ધાન્ય કેરો.
મધુકર બહુ સંચે[૫૨] ભોગવે કો અનેરો, ૩૨૫
તિમ ધન કૃપી કેરો નોપકારે દિવાયેં,
ઇમહિ વિલય જાઇ, અન્યથા અન્ય ખાયે.

૪૮ કુવ વિશ. ૪૯ સો સહાઇ. ૫૦ ન જિણીને. ૫૧ વસ.
૫૨ મધુ કેરો.

કૃપણપણુ ધરંતા જે નવે નંદરાયા,
કનકગિરિ કરાયા તે તિહાં અર્થ નાયા;
ઇમ કૃપણ[૫૩] ધરંતા દુઃખવાસે વસીજે, ૩૩૦
કૃપણપણુ તજીજે, મેઘ જ્યૂં દાન દીજે.

યાચકે

નિરમલ ગુણરાજિ તાં લગે લોક રાજી,
તબ લગ કહે" જી! જી!" તાં લગે પ્રીત ઝાઝી
સુજન જન સનેહી તાં લગે, મિત્ર તેહી,
મુખ થકી ન કહીજે જાં લગેં 'દેહિ દેહિ!' ૩૩૫

જઇ વડપણુ વાંછે માગજે તાં ન કાંઇ,
લહુપણિ જિણુ હોવે કેમ કીજે તિ કાંઇ?
તિમ લઘુ થઇ શોભે ધીરથી દાન લીધું,
હરિ બલિનૃપ આગેં વામના રૂપ લીધું.[૫૪]

નિર્ધને

ધન વિણુ નિજ બંધુ તેહનેં દૂર છંડે, ૩૪૦
ધન વિણુ ગૃહભાર્યા ભર્તૃ સેવા ન મંડે,
નિરજલ સર જેવો, દેહ નિર્જીવ જેવો,
નિરધન તૃણુ જેવો લોકમાં તે ગણેવો.

સરવર જિમ સોહેં નીરપૂરેં ભરાયો,
ધન કરિ નર સોહેં તેમ નિત્યેં ઉપાયો; ૩૪૫
ધન કરિય સુહતો માઘ જે જાણુ હૂતો,
ધન વિણુ પગ સૂજી તેહ દીઠો મરંતો.

રાજસેવા

સુજનસુહિત કીજેં, દુર્જનેંના સીખ દીજેં,
જણજન વશ કીજેં, ચિત્તવાંછા વરીજેં,
નિજગુણુ પ્રકટીજેં, વિશ્વના કામ કીજેં, ૩૫૦
પ્રભુ સમ વિચરીજેં, જો પ્રભુસેવ કીજેં.

---

૫૩ મમત. ૫૪ કીધું.

વિષયવન ચરંતા ઇંદ્રી જે ઊંટડા એ,
જિ ન વશિ કરી રાખ્યે તેહ દ્યં દૂખડા એ,
અવસિ દરણિ મૃત્યુ જ્યૂં અગુપ્તેંદ્રિ પાંમે,
સ્વવશિ સુખ લહ્યાં જ્યૂં કૂર્મ ગુપ્તેંદ્રિ નામેં.

પ્રમાદે સહુ મન સુખ વાંછે, દુઃખને કો ન વાંછે, ૨૭૦
નહિ ધરમ વિના તે સૌખ્ય એ સંપજે છે;
ઇહ સુધરમ પામી કાં પ્રમાદેં ગમીજે !
અતિ અલસ તજીનેં ઉદ્યમેં ધર્મ કીજે.

ઇહ દિવસ ગયા જે તેહ પાછા ન આવે,
ધરમ-સમય આવો[41] કાં પ્રમાદે ગુમાવે ? ૨૭૫
ધરમ નવિ કરે જે આયુ આલેં ગમાવેં,
શશિ નૃપતિ પરે જ્યૂં શોચના અંતિ પાવેં.

શાર્દૂલવિક્રીડિત

સાધુધર્મે જે પંચવ્રત મેરભાર નિવહે, નિઃસંગરંગે રહે,[42]
પંચાચાર ધરે, પ્રમાદ ન કરે, જે દુઃખ તો બહુ સહે,[43]
પંચે ઇંદ્રિતુરંગ જે વશિ કરે, મોક્ષાર્થનઇ સંગ્રહે, ૨૮૦
એવો દુષ્કર સાધુધર્મ, ધન તે જે જ્યૂં ગ્રહે ત્યૂં વહે.

માલિની

મયણ સરવ મોડી કાંમિનિ જેણુ[44] છોડી,
તજિય કનકકોડિ મુક્તિસ્યૂં પ્રીત જોડી,
ભવ ભવ ભય વામી, શુદ્ધ ચારિત્ર પામી,
ઇહ જગ શિવગામી તે નમો જંબૂસ્વામી. ૨૮૫

---

૪૧ આવે. ૪૨ રમઇ. ૪૩ પરિસા સહે. ૪૪ સંગ.

શાર્દૂલવિક્રીડિત

શ્રાવકધર્મે જે સમ્યકત્વ લહી સદા વ્રત ધરેં, સર્વજ્ઞસેવા કરેં,
સંધ્યાવશ્યક આદરેં, ગુરુ ભજેં, દાનાદિ ધર્માચરેં,
નિત્યે સદ્દગુરુસેવના મન ધરેં, એવો જિનાધીશ્વરે
ભાખ્યો શ્રાવકધર્મ હોય દશધા જે આદરે તે તરેં.

માલિની

નિશદિન જિન કેરી જે કરેં શુદ્ધ સેવા, ૨૯૦
અણુવ્રતધર જે તે કામ આણુંદ જેવા,
ચરમ જિણવરિંદે જે સુધર્મે સુવાસ્યા,
સમકિત સતવંતા શ્રાવકા તે પ્રશંસ્યા.

ઇમ અરથ રસાલા[૪૫] જે રચી સૂક્તમાલા,
ધરમનૃપતિબાલા, માલિનીછંદશાલા, ૨૯૫
ધરમ રતિ ધરંતાં જે ઇહા પુણ્ય વાધ્યો,
પ્રથમ ધરમ કેરો સાર એ વર્ગ સાધ્યો.

इति श्रीसूक्तमालायां धर्मवर्गः ।

અર્થવર્ગ

अथार्थवर्गे हितचिन्तनश्रीर्मितंपचार्थस्त्रमहीशसेवा ।
खलादिमैत्री व्यसनादि चैवमिहावधार्याः कतिचित्प्रसंगाः ॥

અર્થમાહાત્મ્યે અરથ અરજિ જેણું સ્વાયતે[૪૬] વિશ્વ હોવેં, ૩૦૦
જિણુ વિણુ ગુણુવિદ્યારૂપને કો ન જોવે;
અભિનવ સુખ કેરો સાર એ અર્થ જાણિ,
સકલ ધરમ એથી સાધીઇ નીતિ[૪૭] આંણિ,

૪૫ વિશાલા. ૪૬ સ્વાધીન. ૪૭ ચિત્ત.

ભગતિ કરી વડાની સેવ કીજેં જિ કાંઇ,
અધિક ફલ ન આપેં કર્મથી તે તિ કાંઇ;
જલધિ તરીય લંકા સીત સંદેશ લાવેં,
હનુમત કરમેં તે રામકચ્ચોટ પાવે. ૩૫૫

ખલે — રસ વિરસ ભજે જ્યૂં અંબ નિમ્બ પ્રસંગે,
ખલમિલન હુવે ત્યૂં અંગરંગ પ્રસગે,
સુણિ સુણિ સસનેહી, જાંણુ લે રીત જેહી,
ખલ તજ નિસનેહી, તેહ સ્યૂં પ્રીતિ કેહી ?

મગર જલવસતો તે કપિરાય દીઠો, ૩૬૦
મધુર ફલ વખાણી તે કર્યો મિત્ર મીઠો,
કપિ કલિજ ભખેવા મચ્છ ખેલી ખલાઇ,
જલ મહિ કપિ બુદ્ધિ, છાંડ દે તે ભલાઇ.

ઉપજાતિ

અવિશ્વાસે — વિશ્વાસ સાથે ન છતેં રમીજેં,
ન વયરિ વિશ્વાસ કદાપિ કીજેં; ૩૬૫
જો ચિત્ત એ ધીર ગુણેં ધરીજેં,
તો લચ્છીલીલા જગમેં વરીજેં.

ચાણુપકે જ્યૂં નિજ કાજ સાર્યો,
જે રાજ્યભાગી નૃપ તેહ માર્યો;
જો ઘૂવડે કાક વિશ્વાસ કીધો, ૩૭૦
તો વાયસેં ઘૂકને દાહ દીધો.

માલિની

મૈત્રી વિષયે — હરિ ક્નકસરિસી સાધુ મૈત્રી સદાઇ,
ઘસિ, કસિ, તપ, વેધે જાસ વાંનિ સવાઇ;

અહવ કહિઈ મૈત્રી ચદ્રમા-સિન્ધુ જેહી,
ઘટ ઘટિ, વધિ વાધિ સાગિઆ એ સનેહી ૩૭૫

ઇહ સજ્જન સનેહે જે વધિ મિત્રતાઇ,
ગવિ પરિ ન ચયે તે, કજ જૂ મધુતાઇ,
હરિ-હલધર મૈત્રી, કૃષ્ણને જે છ માસે
હલધર નિજ ખધે લે ફિર્યો જીવ આશે

વ્યસને નલિન મલિન શોભા સાંઝથી જેમ થાયે, ૩૮૦
ઇહ કુવિસનથી ત્યૂ સપદા કીર્તિ જાયે,
કુવિસન તિણ હેતે સર્વથા દૂર કીજે,
જનમ સફલ કીજે, કીર્તિ પ્રતાપ[1] વરીજે

દ્રુતવિલમ્બિત

દ્યૂતે સુગુરુ દેવ જિહા નવિ લેખવે,
ધનવિનાશ લહે જિણે ખેલવે, ૩૮૫
ભવભવે ભમિશે જિણુ ઊવટે,
કહોને કોણ રમે તિણ જૂવટે ?

ઉપજાતિ

માંસે જે માંસલુબ્ધા નર તે ન હોહે,
તે રાક્ષસા માનુષ પ સોહે
ચૌર્યે જે લોકમા નર્કનિવાસ ચોરી, ૩૯૦
નિવારિયે તે પરદ્રવ્યચોરી

ભુજંગી

મદ્યે સુરાપાનથી ચિત્તમા ભ્રાંત થાયે,
ગયે લાજ-અધીરતા, શીલ જાયે,

---

૧ પ્રતિપાતા

જિહાં જ્ઞાન-વિજ્ઞાન મૂઝેં, ન સૂઝેં,
ઇસ્યુ મદ્ય જાણિ, ન પીજેં, ન દીજેં. ૩૯૫

વેશ્યાસંગે કહો કુણ વેશ્યા તણો સંગ સેવે,
જિણે અર્થ ને લાજની હાણ હોવેં!
જિણેં કોશ સિંહગુફાયેં નિવાસી
છલ્યો સાધુ, નેપાલ ગ્યો કંબલાસી.

ચોપાઈ

મૃગયા વિષયે મૃગયા તજ, જીવઘાત કજેં ૪૦૦
સઘલા જીવ દયા સદા ભજે,
મૃગયાથી દુખ જે લહ્યાં નવાં
હરિગમાદિ નરેન્દ્ર જેહવા.

સ્વાગતા

પરસ્ત્રિયાયામ્ સ્વર્ગિ સૌખ્ય તણી જો મનિ આશા,
છાંડિ તે અપર નારિવિલાસા, ૪૦૫
જેણ એણ નિજ જન્મ દૂખ એ,
સર્વથા ન પરલોક સુખ એ.

શાર્દૂલવિક્રીડિત

યથા [૫૬]દ્યૂતાખેલન પાંડવા વન ભમ્યા, મછે બલિ હારિકા,
માંસે શ્રેણિક નારકી દુખ લહ્યા, ભાખ્યાં ન કે ચોરિકા,
આખેટે દશરથ પુત્રવિરહી, કેવલ વેશ્યાઘરે,
લંકાસ્વામી પરસ્ત્રિયા રમ ગમે, જે એ તજે તે તરે ૪૧૦

---

૫૬ જૂઆ

માલિની

કીર્તિ વિષયે દિશિ દિશિ પસરતિ ચંદ્રમા જ્યોતિ જેસી,
શ્રવણુ સુણુત લાગે જાણુ મીઠી સુધાશી,
નિશિદિન જન ગાયે રામ રાજન્ન જેવી,
ઇણિ કલિ બહુ પુણ્યેં પામીઇ કીર્તિ એવી. ૪૧૫

પ્રધાને સકલ વ્યસન વારે, સ્વામીશું ભક્તિ ધારે,
સ્વપર હિત વધારે, રાજનાં કાજ સારે,
અનય-નય વિચારે, ક્ષુદ્રતા * દૂર વારે,
ચણિસુત જિમ ધારે, રાજલક્ષ્મી વધારે.

કલાયામ્ ચતુર, કરિ કલાનો સંગ્રહ સૌખ્યકારી, ૪૨૦
ઇણિ ગુણિ જિણુ લાધી દ્રોણુ સંપત્તિ સારી,
ત્રિપુરવિજયકર્ત્તા જે કલાનેં પ્રસગેં,
હિમકર મન રગે જે ધર્યો ઉત્તમાંગેં.

મૂર્ખે વચનરસ ન ભેદેં, મૂર્ખ વાર્તા ન વેદેં,
તસ કુવચન વેધે તેહને શીખ જે દે; ૪૨૫
નૃપશિર રજ નાખી જેહ મૂર્ખે વહીને,
હિત કહત હણી જ્યૂં વાનરે સુગ્રહીને

લજ્જાયામ્ નિજ વચન નિવાહે, લાજ જ્યૂ ગજ વાલે,
વ્રત-નય-કુલરીતિ માન જ્યૂ [૫૭]લાજ પાલેં,
સયલ ગુણ સુહાવેં, લાજથી ભાવદેવેં ૪૩૦
વ્રત નિયમ લહ્યો જે ભાઇ લજ્જાપ્રભાવે

શાલિની

એવા જે જે રૂયડા ભાવ રાજે,
એણે વિશ્વ અર્થથી તેહ છાજે;

---

૫૭ લાલ.

એહવું જાણી સાર એ સૌખ્ય કેરો,
તે ધીરા જે અર્થ અર્જે ભલેરો. ૪૩૫

इति श्रीसूक्तमालायां अर्थवर्गः ।

કામવર્ગ

श्राद्या कियंतः किल कामवर्गे कामो नृनार्यो गुणदोषभाजः ।
सुलक्षणैर्योगवियोगयुक्तैः समातृपितृप्रमुखाः प्रसङ्गाः ॥

ઉપજાતિ

अप्युक्तं च कामे કંદર્પ પંચાનન તેજ આગે
કુરંગ જેવા જગજીવ લાગે;
સ્ત્રીશસ્ત્ર લેઈ જગે વદીતા, ૪૪૦
તે એણ દેવા જનવૃંદ જીતા.

માલિની

મનમથ જગમાહિ દુર્જયી જે અવાપિ,
ત્રિભુવન સુરરાજિ જાસ શસ્ત્રે સંતાપી,
જલજ વિધિ ઉપાસે, વાર્દ્ધિજા વિષ્ણુ સેવે,
હર હિમગિરિજાને જેણુ અર્ધાંગ દેવે. ૪૪૫

શાર્દૂલવિક્રીડિત

ભિલ્લીભાવ ભજ્યો મહેશ ઉમયા જે કામરાગે કરી,
પુત્રી દેખી ચલ્યો ચતુર્મુખ હરિ, આહેરિકા આદરી,
ઇંદ્રે ગૌતમની ત્રિયા વિલસીને સજોગ તે ભોલવ્યા,
કામે એમ મહંત દેવ જગતે તે ભોલવ્યા—રોલવ્યા.

માલિની

નલનૃપ દવદંતી દેખી ચારિત્ર ચાલે, ૪૫૦
અરહન રહનેમિ તે તપસ્યા વિટાલે,
ચરમ જિન મુનિ જે ચેલણા રૂપ મોહેં,
મયણ શર વ્યથાના[૫૮] એહ ઉન્માદ સોહેં.

રથોદ્ધતા

સ્ત્રી-પુરુષ ગુણદોષ

ઉત્તમા પણ નરા ન સંભવે,
મધ્યમા તિમ ન યોષિતા હુવે; ૪૫૫
એહ ઉત્તમિક મધ્યમીપરો,
એહ માહે ગુણદોષનો ગણો[૫૯].

પુરુષગુણાઃ

रूपसौभाग्यसंपन्नाः सत्त्वादिगुणशोभनाः ।
ते लोके विरला धीराः श्रीरामसदृशा नराः ॥

શાર્દૂલવિક્રીડિત

પુરુષદોષ

લંકાસ્વામી હરતિ ગમ તજી જે સીતા ભણી એ થકી, ૪૬૦
સ્ત્રી વેચી હરિચંદ, પાંડવનૃપે કૃષ્ણા ન રાખી શકી,
રાત્રિ છોડી નિજ ત્રિયા નલનૃપે, એ દોષ મોટા ભણી,
જુઓ ઉત્તમમાહિ દોષ ગણતી, કો વાત બીજા તણી ?

---

૫૮ વિ રાના ૫૯ આ પછી ગ્ર વ. સો ની પ્રતમા પુરૂષ-ગુણ વિશે નીચેની કડી વધારે છે—જે નિત્યે ગુણવૃંદ દધે પરનણા, દોષા ન જે દાખવે, જે વિશ્વે ઉપકારિને ઉપકરે, વાણી સુધા જે લવે, પૂરા પૂનિમચંદ્ર જેમ સુગુણા તે ધીર મેરૂ સમા ઊંડા જેહ ગંભીર સાયર જિસ્યા તે માનવા ઉત્તમા.

ઉપજાતિ

સ્ત્રીના ગુણ સુશીખ આલેં, પ્રિયચિત્ત ચાલેં,
જે શીલ પાલેં, ગૃહચિન્ત ટાલેં, ૪૬૫
દાનાદિ જેણેં ગૃહધર્મ હોઇ,
ન ગેહિની તે, ઘરિ લચ્છી સોઇ.

સ્ત્રીના દોષ ભર્તા હણ્યો જે પતિમારિકાએં,
નાખ્યો નદીમાં સુકમાલિકાએં,
સુદંસણ શ્રેષ્ઠિ સુશીલ રાખ્યો, ૪૭૦
તે આલ દેઇ અભયાએ દાખ્યો.

વસંતતિલકા

માર્યો પ્રદેશી સુરિકાંત વિષાવલીયેં,
રાજા જસોધર હણ્યો નયનાવલીઇં,
દુઃખી કર્યો શ્વસુર નૂપુરપંડિતાયેં,
દોષી ત્રિયા ઇમ ભણી નિજ દોષતાયેં. ૪૭૫

શાર્દૂલવિક્રીડિત

સુલક્ષણા સ્ત્રી રૂડી, રૂપવતી, સુશીલ, સુગુણી, લાવણ્ય અંગે લસેં,
લજ્જાલૂ, પ્રિયવાદિની, પ્રિયતણેં ચિત્તે સદા જે વસેં,
લીલા યૌવન ઉલ્લસી ઉરવશી જાણે નૃલોકેં વસી,
એહવી પુણ્યતણી પસાય લહીયેં રામા રમાથી રસી.[૬૦]

ઉપજાતિ

યથા સીતા, સુભદ્રા, નલરાયરાણી, ૪૮૦
જે દ્રૌપદી શીલવતી વખાણી,

---

૬૦ રંભા સારસી.

જે એહની શાલાગુણે સમાણી,
સુલક્ષણા તે જગમાંહિ જાંણી.

માલિની

સંયોગિની પ્રિય સખી પ્રિયયોગે ઉલ્લસે નેત્ર રંગે,
હસિત મુખ શશી જ્યૂં, સર્વ રોમાંચ અંગે, ૪૮૫
કુચ યુગ મૂલ[61] વેરી નમ્રતા જે ન દાખે,
પ્રિયમિલન સમે જે અંતરો તેહ રાખે.[62]

વિયોગિની દિન વરસ સમાણો, રેણી કલ્પાંત જાણો,
હિમગર્જ કદલી જે તેહ ઝાલા પ્રમાણો,
શશિરચિત શશિ જે સૂર સો મોહ લાગે, ૪૯૦
પ્રિયવિરહ પ્રિયાનેં દુઃખ શું સ્યૂં ન જાગે ?

ઉપજાતિ

માતા જે માતનો બોલ કદા ન લોપે,
તે વિશ્વમાં સૂરજ જેમ ઓપે;
જ્યા ધર્મચર્યા બહુધા પઈખી,[63]
ત્યાં માતપૂજા સહુમા સરીખી. ૪૯૫

યથા જે માત મોહે જિન એમ કીધો,
ગર્ભે વસતા વ્રતનેમ લીધો,
જે માત ભક્તાવયણે પ્રબુદ્ધો,
લિલા તપ તે અરહંત સિદ્ધો.

પિતા જે માતભાવે સુખશું જિમાડે,[64] ૫૦૦
જે બાલભાવે સુતને રમાડે,

---

૬૧ મુલ. ૬૨ નાખે. ૬૩ પરીખી. ૬૪ આ તથા અની પછીની પંક્તિને બદલે ગોસાયજીની પ્રતમા નીચે પ્રમાણે છે 'જે બાલભાવે સુતને રમાડે, વિના વાણાવે, રસસ જમાડતા.'

તે તાતનો પ્રત્યુપકાર એહી,
જે તેહની ભક્તિ હિયે વહેહી.

માલિની

યથા નિષધ, સગરરાયા, જે હરિશ્ચંદ્ર, ચંદ્રા,
તિમ દશરથરાયા, જે પ્રસન્ના મુનીન્દ્રા, ૫૦૫
મનકજનક જે તે પુત્રને મોહમાર્યાં,
સ્વસુતહિત કરીને તેહનાં કાજ સાર્યાં,

સ્વાગતા

પુત્ર વિષયે માત તાત પદપંકજ સેવા
જે કરે તસ સુપુત્ર કહેવા;
તેહ કીર્તિ કુલ લાજ વધારે; ૫૧૦
સૂર્ય જેમ[૧૫] જગતેજ વધારે.

શાલિની

યથા ગંગાપુત્રે વિશ્વમાં કીર્તિ રોપી,
આજ્ઞા તેણે તાત કેરી ન લોપી;
તે ધન્યા જે અંજનીપુત્ર જેવા,
જેણે કીધી જાનકીનાથ સેવા. ૫૧૫

તોટક

ઇમ કામવિલાસ ઉલાસન એ,
રસરીતિ હૃદે અનુભાવત એ,
જિમ ચંદન અંગ વિલેપન એ,
હિય હોય સદા સુખસંપત એ

इति श्रीसूक्तमालायां कामवर्गः ।

---

૧૫ સૂર્ય જેમ.

## મોક્ષવર્ગ

ग्राह्या· कियंत· किल मोक्षवर्गे कर्मक्षमासंयमभावनाद्या । ५२०
विवेकनिर्वेदनिजप्रबोध इत्येवमेते अवरप्रसङ्गा ॥

માલિની

**મોક્ષે** ઇણ ભવ સુખહેતે કે પ્રવર્તે અનેગ,
પરભવ સુખહેતે કે પ્રવર્તે અનેગ,
અવર અરથ છંડી મુક્તિપથ આરાધે,
પરમ પુરુષ સોઇ જેહ મોક્ષાર્થ સાધે. ૫૨૫

તજીય ભરતકેરી જેણ છ ખંડ ભૂમિ,[66]
શિવપથ જિણિ સાધ્યો સોલમઇ શાન્તિસ્વામી,
ગજમુનિય પ્રસિદ્ધા તેમ પ્રત્યેકબુદ્ધા,
અવર અરથ છંડિ ધન્ય તે મોક્ષલુબ્ધા.

**કર્મ વિષયે** કરમ નૃપતિ કોપે દુઃખ આપે ઘણેરાં, ૫૩૦
નરય તિરિય કેરા જન્મ જન્મે અનેરા,
શુભ પરિણતિ હોવે જીવને કર્મ તેને
સુર નરપતિ કેરી સંપદા સોઇ દેવે

કરમ શશી કલંકી, કર્મ ભિક્ષુ પિનાકી,
કરમ બલિનરેન્દ્રે પ્રાર્થના વિષ્ણુ રંકી, ૫૩૫
કરમવશ વિધાતા ઇન્દ્ર સૂર્યાદિ હોઇ,
સબલ કરમ સોઇ, કર્મ જેના ન કોઇ.

**ક્ષમાયામ્** દુરિતભય નિવારે, જે ક્ષમા કર્મ વારે,
સકલ તપ[67] સુધારે, પુણ્યલક્ષ્મી વધારે,

---

૬૬ આ કડી ગુ. વ. સો. ની પ્રતમાં નથી. ૬૭ કરમ

ઇમ હૃદય વિમાસી કારમી દેહછાયા ૫૬૦
તજીય ભરતરાયા ચિત્ત યોગેં લગાયા.

અશરણત્વે પરમ પુરુષ જેહવા સંહર્યા જે કૃતાંતે,
અવર સરણ કેનું લીજીઇ તેહ અંતે;
પ્રિય સુહૃદ કુટુમ્બી પાસ બેઠા જિ કોઇ
મરણ સમય રાખે જીવનેં તે ન કોઇ. ૫૬૫
સુરગણ[૭૧] કર જોડી છે[૭૨] કરે જાસ સેવા,
મરણ ભય ન છૂટયા તેહ ઇન્દ્રાદિ દેવા;
જમ જગત ગ્રહંતા[૭૩] એમ જાણી અનાથી
વ્રત મહીય વિછૂટો તેહ સંસારમાંથી.

શાર્દૂલવિક્રીડિત

સંસારે ૯ તિર્યંચાદિ નિગોદ નારકી તણી જે યોનિ યોનિ રહ્યા, ૫૭૦
જીવે દુખ્ખ અનેક દુર્ગતિતણાં કર્મપ્રભાવે લહ્યાં,
યાં સંયોગ વિયોગ રોગ બહુધા, યાં જન્મજન્મે દુખી.
તે સંસાર અસાર જાણી એહવો જે એ તજે તે સુખી.

ઉપજાતિ

યથા જે હીન તે ઉત્તમ જાતિ જાયે,
જે ઊચ્ચ તે મધ્યમ જાતિ થાયે; ૫૭૫
જ્યૂં મોક્ષ મેતાર્ય મુનીન્દ્ર જાયે,
ત્યૂં મંગુસૂરિ પુરયક્ષ થાયે.

એકત્વે પુણ્યેં અકેલો જિઉ સ્વર્ગિ જાયે,
પાપિં અકેલો જિઉ નર્ગિ જાઈ;
એ જીવ જા-આવ કરે અકેલો, ૫૮૦
એ જાણીને એ મમતા મહેલો.

---

૭૧ નર. ૭૨ નેં. ૭૩ ગ્રહંતો.

શ્રુત સહસ્ર આરાધે, જો ક્ષમા મોક્ષ સાધે, ૫૪૦
જિણ નિજ ગુણ વાધે, તે[૬૮] ક્ષમા કાં ન સાધે?[૬૯]

સુગતિ લહી ક્ષમાઇ ખંધસૂરીશ શિષ્યા,
સુગતિ દૃઢપ્રહારી કૂરગડૂં મુનીશા,
ગજ મુનિય ક્ષમાયે મુક્તિપંથ આરાધે,
તિમ સુગતિ ક્ષમાયે સાધુ મેતાર્ય સાધે. ૫૪૫

સ્વાગતા

સંયમે પૂર્વ કર્મ સવિ સંયમ વારે,
જન્મવારિનિધિ પાર ઉતારે,
તેહ સંયમ ન કેમ ધરીજે,[૭૦]
જેણ મુક્તિરમણી વશ કીજે?

તુંગી શૈલ બલદેવ સુહાયો, ૫૫૦
જેણ સિંહ-મૃગ બોધ વનાયો.
તેણ સંયમ લહિય અગાહો,
જેણ પંચમ સુરાલય પાયો.

માલિની

અનિત્યતાયામ્ ધણ કણ તનુ જીવી વીજ ઝાત્કાર જેવી,
સુજન તરુણ મૈત્રી સ્વપ્ન જેવી ગણેવી, ૫૫૫
અહં મમ મમતાયે મૂઢતા કાંઇ માચે,
અથિર અરથ જાણિ, એણસું કોણ રાચે?

ધર્મણુ તરુ સિરીંદા દેખીઇ ભાવ તેઇ,
સુરધનુષ પરે તે ભંગુરા ભાવ તેઈ;

---

૬૮ જે. ૬૯ કાં ન સાધાઇ. ૭૦ આ પંક્તિને બદલે 'તેહને સમહર કેમ ધરીજઇ.'

ઇમ હૃદય વિમાસી કારમી દેહછાયા ૫૬૦
તજીય ભરતરાયા ચિત્ત યોગેં લગાયા.

અશરણત્વે પરમ પુરુષ જેહવા સંહર્યા જે કૃતાંતે,
અવર સરણ કેનું લીજીઇ તેહ અંતે;
પ્રિય સુહૃદ કુટુમ્બી પાસ બેઠા જિ કોઇ
મરણ સમય રાખે જીવનેં તે ન કોઇ. ૫૬૫
સુરગણ[૭૧] કર જોડી છે[૭૨] કરે જાસ સેવા,
મરણ ભય ન છૂટ્યા તેહ ઇન્દ્રાદિ દેવા;
જમ જગત અહંતા[૭૩] એમ જાણી અનાથી
વ્રત ગ્રહીય વિછૂટો તેહ સંસારમાંથી.

શાર્દૂલવિક્રીડિત

સંસારે ૬ તિર્યંચાદિ નિગોદ નારકી તણી જે યોનિ યોનિ રહ્યા, ૫૭૦
જીવે દુખ અનેક દુર્ગતિતણાં કર્મપ્રભાવે લહ્યાં,
યાં સંયોગ વિયોગ રોગ બહુધા, યાં જન્મજન્મે દુખી.
તે સંસાર અસાર જાણી એહવો જે એ તજે તે સુખી.

ઉપજાતિ

યથા જે હીન તે ઉત્તમ જાતિ જાયેં,
જે ઊચ તે મધ્યમ જાતિ થાયેં; ૫૭૫
જ્યૂં મોક્ષ મેતાર્ય મુનીન્દ્ર જાયેં,
ત્યૂં મંગુસૂરિ પુરયક્ષ થાયેં.

એકત્વે પુણ્યે અકેલો જિઉ સ્વર્ગિ જાયેં,
પાપિં અકેલોં જિઉ નર્ગિં જાઈ;
એ જીવ જા–આવ કરે અકેલો, ૫૮૦
એ જાણીને એ મમતા મહેલો.

---

૭૧ નર. ૭૨ નં. ૭૩ હરંતો.

એ એકલો જીવ કુટુંબયોગે
સુખી, દુઃખી તે તસ વિપ્રયોગે;
શ્રી હાથ દેખી વલયો અકેલો,
નમી પ્રબુદ્ધો તિણથી વહેલો. ૫૮૫

અન્યત્વે જો આપણો દેહજ એ ન હોય,
તાં અન્ય કિં આપણ મિત્ર[૭૪] હોય ?
તે સર્વને અન્ય જુદાં ભણીજે,
કેહો તિહાં હર્ષ વિષાદ કીજે ?

દેહાદિ જે જીવ થકી[૭૫] અનેરા, ૫૯૦
ક્યા દુઃખ કીજે તસ નાશ કેરા ?
તે જાણીને વાપણને પ્રબોધી,
સુકોસલે ત્યાંગ ન સાર કીધી.

અશુચિત્વે કાયા મહા એહ અશુચિતાઇ,
જિહાં નવ દ્વાર વહેં સદાઇ, ૫૯૫
કસ્તૂરિ કર્પૂર સુદ્રવ્ય સોઇ,
તે કાયસંયોગ મલીન હોઇ.

અશુચિ દેહી નરનાર કેરી,
મ રાચજે એ મલમૂત્ર શેરી;
એ કારમી દેહ અસાર દેખી, ૬૦૦
ચતુર્થ ચક્રી પણ એ ઉવેખી.

માલિની

આશ્રવે ઇહ અવિરતિ મિથ્યા કોપરાગાદિ[૭૬] સાધે,
ઇણિ ઉણ ભવ જીવા આશ્રવેં કર્મ બાંધે;

---

૭૪ મિત્ર, ૭૫ થકી. ૭૬ મિથ્યાયોગ પાપાદિ.

કરમજનક જે તે આશ્રવા જે નિરુધે,
સમર સમર[૭૭] આત્મા, સંવરી સો પ્રબુદ્ધે. ૬૦૫

ઉપજાતિ

યથા જે કંડરીકે વ્રત છાંડિ દીધું,
ભાઇ તણું તે વલી રાજ લીધું;
જે દુઃખ પામ્યા નરકે ઘણેરા
તે હેતુ એ આશ્રવ દોષ કેરા.

સંવરે જે સર્વથા આશ્રવ એ નિરુંધે, ૬૧૦
તે સંવરી સંવરભાવ સાધે;
તે ભાવિ વંદો ગુરુ વજ્રસ્વામી,
જેણે ત્રિધા કંચન કોડી વામી.

માલિની

નિર્જરાયામ દ્વાદશ તપભેદે કર્મ એ નિર્જરાયે,
ઉતપતિ–સ્થિતિ નાસે, લોક ભાવા ભરાયે; ૬૧૫
દુરલભ જગ બોધિ, દુર્લભા ધર્મબુદ્ધિ,
ભવહરણિ વિભાવો ભાવના એહ શુદ્ધિ[૭૮].

ઉપજાતિ

એ નિર્જરા કામ સકામ તેહી,
અકામ જે તે મરુદેવી જેહી;
જે ધ્યાનથી કર્મહ નિર્જરીજે, ૬૨૦
દઢપ્રહારી પરિ તે તરીજે.

માલિની

લોકસ્વરૂપે જિમ પુરુષ વિશેષે એ અધોલોક તેવો,
તિરિય પણુ વિરાજે થાલ સુવૃત્ત જેવો;

---

૭૭ સમર સમય. ૭૮ પ્રભવ હરણુ વિધા ભાવના એહ બુદ્ધિ.

૬. કર્મદલ ખપેઇ, કેવલગ્યાન લેઇ,
ધન ધન નર તેઇ મોક્ષ સાધે નિ કેઇ.

इति श्रीसूक्तमालायां मोक्षवर्गः ।

प्रशस्ति

इत्येवमुक्ता किल सूक्तमाला विभूषिता वर्गचतुष्टये
तनोतु शोभामधिकं जनानां कंठे स्थिता मौक्तिकमालिकेव

आसीत् मद्गुणसिन्धुपार्वणशशी श्रीमत्तपागच्छपः
सूरिः श्रीविजयप्रभाभिध गुरुर्जातो जगद्वन्दनः ।[८१]
तत्पट्टोदयभूधरे विजयते भास्वत्प्रभावोद्यतः
सूरिः श्रीविजयादिरत्नसुगुरु विद्वज्जनानन्दभूः ॥
विख्यातस्तद्राज्ये प्राज्ञाः श्रीशान्तिविमलनामानः ।
तत्सोदरा बभूवुः प्राज्ञाः श्रीकनकविमलाह्वाः ॥
तयोरुभौ विनेयौ विद्वान् कल्याणविमल इत्याद्यः ।
तत्सोदरो द्वितीयः केसरविमलाभिधोऽवरजः ॥४॥
तेन चतुर्भिर्वर्गैरचिता भाषानिबद्धरुचिरेयम् ।
सूक्तानामिह माला मनोऽभिनादाय बालानाम् ॥५॥
वेदेन्द्रियर्षिचन्द्रे १७५४ प्रमिते श्रीविक्रमाङ्कने वर्षे
अग्रन्थि सूक्तमाला केसरविमलेन विबुधेन ॥६

इति श्रीसूक्तमाला संपूर्णा ॥

---

८१ गुरुर्बुद्ध्या जित- स्वर्गुरु

# શબ્દકોશ

સંગ્રહસ્થ કાવ્યોમાંના નોંધપાત્ર શબ્દો આ કોશમાં લેવામાં આવ્યા છે. શબ્દના અર્થ પછી આપેલા બે અંકો પૈકી પહેલો કાવ્યનો અનુક્રમાંક, તથા બીજો તે કાવ્યની જે પંક્તિમાં પ્રસ્તુત શબ્દનો પ્રયોગ આવે છે તે સૂચવે છે. જેમ કે શબ્દકોશમાં સૌથી પહેલા અછઇ શબ્દ આગળ ૭–૪૪ અંક છે, એટલે તે શબ્દ સાતમા કાવ્ય—વૈકુંઠદાસકૃત 'રાસલીલા'ની ૪૪ મી પંક્તિમાં આવે છે.

સંકેતો નીચે પ્રમાણે છે. સં. = સંસ્કૃત, પ્રા. = પ્રાકૃત, ફા. = ફારસી, દે. = દેશ્ય, અપ. = અપભ્રંશ, જૂ. ગૂ. = જૂની ગુજરાતી, અ. ગૂ. = અર્વાચીન ગૂજરાતી, ગૂ. = ગૂજરાતી, ગ્રા. ગૂ. = ગ્રામ્ય ગૂજરાતી, કાઠિ. = કાઠિયાવાડી, મ. = મરાઠી, મા. = મારવાડી, હિં. = હિન્દી, બં. = બંગાળી.

અછઇ (પ્રા. અચ્છતિ) છે; અસ્વરિત પ્રથમ શ્રુતિલોપથી જૂ. ગૂ. માં 'છઇ' એવું રૂપ પણ થાય છે, જે ઉપરથી અ. ગૂ. 'છે' આવે છે. ૭–૪૪.

અટણાતા (સં. અટ્ ઉપરથી) અથડાતા; ૫–૪૫૭.

અટારો તોફાની; ૫–૨૯૬.

અણલેહતી (સં. અન + લભ્, પ્રા. અણલહ ઉપરથી) બાળકબુદ્ધિ, ગૂ. અલેતી, હલેતી; મ. અલ્લડ; ૫–૭૬૮. અણસમજુ.

અણાહિ (સં. અનાય, પ્રા. અણાહ) ૬–૨૦૭.

અલહાણે (સં. અનુપાનહ્ ?) ઉઘાડે પગે. ગૂ. અડવાણે; ૭–૨૦૬.

ઉરધ મુરજ જેવો લોક નાંણિ પ્રકાશ્યો,
તિમજ ભુવનભાનુ કેવલી ધ્યાન ભાસ્યો. ૬૨૫

સ્વાગતા

બોધિ બોધિબીજ લહી જેહ આરાધે,
તે ઇલાસુત પરેં શિવ સાધે;
ધર્મભાવના ધર્મભાવના લહી ભવિ ભાવો,
રાય સંપ્રતિ પરેં સુખ પાવો.

ઉપજાતિ

રાગે મ રાચો ભવબંધ જાણી ૬૩૦
જે જોંણ તે, રાગ વસેં અનાણી;
ગૌરી તણેં રાગ મહેશ રાગી,
અર્ધાંગ દેવા નિજ શુદ્ધ ભાગી.
દ્વેષ રે જીવ, વિદ્વેષ મનેં મ આણે,
વિદ્વેષ સંસાર નિદાન જાણે;
સાસુ-નણિંદે મિલી કૂડ કીધું,
જૂઠું સુભદ્રાશિર આલ દીધું.

વસંતતિલકા

સંતોષ સંતોષવૃક્ષ જનનેં સુખ હોય જેવું,
તે દ્રવ્યલુબ્ધ જનનેં સુખ નાંહિં તેવું;
સંતોષવંત જનનેં સહૂ લોક સેવે, ૬૪૦
રાજેન્દ્ર રંક સરિખા કરિ જેહ લેવે.[૭૯]

ઉપજાતિ

વિવેક જો જેહ ચિત્તે સુવિવેક જાગે,
તો મોહઅંધાર વિકાર નાસે;

૭૯ દેવે.

વિવેક વિજ્ઞાન તણે પ્રમાણે,
જીવાદિ તે વસ્તુસુભાવ જાણે. ૬૪૫

યથા બાલાપણે સંયમયોગ ધારી
વર્ષાઋતિ કાચલી જેણ તારી
શ્રીવીર કેરો અઇમુત્ત તેઇ
સુજ્ઞાન પામ્યો સુવિવેક લેઇ.

શાર્દૂલવિક્રીડિત

નિર્વેદ જે બંધુજન કર્મબંધન જિસા, ભોગા ભુજંગા ગિણે, ૬૫૦
જાણંતો વિષ સારિખી વિષયતા સંસારતા જે હણે,
જે સંસારહ રાગહેતુ જનને સંસારભાવે હુવે,
ભાવો તે વૈરાગ્યવંત જનને વૈરાગ્યતા દાખવે.[૯૦]

વસન્તતિલકા

નિર્વેદ તે પ્રબળ દુર્ભવ બંદિખાણો,
જે છાંડિવા મન ધરે બુધ તેહ જાણો; ૬૫૫
નિર્વેદથી તજ્ય રાજ વિવેક લીધો,
યોગીન્દ્ર ભર્તૃહરિ સંયમયોગ લીધો.

આત્મપ્રબોધ એ મોહાનદ તજી કેવલ બોધહેતે,
જે ધ્યાન શુદ્ધ હૃદિ ભાવિનિ એક ચિત્તે;
જ્યૂં નિઃપ્રપંચ નિજ જ્યોતિસ્વરૂપ પાવે, ૬૬૦
નિબોધિ એ અક્ષય મોક્ષસુખાર્થ આવે.

માલિની

ભવ વિષય તણા જે ચંચલા સૌખ્ય જાણિ,
પ્રિયતમ પ્રિય ભોગા ભગુરા ચિત્ત આણિ;

---

૯૦ આ પછી શુ. વ. સો. ની પ્રતમા નીચેનું સુભાષિત છે, જે સ્પષ્ટ રીતે પ્રક્ષિપ્ત જણાય છે: 'કામી કે મન કામની જૈસી દાડિમ દાખ; વૈરાગી કે મન વસી નિચ્છારેકી રાખ'.

કર્મદલ ખપેઇ, કેવલગ્યાન લેઇ,
ધન ધન નર તેહ મોક્ષ સાધે જિ કેહ. ૬૬૫

इति श्रीसूक्तमालायां मोक्षवर्गः ।

## प्रशस्तिः

इत्येवमुक्ता किल सूक्तमाला विभूषिता वर्गचतुष्टयेन ।
तनोतु शोभामधिकं जनानां कंठे स्थिता मौक्तिकमालिकेव ॥१॥
आसीत् सद्गुणसिन्धुपार्वणशशी श्रीमत्तपागच्छपः
सूरिः श्रीविजयप्रभाभिध गुरुर्जातो जगद्वन्दनः ।[८१]
तत्पट्टोदयभूधरो विजयते भास्वत्प्रभावोद्यतः
सूरिः श्रीविजयादिरत्नसुगुरु विद्वज्जनानन्दभूः ॥२॥
विख्यातस्तद्राज्ये प्राज्ञः श्रीशान्तिविमलनामानः ।
तत्सोदरा बभूवुः प्राज्ञाः श्रीकनकविमलाह्वाः ॥३॥
तपागुभौ विनेयौ विद्वान् कल्याणविमल इत्याद्यः ।
तत्सोदरो द्वितीयः केसरविमलाभिधोऽवरज ॥४॥
तेन चतुर्भिर्वर्गैरचिता भाषानिबद्धरुचिरेयम् ।
सूक्तानामिह माला मनोज्ञिनोदाय बालानाम् ॥५॥
वेदेन्द्रियर्षिचन्द्रे १७५४ प्रमिते श्रीविक्रमाद्गते वर्षे ।
अग्रन्थि सूक्तमाला केसरविमलेन विबुधेन ॥६॥

इति श्रीसूक्तमाला संपूर्णा ॥

---

८१ गुर्वन्दया जितः स्वर्गेः.

# શબ્દકોશ

સંગ્રહસ્થ કાવ્યોમાંના નોંધપાત્ર શબ્દો આ કોશમાં લેવામાં આવ્યા છે. શબ્દના અર્થ પછી આપેલા બે અંકો પૈકી પહેલો કાવ્યનો અનુક્રમાંક, તથા બીજો તે કાવ્યની જે પંક્તિમાં પ્રસ્તુત શબ્દનો પ્રયોગ આવે છે તે સૂચવે છે. જેમ કે શબ્દકોશમાં સૌથી પહેલા અછઇ શબ્દ આગળ ૭–૪૪ અંક છે, એટલે તે શબ્દ સાતમા કાવ્ય—વૈકુંઠદાસકૃત 'રાસલીલા'ની ૪૪ મી પંક્તિમાં આવે છે.

સંકેતો નીચે પ્રમાણે છે. સં. = સંસ્કૃત, પ્રા. = પ્રાકૃત, ફા. = ફારસી, દે. = દેશ્ય, અપ. = અપભ્રંશ, જૂ. ગૂ. = જૂની ગૂજરાતી, અ. ગૂ. = અર્વાચીન ગૂજરાતી, ગૂ. = ગૂજરાતી, ગ્રા. ગૂ. = ગ્રામ્ય ગૂજરાતી, કાઠિ. = કાઠિયાવાડી, મ. = મરાઠી, મા. = મારવાડી, હિં. = હિન્દી, બં. = બંગાળી.

**અછઇ** (પ્રા. અચ્છતિ) છે; અસ્વરિત પ્રથમ શ્રુતિલોપથી જૂ. ગૂ. માં 'છઇ' એવું રૂપ પણ થાય છે, જે ઉપરથી અ. ગૂ. 'છે' આવે છે. ૭–૪૪.

**અટણાતા** (મં. અટ્ ઉપરથી) અથડાતા; ૫–૪૫૭.

**અટારો** તોફાની; ૫–૨૯૬.

**અણલેહતી** (સં. અન + લભ્, પ્રા. અણલહ ઉપરથી) અણસમજુ, બાળકબુદ્ધિ, ગૂ. અલેતી, હલેતી; મ. અલ્લડ; ૫–૭૬૮.

**અણાહિ** (સં. અનાય, પ્રા. અણાહ) ૬–૧૦૭.

**અણહાણે** (સં. અનુપાનહ્) ઉઘાડે પગે. ગૂ. અડવાણે;

અનાણી ( સં. અજ્ઞાનિન્. પ્રા. અણ્ણાણી ) અજ્ઞાની; ૮-૬૩૧.

અમરી ( સં. અંબરનું સ્ત્રી. ) કસબી વસ્ત્ર, ગૂ. અંબર; ૩-૧૨૭, ૩-૨૩૭.

અલૌકિ ( સં. અલૌકિક ) ૫-૧૧૮.

અવેર ( સં. અવયવ ) જુઓ ' વેલ જાણે હેમતી, અવેર-ફૂલે ફૂલી'–પ્રેમાનંદકૃત નળાખ્યાન, કડવું ૧૫, કડી ૨; ૧-૧૯૧.

અશાનપણે ( સં. અસંજ્ઞત્વન, પ્રા. અસણ્ણુપણ ) અણ-સમજે, બાલપણમાં; ૫-૪૭, ૫-૨૩૬; વળી જૂઓ અસંન અણુસમજ, ૫-૬૧૪.

–અસંભિ ( સં. અસંભવ ) આશ્ચર્યજનક; ૬-૧૧૪.

અસ્મેવ ( સં. અવશ્યમેવ ) જરૂર; ૪-૨૪, ૪-૫૧, ૪-૭૧, ૪-૨૧૪, ૪-૩૨૦.

અહુવ ( સં. અથવા ) ૮-૩૫૪.

અહિરાણી ( સં. અહિરાજ્ઞી ) સર્પિણી; ૮-૨૧૫.

અંતિઉરી ( સં. અન્તઃપુરિકા, પ્રા અંતેઉરિયા ) અંતઃપુરમાં રહેનાર સ્ત્રી, રાણી, ૬-૧૨.

અંદ્ર ( સં. ઇન્દ્ર ) સરખાવો ' અંદ્રાધાર ' વરસાદ, ૨-૧૮૪, ૨-૨૫૭.

અંદ્રગોપ ( સં. ઇન્દ્રગોપ ) ચોમાસામાં થતું એક જીવડું; ૨-૧૫૧.

અંદ્રજાલ ( સં. ઇન્દ્રજાલ ) એક પ્રકારનું જાદુ; ૨-૪૩૬.

અંદ્રાસન ( સં. ઇન્દ્રાસન ) ઇન્દ્રનું આસન; ૨-૨૨૪.

અંદ્રી ( સં. ઇન્દ્રિય ) ૪-૧૬૫.

અંદ્રીવ્રત્ય ( સં. ઇન્દ્રિયવૃત્તિ ) ૪-૨૨૭

આઈ ( આર્યા ઉપરથી ) માતા; મરાઠી, સિન્ધી, બિહારી અને ઓરિયા ભાષાઓમાં આ શબ્દ છે. નેપાલીમાં પણ 'આઈમાઇ' શબ્દ છે. જૂના ગૂજરાતી કવિઓએ આ શબ્દ છૂટથી વાપર્યો છે. ૫-૧૧૦.

આખેર ( સં. ) શિખર; ૮-૪૦૯

આતા ( સં. આત્મજ, પ્રા. અત્તજ ) પુત્રને સંબોધન; ૫-૪૩૭, ૫-૭૩૬, ૫-૭૮૮ ૫-૭૮૯, ૫-૭૯૧, ૫-૭૯૩, ૫-૭૯૫, ૫-૭૯૭, ૫-૭૯૯, ૫-૮૦૧, ૫-૮૦૩; વળી જુઓ આતાજી ૫-૫.

આથ્ય ( સં. અર્થ, પ્રા. અત્થ ) ધન, ૩-૫૮.

આફણી ( સં. આત્માના, પ્રા. અપ્પણા ) પોતે, ૭-૨૫૪.

આશ્રવ ( સં. ) કર્મોનું પ્રવેશદ્વાર, જેનાથી કર્મબંધ થાય છે તે હિંસા આદિ ક્રિયાઓ, ૮-૬૦૩, ૮-૬૦૪, ૮-૬૦૯, ૮-૬૧૦.

આંગલું ( અ. અંગ ઉપરથી ) ઝભલું, આ. ગૂ. આંગડું; સર. 'અગરખુ,' ૫-૪૩૭.

ઇહ્નાણિ ( સં. અભિજ્ઞાન, પ્રા. અહિણ્ણાણ ) ગૂ. એંધાણી ૬-૧૪૧.

ઇસ્ત્રી ( સં. સ્ત્રી ) ૬-૧૧૬.

ઉચેયાં ઝબકયા; ૨-૧૬૯.

ઉપગાર ( સં. ઉપકાર ) ૨-૫૫, ૨-૬૦૬. જુઓ ઉપગારી ૨-૩૭૫.

ઉપશહીઅર ( સં. ઉપસંહર ) સંકેલી લે; ૨-૫૨૯.

ઉલવે ( દે. ) ગુપ્ત સ્થાનમાં, સંતાવાની જગામાં, ગૂ. છાયામાં, ઓળામાં; ૩-૨૫૮. જુઓ દેશી નામમાલા ( ૧-૧૬૦ ) ઓલઓ અવલાપ. વળી જૂના સાહિત્યમાં પણ આ શબ્દ 'ઓલવે' રૂપે મળે છે. જુઓ: 'વા વાએ તેવા લોએ ઓલવા'-ભાલણકૃત નળાખ્યાન, કડવું ૨૮, કડી ૧૪; 'ઓલવાથી શીઘ્ર આવઇ તામ, વીર પ્રતઇ રાય કરઇ પ્રણામ'-સંઘવિજયકૃત સિંહાસનબત્રીસી, કથામુખ, કડી ૧૪૨.

ઉવધિ ( સં. ઔષધિ ) દવા; ૪-૬૦.

ઊગટિ સુગંધી લેપ; ૬-૩૩૭.

ઊપાતી ઉત્પન્ન કરી; ૫-૨૬૫. વળી જુઓ ઉપાતો ૫-૨૬૭.

ઊવટ ( સં. ઉદ્વર્ત્મ ) અવળો રસ્તો; ૮-૩૮૪.

ઐંદ ( સં. ઇન્દ્ર ) ૧-૬૩, ૧-૭૯. જુઓ અઈદ.

ઐંદ્રી ( સં. ઇન્દ્રિય ) ૧-૨૬૭. જુઓ અઇંદ્રી

ઓખધ ( સં. ઔષધ ) દવા; ૨-૪૫૬. જુઓ ઉવધિ.

ઓરિ ( સં. આવલિ ) ગૂ. ઓળ; ૮-૨૨૭, ૮-૩૯૦.

કજ ( સં. કાર્ય, પ્રા. કજ્જ ) કામ; ૮-૨૦.

કર્યો ( સં. કરિષ્યામિ, અપ કરિસિઉં, જૂ. ગૂ. કરીસ ) કરીશ; ૬-૨૧૦. ભવિષ્યકાળનો 'ઈસ' પ્રત્યય જૂ.ગૂ.માં વ્યાપક છે ( જુઓ 'બુદ્ધિપ્રકાશ,' ઓક્ટોબર-ડિસેમ્બર ૧૯૩૬ માં 'પ્રબોધપ્રકાશ'નું મારું અવલોકન ) અત્યારે પણ ઉત્તર ગુજરાતમાં 'ઓલ્યોય-ઓલ્યો' ( બોલીશ ); 'માર્યોય-માર્યો' ( મારીશ ) એવા પ્રયોગો થાય છે.

કવિતા ( સં. કવયિતૃ ) કવિ; ૭-૬. 'કવિ' અર્થમાં 'કવિતા' શબ્દ જૂના સાહિત્યમાં અન્યત્ર પણ વપરાયેલ છે. જુઓ: 'કવિતા કવિત નૂતન કહિ, મુખ બેઠિ સારદ ઉચરિ '–નરપતિકૃત નંદબત્રીસીનું મંગલાચરણ; 'કવિતા કહઇ, શ્રોતા સુણઇ, વિગતા કહઇ વિચાર '–નરપતિકૃત પંચદંડ, પહેલો આદેશ, કડી ૧૮; 'શ્રોતા વકતા સમઝતા, કહે કવિતા કર જોડય; શામળ કહે શિવ શિવ કહો, રીઝે શ્રીરણછોડ '–શામળકૃત શિવપુરાણ.

કહિણ ( સં. કથાનિકા, પ્રા. કહાણિઆ ) વિચાર, ચિન્તા, વાત, ગૂ. કહાણી, કાણ; ૬-૪૧૭.

કેવલગ્યાન ( સં. ) સર્વશ્રેષ્ઠ જ્ઞાન, સર્વજ્ઞતા; ૮-૧૦૧, ૮-૬૬૪.

કોતલ ( ? ) ૫-૨૦૨.

કંકણ ( સં. કર્કર, પ્રા. કક્કર ) ગૂ. કંકર, કાંકરો; ૨-૨૦૧.

કંકરી ( સં. કિંકરી ) દાસી; ૭-૨૨૯.

ખાત ( સં. ખ્યાતિ ) કીર્તિ; ૨-૫૯૬.

ગણીઅલ ( સં. ગુણી+કુલ ) ગૂ. ગુણીઅલ; ૬-૨૧૧, ૬-૨૨૩; સરખાવો જૂ. ગૂ. અલીઅલ ( સં. અલિકુલ ), રાઉલ ( સં. રાજકુલ ) ઇત્યાદિ.

ગરીધર ( સં. ગિરિધર ) કૃષ્ણ; ૭-૩૦૨.

ગુણ ( સં. ગણપતિ, જૂ. ગૂ. ગુણપતિ–ગુણવઇનો સંક્ષેપ ) ૬-૭.

ગુણઅન ( સં. ગુણી જન ) ૬-૧૦.

ગુજ્ઝ ( સં. ગુહ્ય, પ્રા. ગુજ્ઝ ) છાની વાત; ૩-૨૬૩.

ગોઆલણી ( સં. ગોપાલ, પ્રા. ગોઆલ, ગોવ, તેનું સ્ત્રીલિંગ ) ગોવાલણી ૭-૩૦૨.

ગોબ્યંદ ( સં. ગોપી+ઇન્દ્ર ઉપરથી થયેલું પ્રા. રૂપ 'ગોવિન્દ' સંસ્કૃતમાં પણ રૂઢ થઈ ગયું હતું) ૩-૧૦૨, ૩-૨૬૯, ૬-૧૨૨.

ગ્રભ ( સં. ગર્ભ ) ૬-૨૪. આ સાથે ગ્રભ પ્રયોગ પણ છે: ૬-૨૮, ૬-૩૭, ૬-૩૯, ૬-૫૦ ઇત્યાદિ.

ઘિર્યં ( સં. ગૃહે, જૂ ગુ. ઘરિ ) ઘરમાં, કાંઈ ઘિયેં; ૩-૫૮.

ચણિસુત ચણિકનો પુત્ર, ચાણક્ય; ૮-૪૧૯.

ચતુરાત ચતુરાઈ, ૫-૨૯૯.

ચવે ( સં. ચ્યુ ઉપરથી ) ચ્યુત થાય, ભ્રષ્ટ થાય; ૪-૧૯૦ ૪-૩૪૭. ચ્યવે પ્રયોગ પણ છે; ૪-૨૨૦.

ચુંકાર (સં. ચમત્કાર, પ્રા ચવઁક્કાર, અપ ચઉંકાર) આશ્ચર્ય; ૬-૩૧. સર૦ ગુ. ચોંકવું, ચોંકારો, ચોંકાવનારું. સંસ્કૃતમાં આનંદપુરનું એક નામ 'ચમત્કારપુર' છે, તેનું પ્રા. અને જૂ. ગુ માં 'ચોકારપુર' એવું રૂપ મળે છે.

છાવપણું ( સં. શાવત્વન ).બાલપણું; ૫-૩૬૫, ૫-૬૯૦.

છાં ( 'છ' ક્રિયાપદનું વર્તમાન બીજા પુરૂષ એકવચનનું રૂપ ) છું છે, ૫-૭૫૦.

છાંહુઆં અળવીતર઼ાં ૫-૨૫૮, ૫-૩૬૫, ૫-૬૯૦.

છોબન (સં. સુધા+બદ્ધ) છો-વાળાં, ચૂં છોબંધ; ૫-૧૪૬.

જમલ્ય ( સં. યમલ ) પાસે, મ. જવળ; ૪-૩૩૫. વળી જુઓ જ્યમલો ૫-૩૦

જાસ ( સં. યસ્ય,- પ્રા. જસ્સ ) જેનું; ૮-૩૭૩

જિઉ ( સં. જીવ ) ૮-૫૭૮, ૮-૫૭૯.

જીપેં ( સં. જીત ઉપરથી ) છતે; ૮-૭૨. આ અને એને મળતા બીજા પ્રયોગો ઉપરથી જૂ. ગૂ માં 'ત' અને 'પ' પરસ્પર વિનિમયક્ષમ હોવાનું જણાય છે.

જેડય ( જૂ. ગૂ. જોડિ ) વિસગ; ૬-૭૭. જુઓ-'વડુ વીર વિખ્યાત વડીકે મહમૂદ સાહ, મ જેડુ; અનૂમાન બલવંતુ અંદઉ મહૂલ માહિ તેડુ'-કાન્હડદેપ્રબન્ધ, ખંડ ૧, કડી ૩૫. અહીં 'જેડ' ક્રિયાપદ તરીકે પ્રયોજાયેલ છે. 'જેડ' નામના પ્રયોગ માટે જુઓ કા. પ્ર. ૨-૧૨૧, ૩-૩૭.

જોન ( સં. યોનિ ) અવતાર; ૧-૨૩૨.

જ્યામણ દૂધ જમાવવા માટેનું મેળવણ; ૫-૪૨૫.

ડ્રુઢ ( સં. દ્દઢ ) મજબૂત; ૧-૨૯૮.

તરણ ( સં. તરુણ ) ૬-૨.

તાપિસ ( સં. તાપસ ) તપસ્વી; ૫-૧૦૬.

તિજ ( સં. તેજ ) ૨-૪૭૦.

તિજક ( સ. તિર્યક્ ) પશુપક્ષી, તિર્યંચ; ૪-૩૨૮.

તિરિય (સં. તિર્યચ) પશુપક્ષી; ૮-૧૯૫, ૯-૫૩૧. જુઓ તિજક. તિરિય લોક એટલે તિર્યક્ લોક, મૃત્યુલોક; ૮-૬૨૩

તુખ ( સં તુપ ) ફોતરાં. ૨-૨૪૪.

ત્રટ ( સં. તટ ) કિનારો; ૧-૨૭, ૧-૧૨૨, ૨-૬૫૯.

થ્થાં પંચમીનો પ્રત્યય, ૧-૨૬.

થ્થો પંચમીનો પ્રત્યય; ૪-૧૯૦, ૪-૩૩૬, ૪-૩૪૬.

દુલ્લહ ( સં. દુર્લભ ) ૮-૪૫; વળી દુલ્લહો ૮-૩૯.

દેખાડાં તું દેખાડે છે; ૫–૧૩૮.

દ્રામ ( સં દ્રમ્મ, મૂળ સંસ્કૃતમાં આ શબ્દ ગ્રીક Drachme ઉપરથી આવેલો છે. ) પૈસો, ગૂ. દામ; ૩–૨૦. સરખાવો ગૂ. દમડી, તથા ગઝનવીઓના સિક્કાનું નામ ' દિરહમ. '

ધ્રુઉ ( સં. ધ્રુવ ) ધ્રુવનો તારો; ૨–૫૫૭, ૨–૭૩૦. ધ્રુવ પ્રયોગ પણ છે; ૪–૩૦૩.

ધ્રુમંડલ ( સં. ધ્રુવમંડલ ) ૨–૨૨૮.

ધેણ્ય ( સં. ધન્યા, અપ. ધણ ) સીમંતવાળી સ્ત્રી, ગૂ. ધેણ; ૩–૨૦૩.

નર્ત્ત (સં. નૃત્ય) ૬–૨૩૪. નર્તિ ૬–૧૨૮, ૬–૧૩૦, ૬–૧૩૭.

નવી (સં. નીવિ) વસ્ત્રની ગાંઠ; ૭–૧૧૯.

નસેં (સં. નિશ્ચય) ૭–૨૨, ૭–૨૨૫. નસે પણ છે, ૭–૩૪૫.

નાહ (સં. નાથ) ૬–૩૧૧.

નાંન્હડિયો (સં. શ્લક્ષ્ણ, પ્રા. લણ્હ ઉપરથી) ગૂ. નાનડિયો, નાનો, ૫–૧૧૬. સર. સુરતી ગૂ. નાંધલો.

નિહિ (સં. નિધિ) સમુદ્ર; ૮–૧૩૪.

નરય (સં. નરક) ૮–૫૩૧.

નિરય (સં.) નરક; ૮–૧૯૫.

નિર્જ્જરા (સં.) કર્મક્ષય; ૮–૯૯, ૮–૧૧૪, ૮–૧૨૦.

નેયર (સં. નગર) ૬–૩૯૮.

પયઆલ (સં. પાતાલ) ૬–૩૮૫.

પરઘુ (સં. (રાજ)પરિગ્રહ, અપ. પરિગ્ગહુ, જૂ. ગૂ. પરઘુ) ગજકર્મચારી; ૬-૧૪૯. 'પરઘુ' શબ્દનો આ અર્થમાં પ્રયોગ જૂ. ગૂ. માં વ્યાપક છે; જુઓ 'બુદ્ધિપ્રકાશ' એપ્રિલ-જુન ૧૯૪૬ માં મારો લેખ પરઘુ. સર. 'પારઘી' (નાગરોની એક અટક).

પરીઆગત (સં. પ્રજાગત) વંશ; ૨-૧૦૫.

પહેરી (સં. પરિધા ઉપરથી) પહેરેલું વસ્ત્ર, પરિધાન; ૫-૩૮૭.

પાઉધાર (સં. પાદ + ધૃ) ગૂ. પધારવું; ૩-૪૨.

પાખિ (સં. પક્ષ, પ્રા. પક્ખ) સિવાય; ૫-૯૨, ૫-૨૮૮.

પાઠગ (સં. પાઠક) બ્રાહ્મણની એક અટક; ૬-૧૫.

પાત્ર (સં.) નર્તકી; ૬-૧૬૧, ૬-૧૭૧, ૬-૨૦૨, ૬-૨૩૨ ૬-૨૪૬. ગૂ. પાતર.

પિઆલિ (સં. પાતાલ) પાતાલમાં; ૬-૩૮૭. જુઓ પયઆલ

પિરિ (સં. પ્રકાર, પ્રા. પયાર, પછી પયર, પઇર, અને પિર) ૧-૬૩, ૧-૯૩, ૧-૨૧૨. ગૂ. પેર. વળી પિરિં પ્રયોગ પણ છે; ૬-૩૫૬.

પૈઇસણ (સં. પરણલ, પછી પરિમલ) ૪-૨૭૨. જૂ. ગૂ માં સઇર (સં. શરીર), પીમલ (સં. પરિમલ), કઇર (સં. કરીર), અને સઇજલ (સં સરિજ્જલ) જેવા શબ્દોમાં પણ 'ર'ના લોપની આ પ્રક્રિયા નજરે પડે છે.

પોલઇઆ (સં. પ્રતોલિ, પ્રા. પઓલિ, જૂ. ગૂ. પોલિ ઉપરથી) પોળ ઉપર રહેનાર, ગૂ. પોળિયા; ૩-૧૬૫.

પ્રગ (સં.) પ્રભાત. કાઠિ. પ્રગડ, સર૦ પ્રાગડ વાસા, ૮-૧૪૭.

પ્રત્યેકબુદ્ધ (સં.) અનિત્યાદિ ભાવનાની કારણભૂત કોઇ વસ્તુથી જેને પરમાર્થનું જ્ઞાન પ્રાપ્ત થયું છે એવો પુરુષ; ૮-૫૨૮.

પ્રીક્ષા (સં. પરીક્ષા) ૬-૧૩૬.

પ્રેમલિ (સં. પરિમલ) ૬-૨૧૯.

ફટક (સં. સ્ફટિક) કાચ, ગૂં ફટકિયાં; ૫-૬૫૮.

મુહિતો (સં. મદત્ ઉપરથી) ગૂ. મરેતો, મા. મુંતા, હિં. મહતો; ૩-૩૯. મિહિતો ૩-૨૮, ૩-૧૧૨ અને મોંહિતો ૩-૨૩, ૩-૨૪૨ એવા પ્રયોગો પણ મળે છે.

મેખે (સં. મિષ > મેખ +તૃતીયાનો પ્રત્યય) બહાને; ૨-૭૭૬.

મા (સં. મા) નિષેધાર્થે અવ્યય; ૨-૯૬.

યથારેં (સં. યદ્વારે) જે સમયે, ગૂ. જે વારે; ૭-૨૭૧.

યશાવા (સં. યશાવાદ) યશની વાયકા; ૬-૨૪૧.

૦યં તૃતીયાનો પ્રત્યય; ૪-૩૪ (દ્વાયં), ૪-૭૬ (લીલાયં), ૪-૧૪૧ (ધારપ્યાયં), ૪-૩૨૨ (ક્રમલાય), ૪-૩૫૮ (કૃષ્ણજીયં).

યાત્રા (સં.) નૃત્ય; ૬-૧૬૬. સર૦ યાત્રામહોત્સવ, તથા અં. જાત્રા, ગૂ. જાતર.

રતુદાન (સં. ઋતુદાન) ૧-૬૩.

રલી (સં. લલ્ ઉપરથી) આનંદ; ૫ ૨૬૫, ૫-૭૫૯, ૬-૧૧૪.

રવીરજો ગૂ. રવૈયો; ૨-૨૦૯.

રુઠ હ઼ઠે, ગૂ. રઠ; ૩-૭૧.

રેંયણી (સં. રજની) રાત્રિ; ૭-૩૭૨. રેણી પ્રયોગ પણ છે; ૫-૫૮૭.

લગિ (સં. લગ્નસ્મિન્ પ્રા. લગ્ગ હિં, જૂ. ગૂ. લગઇ) પૂર્વ-મર્યાદા દર્શાવનાર અવ્યય, થી, માંડીને. અ. ગૂમાં 'લગી' કેવળ 'સુધી'ના અર્થમાં-ઉત્તરમર્યાદા દર્શાવવા માટે વપરાય છે, પરન્તુ જૂ. ગૂ. મા તે 'થી' તેમજ 'સુધી' એવા બન્ને અર્થમાં વપરાતો; જો કે 'થી'વાળા અર્થમાં તે વધારે વ્યાપક હતો.

લચ્છી (સ. લક્ષ્મી) ૮-૧૩૪ ૮-૨૦૫, ૮-૩૬૭.

લછ (સ. લક્ષ્મી, પ્રા. લચ્છી) ૨-૪૬. જૂ. ગૂ. માં અન્યત્ર લાછિ, લાછ એવા પ્રયોગો પણ મળે છે.

લહુઅપણ (સં. લઘુકત્વન) ૮-૧૯૭. વળી જુઓ લહુપણિ ૮-૩૧૮.

લિંગ (સં. લિંગ) જીવાત્માનું સૂક્ષ્મ શરીર; ૪-૨૩૨.

લાછિ (સં. લક્ષ્મી, પ્રા. લચ્છી) ૮-૩૧૮. જુઓ લચ્છી અને લછ.

લાહ (સં. લાભ) ગૂ. લહાવો; ૮-૧૪૯.

વતાંગરાં (સં. વસ્તુ, પ્રા. વત્થુ, જૂ ગૂ. વતુ=કામ. વતુ+કર) કામ કરનારાં. સર૦ 'પાંચ વતાં પહિલું જઉ તુમ્હે કરિસિઉં, નૃપ જે દેસિઉં અમ્હે; પાંચદંડીઉ છત્ર તુ દેવ, કરિસિઉ વલી તુમ્હારી સેવં'-પંચદંડ ચતુષ્પદી, આદેશ ૧, કડી ૩૭ (બુદ્ધિપ્રકાશ, પુ. ૭૯, પૃ. ૧૯); 'કહિઇ રાજા-કહિસિઉં જે તુમ્હે, વતાં પાંચ કરિસિઉં અમ્હે'-એજ, કડી ૩૮.

વર્ખ (સં. વર્ષ) ૧-૧૫.

વલ્લહઉ (સં. વલ્લભ, પ્રા. વલ્લહ) ગૂ. વહાલો; ૬-૨૬

વલ્લભી (સં. બલ્લવી) ગોવાલણી; ૭-૨૫૦.

વશીહર (સં. વિષધર, પ્રા. વિસહર) નાગ, ગૂ. વસિયર; ૬-૩૫૫.

વાસક (સં. વાસુકિ) વાસુકિ નાગ; ૬-૩૫૪.

વિખ (સં. વેશ) પહેરવેશ; ૨-૪૦. વેખ પણ મળે છે; ૨-૨૨૮, ૨-૨૯૭, ૨-૨૯૯, ૨-૬૦૧.

વિદ (સં. વેદ) ૨-૬૪૫, ૨-૭૧૫. વિદિ પણ મળે છે; ૨-૨૯૫.

વિમાસરેણુ (સં. વિમર્શન) ગૂ. વિમાસણ, ૬-૬૫

વીટૂ હલકા; ૭-૩૬૨.

વીટંબિ (સં. વિડંબ્ ઉપરથી) ગૂ. વિટંબણા કરે; ૧-૧૪૦

વે (સં. વયઃ) ઉમર; ૫-૬૭૮.

વેરાગર (સં. વજ્ર+આકર, મૂળ અર્થ–હીરાની ખાણ) એક પ્રકારનું રત્ન, જૂ. ગૃ. વયરાગર; ૨–૩૬૨.

વેહેરો ભેદ, ફાવત; ૫–૧૯૭.

વૈંસ (સં. વંશ) ૭–૨૨૬.

વ્યુતરે (સં. વ્યુત્તરતિ) ઊતરે; ૫–૩૮.

ષ્રખારત (સં. વર્ષાઋતુ) ૨–૬૫૦.

ષ્રહ (સં. વિરહ) વિયોગ; ૬–૩૮૪, ૬–૪૦૮.

શગ્રિ (સં. શીઘ્ર+તૃતીયાનો પ્રત્યય) ઉતાવળે; ૨–૫૦૫.

શરતિં ૬–૧૩૪. જુઓ સરત.

શલી (દે. છલ્લી) એક પ્રકારનો સાલ્લો, ગૂ. સુલ્લી; ૮–૧૩૬.

શકેપિ (સં. સક્ષેપ+તૃતીયાનો પ્રત્યય) ટૂંકામાં; ૧–૬૮,

શંહીઆર (સં. સંહાર) ૨–૭૬૭.

શાંત્યો (સં. સિંચ ઉપરથી હશે? ગૂ. સાચ્યો–પ્રચ્ગો–સંઘર્યો એ અર્થમાં?) સંતાડ્યો; ૨–૪૪૮. શાંતુ પ્રયોગ પણ છે; ૨–૪૫૪.

શી (સં. શ્રી) ૨–૫૩૨.

શ્રોણામાં (સ. સ્વપ્ન, પ્રા સુમિણ–સુવિણ, ગૂ. સમણું, સોણું. તેમાં 'ર'નો પ્રક્ષેપ થતાં 'શ્રોણુ') સ્વપ્નમાં; ૪–૧૦૭.

સખ (સં. સુખ) ૬–૧૦૪

સદાસવ (સં. સદાશિવ) મહાદેવ; ૭–૩૪. જુઓ સવ

સરણાતિ (સં. શરણાગત) શરણે આવેલ; ૬–૩૧૬.

સયાણે (સં. સજ્જન) ૮–૧૯૮; જૂ ગૃ. સયણ.

સરત સંગીતશાસ્ત્ર સાથે સબંધ ધરાવતી આ કોઇ પારિભાષિક વસ્તુ છે; ૬–૫૭. સાર્ત્ત પ્રયોગ પણ છે; ૬–૭૧, ૬–૧૧૮, ૬–૧૩૯. વળી જુઓ શરતિં

લિંગ ( સં. લિંગ ) જીવાત્માનું સૂક્ષ્મ શરીર ; ૪–૨૩૨.

લાછિ ( સં. લક્ષ્મી, પ્રા. લચ્છી ) ૮–૩૧૮. જુઓ લચ્છી અને ૯.છ.

લાહ ( સં. લાભ ) ગૂ. લહાવો ; ૮–૧૪૯.

વતાંગરાં ( સં. વસ્તુ, પ્રા. વત્થુ, જૂ. ગૂ. વતુ=કામ. વતુ+કર ) કામ કરનારાં. સર૦ 'પાંચ વતાં પહિલું જઉ તુમ્હે કરિસિઉ', નૃપ જે કેસિઉ' અમ્હે ; પાંચદંડીઉ છત્ર તુ દેવ, કરિસિઉ વલી તુમ્હારી સેવ'–પંચદંડ ચતુષ્પદી, આદેશ ૧, કડી ૩૭ ( બુદ્ધિપ્રકાશ, પુ. ૭૯, પૃ. ૧૯ ); 'કહિઇ રાજા-કહિસિઉ' જે તુમ્હે, વતાં પાંચ કરિસિઉ' અમ્હે'–એજ, કડી ૩૮.

વર્ખ ( સં. વર્ષ ) ૧–૧૫.

વલ્લઉ ( સં. વલ્લભ, પ્રા. વલ્લહ ) ગૂ. વહાલો ; ૬–૨૬

વલ્લભી ( સં. બલ્લવી ) ગોવાલણી ; ૭–૨૫૦.

વશીહર ( સં. વિષધર, પ્રા. વિસહર ) નાગ, ગૂ. વશિયર ; ૬–૩૫૫.

વાસક ( સં. વાસુકિ ) વાસુકિ નાગ ; ૬–૩૫૪.

વિખ ( સં. વેશ ) પહેરવેશ ; ૨–૪૦. વેખ પણ મળે છે ; ૨–૨૨૮, ૨–૨૯૭, ૨–૨૯૯, ૨–૬૦૧.

વિદ ( સં. વેદ ) ૨–૬૪૫, ૨–૭૧૫. વિદિ પણ મળે છે ; ૨–૨૯૫.

વિમાસરેણ ( સં. વિમર્શન) ગૂ, વિમાસણ, ૬-૬૫

વીટૂ હલકા ; ૭–૩૬૨.

વીટંબિ ( સં. વિડંબૂ ઉપરથી ) ગૂ. વિટંબણા કરે; ૧–૧૪૦

વે ( સં. વયઃ ) ઉમર ; ૫–૬૭૮.

વેરાગર (સં. વજ્ર+આકર, મૂળ અર્થ—હીરાની ખાણ) એક પ્રકારનું રત્ન, જૂ. ગૂ. વયરાગર; ૨–૩૬૨.

વેહરો ભેદ, તફાવત; ૫–૧૯૭.

વૈંસ (સં. વંશ) ૭–૨૨૬.

વ્યુતરે (સં. વ્યુત્તરતિ) ઊતરે; ૫–૩૮.

વ્રખારત (સં. વર્ષાઋતુ) ૨–૧૫૦.

વ્રહુ (સં. વિરહ) વિયોગ; ૬–૩૮૪, ૬–૪૦૮.

શગ્રિ (સં. શીઘ્ર+તૃતીયાનો પ્રત્યય) ઉતાવળે; ૨–૫૦૫.

શરતિ ૬–૧૩૪. જુઓ સરત.

શલી (દે. જલ્લી) એક પ્રકારનો સાલ્લો, ગૂ. સલ્લી; ૮–૧૩૬.

શંકેપિ (સં. સક્ષેપ+તૃતીયાનો પ્રત્યય) ટૂંકામાં; ૧–૬૮,

શંહીઆર (સં. સંહાર) ૨–૭૬૭.

શાંત્યો (સં. સિંચ ઉપરથી હશે? ગૂ. સાંચ્યો–સંચ્યો–સંઘર્યો એ અર્થમાં?) સંતાડ્યો; ૨–૪૪૮. શાંતું પ્રયોગ પણ છે; ૨–૪૫૪.

શી (સં. શ્રી) ૨–૫૩૨.

શ્રોણામાં (સં. સ્વપ્ન, પ્રા સુમિણ–સુવિણ, ગૂ. સમણું, સોણું. તેમાં 'ર'નો પ્રક્ષેપ થતાં 'શ્રોણું') સ્વપ્નમાં; ૪–૧૦૭.

સખ (સં. સુખ) ૬–૧૦૪

સદાસવ (સં. સદાશિવ) મહાદેવ; ૭–૩૪. જુઓ સવ

સરણાતિ (સં. શરણાગત) શરણે આવેલ; ૧–૩૧૬.

સયાણે (સં. સ્વજન) ૮–૧૯૮; જૂ. ગૂ. સયણ.

સરત સંગીતશાસ્ત્ર સાથે સંબંધ ધરાવતી આ કોઈ પારિભાષિક વસ્તુ છે; ૬–૫૭. સાર્ત્ત પ્રયોગ પણ છે; ૬–૭૧, ૬–૧૧૮, ૬–૧૩૯. વળી જુઓ શરતિ

सव (सं. शिव) महादेव; ६-११२ सर० शिवोऽपि शवतां गत: ।

सं (सं. किदृश, प्रा. जू. गु. किंसिउं, जू. गू सिउं-स्युं) शाथी, केम; ७-२४०, ७-२४८. सं मांनो अनुस्वार कोमळ छे ए स्पष्ट छे.

सालणां अथाणां ! ५-२५९.

साली शालिवाहन राजा; ८-२७.

सावटुमां (सं. स्वापतेय उपरथी) कसबी; ३-१३०. संस्कृतमां 'स्वापतेय'नो अर्थ 'समृद्धि' एवो सामान्य छे, परन्तु जू. गु. मां 'सावटू' शब्द 'कसब', 'जरियान' एवा संकुचित अर्थमां वपराय छे; जुओ 'कान्हडदेप्रबन्ध', १-१६, १-१३८.

सांइ (सं. स्वांज, प्रा. सांय उपरथी) आलिंगन; ५-२४३, ७-२६३.

सांगलतुं गमतुं; ५-२७५.

सुलप (सं. सुलभ) सहेलो; ३-२६८.

सुंनि (सुवर्ण, प्रा. सुवण्ण) सोनामां, गु. सोने; २-१८५.

सुमला कंजुस, मखीचूस, गु. सूमडा; २-१२३.

सूज (सं. सज्ज) भाथा; ८-२१५.

स्तकी (प्रा. थक्क-उपरथी) गू. थकी; १-११. वळी स्तका (गु. थका) प्रयोग पण छे; १-२३.

°ह (सं. °स्य, प्रा °स्स, अप. जू. गु. °स, तेमांथी °ह) षष्ठीनो प्रत्यय; २-८३, ८-१७, ८-१५२.

हेतवाद (सं. हेतुवाद) कुतर्कमूलक वादविवाद; ४-१२५. हिन्दीनी असरवाळो आ प्रयोग छे.

हेलां (सं. हेला+मां) सहेलमां, ८-१२३. हेलो प्रयोग पण छे; ५-१०७.

# શુદ્ધિપત્રક

## ઉપોદ્‌ઘાત

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૩ | નરહરી | નરહરિ |
| ૧૬ | ૧૦ | કડવા | કડવાં |
| ૧૬ | ૧૯ | છે | છે. |
| ૨૦ | ૧૯ | પ્રતિપ્રદ્ય | પ્રતિપદ્ય |
| ૩૧ | ૧૮ | વા. | વ. |

ઉપોદ્‌ઘાતના મુદ્રણમાં ક્વચિત્ અનુસ્વાર ઊઠ્યા નથી, તે સુધારી લેવા વિનંતી છે. પૃ. ૩૧ ઉપર ૧૮મી પંક્તિ પાદટીપ હોઇ લીટીની નીચે જોઇએ.

## મૂળ કાવ્યો

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮ | ૮ | ગોડી | ગોડી |
| ૨૩ | ૧૫ | પાર પરજ | પારં રજા |
| ૨૫ | ૧૪ | દગ ધપટ | દગધ પટ |
| ૨૬ | ૪ | કેરિ | કેહિ |
| ૨૬ | ૧૦ | જગરાયો | જગ જ |
| ૨૮ | ૨૪ | હાંનકી રત | હાંન કીરત |
| ૨૯ | ૧૦ | દ્રુ | 'દ્રુ |
| ૩૨ | ૨૧ | દ્રુપદ | દ્રુપદ. |
| ૩૮ | ૧૫ | દ્રુપદી | 'દ્રુપદી |
| ૪૩ | ૧૧ | ઔષધ' | ઔષધ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૪૮ | ૨ | વજા | વજ્ર |
| ૬૦ | ૧ | આપણાં | આપણુ |
| ૬૮ | ૧૫ | આત્માજ્ઞાને | આત્મજ્ઞાને |
| ૭૩ | ૧૯ | અંતરજ્યાસી | અંતર્યામી |
| ૮૪ | ૧૯ | લેઉં | લેઉં |
| ૯૦ | ૧૫ | છે. | છે |
| ૯૨ | ૧૦ | કાલા | કાલા |
| ૧૧૩ | ૨૨ | લઘુવે, | લઘુ વે |
| ૧૨૨ | ૧૪ | શગાઈ | ગગાઈ |
| ૧૨૪ | ૧૬ | નવતેરી | નવતેરી |
| ૧૨૯ | ૧૨ | કામ દવા | કામક દલા |
| ૧૩૧ | ૧૯,૨૦,૨૧,૨૩ | કિમિ | કિ મિ |
| ૧૩૧ | ૨૦ | ઉભાં | ઉભા |
| ૧૩૩ | ૨૬ | નાલક | બાલક |
| ૧૩૬ | ૬ | નાહાલી નિસ ચરિ | નાહાલીનિ સ ચરિ |
| ૧૪૫ | ૨૭ | ઉડગન | ઉડગન સરખી |
| ૧૮૧ | ૧૮ | પુરૂષ | પુરૂષ |
| ૧૯૨ | ૬ | ફડે | ફાઠે |
| ૧૯૨ | ૧૪ | ...ઘરજા | ...ઘરજા. |